યોગ સંયાંગ ગ્રહી રહિયે. ॥૫॥
તે માંહે ઉત્તપત બ્રહ્માને ઉત્તપત વિષ્ણુ, તો દેવ માહેશ્વર સોહીઃ
ત્રણ મૂર્ત એક જ્યોતિ શું ખેલે, તેને જાણેજ વિર્લા કોઇ.રે યોગેશ્વરો-
યોગ સંયાંગ ગ્રહી રહિયે. ॥૬॥
વેદ કથી કથી બ્રહ્માજી રહ્યા, અને વિષ્ણુએ મેલી માયાઃ
ધ્યાન ધરી ધરી બેઠા માહેશ્વર, તો એ પરિબ્રહ્મકા પાર ના પાયા. રે યોગેશ્વરો-
યોગ સંયાંગ ગ્રહી રહિયે. ॥૭॥
એકાંતિક સેવા તે આગમ ગમેવા, મન વાયક જ્યોતિ શું ખેલેઃ
અમર ભેદ પ્રમાણો યોગેશ્વર, તો ટલે જીવના જોખમી હેવા.રે યોગેશ્વરો-
યોગ સંયાંગ ગ્રહી રહિયે. ॥૮॥
ભણે સદ્ગોર બ્રહ્મા પાત્ર ઈન્દ્ર ઈમામશાહ, આ સપ્તંથ આદિ નીપાયાઃ
સદ્ગોર પ્રસાદે જે ઋષિ વરે વર પાયાઃ તેની અમર હોશે કાયા.રે યોગેશ્વરો-
યોગ સંયાંગ ગ્રહી રહિયે. ॥૯॥
આવા ગમનના જે ઘર હોયે નિમેડા, લક્ષ ચોર્યાશી ખાણના હોયે છુટકારા,
સોહી પ્રમેશ્વર કહિયે.રે યોગેશ્વરો-
યોગ સંયાંગ ગ્રહી રહિયે. ॥૧૦॥

## યોગ વાણી જ્ઞાન, ૨. શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા

પ્રથમ ધંધુકાર જ હૂતા, ધ્યાન ધરી ધરી પ્રથમ હેત નીપાયાઃ
તેજ મધે સ્વામી આપે આવ્યા, તો તેજ માહે સર્વે સૃજાયા રે યોગેશ્વરો!
યોગ માર્ગે યુક્તિયે ચાલો જોઈ. ॥૧॥
અખંડ આશણ દેવે દેહીમા સુજ્યા ત્યારે બંબ મદ્ધે રૂપ વર્ત્યાઃ
મંડળ મધે જ્યારે મન પ્રકાશ્યું, ત્યારે પિંડને રૂહ સર્વે સૃજ્યા. રે યોગેશ્વરો!
યોગ માર્ગે યુક્તિયે ચાલો જોઈ. ॥૨॥
'શબ્દના ભેદ ત્યારે સ્મજીને રહ્યા, ત્યાં શિર્ગુણને નિર્ગુણ સર્વે સુજ્યાઃ
કમલ પ્રકાશી ધ્યાન ધરિયો, ત્યારે ભેદ અભેદ બેઉ વર્ત્યા. રે યોગેશ્વરો!
યોગ માર્ગે યુક્તિયે ચાલો જોઈ. ॥૩॥
યોગી પ્રત્યે સદ્ગુરુ ભણિયા, ત્યારે દેવને પૂજી દશાંશ આલીઃ
ઈન્દ્ર ઈમામ શાહે યોગ સ્મજાવ્યા, ત્યારેયોગિયોએ યોગમેલ્યાઉથાપી. રે યોગેશ્વરો!
યોગ માર્ગે યુક્તિયે ચાલો જોઈ. ॥૪॥

## યોગ વાણી જ્ઞાન, ૩. શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા

પ્રાણ સુજીને સ્વામિયે પિંડ નીપાયા, પ્રાણ તણી એ છે કાયાઃ

કાયા મધે અબધુ કર્મ જો મેલ્યું, તો રક્ષા માંહે સર્વ સમાયા. રે યોગેશ્વરો-
યોગ યોગેશ્વર કમાવો. ॥૧॥
યોગેશ્વર તે જે કોઈના જીવને ઓધારે, અને જરણ મરણનાં સાંસાં ટાલેઃ
વૈકુંઠની વાટમાં ઉભો જો રહિને, નર્કે જાતાં જીવને વ્હારે. રે યોગેશ્વરો-
યોગે યોગેશ્વર કમાવો. ॥૨॥
ધ્યાન ધરી ધરી ધંધુકાર જો દેખે, અને જરણ મરણ રાખે લેખેઃ
નિગમને જાણી અગમ પીછાણે, સુનકલા માંહે સર્વે દેખે. રે યોગેશ્વરો-
યોગ યોગેશ્વર કમાવો. ॥૩॥
આશન રાખીને સ્થળ પૂજાએ, એણી યુક્તિયે જીવોનાં તારણ સોહીઃ
ભણે પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ યોગેશ્વર પૂરા, તેને હાજર મિજલસમાં લેજો જોઈ.
રે યોગેશ્વરો-
યોગ યોગેશ્વર કમાવો. ॥૪॥

**યોગ વાણી જ્ઞાન, ૪.** શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

વેદ વિચારીને ગોર નરને સેવો, સત્ય કરીને તેમને સોં ચોઃ
સત્પંથ માંહે સુધા જો રહિને પિંડ પોતાનું ખોજો. રેયોગેશ્વરો-
યોગની યુક્તિ જાણે સો નર યોગી. ॥૧॥
આજના ભૂલ્યા નર તે પ્રલ્ય જાશે, અમને સ્તયપંથે આદ્ય પ્રમાણોઃ
ભણે ગુરૂ ઈમામશાહ સુણો યોગેશ્વર, પિંડ બ્રહ્મંડમાં અમને પીછાણો. રે યોગેશ્વરો!
યોગની યુક્તિ જાણે સો નર યોગી. ॥૨॥

**યોગ વાણી જ્ઞાન, ૫.** શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

યોગ તત્વ કેરા ભેદ વખાણો, તે સાંભળો યોગેશ્વર જાણીઃ
આદે ઉનાદે નર યોગી જો હૂતા, તેને જાણે સો સાચા નર જાણો. રે યોગેશ્વરો!
યોગના ભેદ દોહેલા. ॥૧॥
આપ સંભાળીને સેવા જો કીજે, તો આશણ ધારણે નીવેડાઃ
યોગ તણા જોને નિવેડા હૂતા, તેણે લીધા માયા તણા કેડા. રે યોગેશ્વરા!
યોગનાં ભેદ દોહેલા. ॥૨॥
યોગી તે જે યુક્તિને જાણે, અનંત પ્રકારે યોગને સંભાલેઃ
કાયા માયા જે દુનિયાં મા બાલે, તો ક્રિયામાં યોગને સંભાળે. રે યોગેશ્વરો!
યોગના ભેદ દોહેલા. ॥૩॥
યોગી તે જે યુક્તિને જાણે, યોગ મંત્ર ને બાંધેઃ
ભણે ગોર ઈમામશાહ સાંભલો યોગી, વેદ મંત્રે યોગ સાધે. રે યોગેશ્વરો!

યોગના ભેદ દોહેલા. ॥૪॥

## યોગ વાણી જ્ઞાન, ૬. શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

આદે ઉનાદે જોને સદ્‌ગોરે સુજ્યા, ત્રણ મૂર્ત ત્યારે સૃજીઃ
ત્રણ મૂર્ત એક જ્યોતી શું ખેલે, તે આદે ઉનાદે લેજો જોઈ. રે યોગેશ્વરો!
યોગ ર્નોમર્મ કોઈનાં જાણે. ॥૧॥
આ સમંથ મધે સદ્‌ગોર આવ્યા, અને સત્યને સંતોષ બેઉ લાવ્યાઃ
ધર્મ પ્રકાશીને પાપ પ્રજાલ્યા, તો સુષ્ટિ તણા ગોર કાવ્યા. રે યોગેશ્વરો-
યોગના મર્મ કોઈના જાણે. ॥૨॥
ગોરના કાંકણ બંધાવીને પાવલ પીધા, તે જીવ ચારે ખાણીથી છૂટ્યાઃ
દુનિયામા જીવ તેતો દુનિયા શું લાગ્યા, તે સત્ય પંથ માંહેથી ફૂટ્યા. રે યોગેશ્વરો-
યોગના મર્મ કોઈનાં જાણે. ॥૩॥
ઋષિવર તે જે કોઈ રત્ન પીછાણે, અને કાચની ઓરત ને તજે,
સત્ય પંથ વાટે ધ્યાન ધરીને. અલખ પુરૂષને ભજે. રે યોગેશ્વરો-
યોગના મર્મ કોઈનાં જાણે. ॥૪॥
વિષ્ણુને ઓળખીને પાત્રને પૂજે,અને મેલે દુનિયાની આશા,
જાંબુ દ્વીપના પુરૂષનું ધ્યાન જો રાખે, તેને હોસે અમરા પુરના વાશા. રે યોગેશ્વરો-
યોગના મર્મ કોઈના જાણે. ॥૫॥
આદ્ય પુરૂષ જોને સત્પંથમાં આવ્યા, સોહી યોગી ઋષિવરને પાયાઃ
ભણે પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ અમે આદે છું યોગી.
અમને જાલે અમર થાએ કાયા. રે યોગેશ્વરો-
યોગના મર્મ કોઈના જાણે. ॥૬॥

## યોગ વાણી જ્ઞાન, ૭ શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

સુન મધે જોને બંબજો હુતા, અને તેજ માંહે બંબ ઉપાયાઃ
યોગ મધે જોને એક ઈંડ નીપાયા, તે ઈંડ મધે બાંધી હરિયે કાયા. રે યોગેશ્વરો-
તો યોગની યુક્તિ અનેરી. ॥૧॥
ઈંડ છેદી ને હરિયે હેત ઉપાયા, તે હેત શું કીધો વિસ્તારઃ
ઈંડમધેથી નરાકાર ઉપન્યા, ત્યાં મૂર્ત સુજી ચાર, રે યોગેશ્વરો!
તો યોગની યુક્તિ અનેરી ॥૨॥
હેત ધરિને દેવે જુગત નીપાઈ, આતેજ થકી સર્વ કમાઈઃ
સત્ય સંતોષે ત્રણદેવ જો રહ્યા, તો ઓંમકાર શબ્દે સુષ્ટિ નીપાઈ. રે યોગેશ્વરો-

તો યોગની યુક્તિ અનેરી. ।।૩।।

આદ ઉનાદ જોને ઓંમકાર ભણિયે, બ્રહ્મા વિષ્ણુ માહેશ્વર ભણિયાઃ
શક્તિ થકી સર્વ સુષ્ટિ નિપાઈ, તો યે કને રહ્યા સર્વ દેવ. રે યોગેશ્વરો-
તો યોગનીયુક્તિ અનેરી ।।૪।।
સુન મધે જોને શબ્દ ઉપના, અને શબ્દથી સર્વે ઉપાયાઃ
ભણે પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, તો તેજ માંહે તેજ સમાયા. રે યોગેશ્વરો-
તો યોગની યુક્તિ અનેરી. ।।૫।।

## યોગ વાણી જ્ઞાન, ૮. શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા

હેત ધરી ધરી ફીણ જો કીયા, ફીણ થકી ઈંડ નીપાયાઃ
તે ઈંડ મધે સર્વ રચના કીધી, ત્યારે સૂજી તે પિંડ ને કાયા. રે યોગેશ્વરો-
યોગી તે ધ્યાન માંહે રહ્યાં. ।।૧।।
આદ્ય નિરંજને ઈચ્છા જો કીધી, પ્રથમ યોગના મૂળ નિપાયા,
તે યોગ મધે યોગિશ્વર રહિને, તે પિંડ સાથે મેલી છે માયા. રે યોગેશ્વરો-
યોગી તે ધ્યાન માંહે રહ્યા. ।।૨।।
કાયાને માયા બેઉ યુગલ સૂજ્યા, તેજ મધે યોગ સમાયાઃ
યોગ માંહેથી દેવે યુક્તિ જો સુજી, માંહે ત્રણ તત્વ અલોપજ રહ્યા, રે યોગેશ્વરો-
યોગી તે ધ્યાન માહે રહ્યા. ।।૩।।
તે તત્વ માંહેથી ત્રણ ગુણ જો સૂજ્યા, તે યોગીયે તેજ માંહે મેલ્યાઃ
આદ મધેથી જોને શબ્દ જો થયા, શબ્દેથી તેજ સર્વે ખેલ્યા. રે યોગેશ્વરો-
યોગી તે ધ્યાન માંહે રહ્યા. ।।૪।।
ત્રણ ગુણ થકી એક નારી જો સૂજી, તે નારીથી સર્વે ગુણ હુવાઃ
ત્રણ ગુણ થકી જે અલગા રહ્યા, તે ર્ક્યા આદ નિરંજને જુવા. રે યોગેશ્વરો-
યોગી તે ધ્યાન માંહે રહ્યા. ।।૫।।
નાથ અનાથ જોને એણી પેરે હુવા, તો તે બેહુ તેજના છે મેલાઃ
ભણે પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ આશણ જોયા, એ નાથ અનાથ ના ચેલા. રે યોગેશ્વરો-
યોગી તે ધ્યાન માંહે રહ્યા. ।।૬।।

## યોગ વાણી જ્ઞાન, ૯. શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા

હેત ધરીને વિમુખ ફરીયા, તેને નિશ્ચે ફોગટ ફેરા મલસેઃ
પાપના પડદા પિંડ ઉપર ફરિયા, ફર્માની હોશો તો ફેરા ટલશે. રે યોગેશ્વરો-
યોગેશ્વર યુગમાં જીવણા થોડા. ।।૧।।

આપ વિચારો ને પાપને વારો, નહિ તો પિંડ પ્રાણ ના પડશે વેરાઃ
જીવની જ્યોતિ જેવા નિર્મલ મોતી, નીરંજન ઘર થાસે વાસો સવેરા. રે યોગેશ્વરો-
યોગેશ્વર યુગમાં જીવણા થોડા. ।।૨।।
પાંચ ને મારે મારી એક કરી જાણે, પણ સૂર્ય ઉગે સંઘરામ થાશેઃ
સોળ કળા લેઈ સૂર્યજ તપશે, લેખાં થાશે જીવનાં સાંઈયાં પાશે. રે યોગેશ્વરો-
યોગેશ્વર યુગમાં જીવણા થોડા. ।।૩।।
બ્રાહ્મણ યોગીને સેવડા સન્યાસી, તે શું જાણે કલા હમારી?
અનંત પ્રકારે અમે કળા કીધી, દેવના દેવ અમે યોગ કળા સાધી. રે યોગેશ્વરો-
યોગેશ્વર યુગમાં જીવણા થોડા. ।।૪।।
નવ માસ માતા એ ઉદર માંહે રાખ્યા, તેનીએ તમે શુધ્ધ ના જાણીઃ
એમ બોલ્યા ઈમામશાહ તમે શુણો યોગી તમે તજો સંસારના મીઠા પાણી. રે યોગેશ્વરો-
યોગેશ્વર યુગમાં જીવણા થોડા. ।।૫।।
આરે સંસાર લહેર સમુદ્રની કહિયે,શુધા હશે તે ઉતરશે પારઃ
અથર્વ વેદ પ્રમાણી સ્વામીને સેવો, તો નિશ્ચે ભવનો લેસો પાર. રે યોગેશ્વરો-
યોગેશ્વર યુગમાં જીવણા થોડા. ।।૬।।

## યોગ વાણી જ્ઞાન, ૧૦. શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

ઓંમકાર મધે ધ્યાન ધરીને, ધંધુકાર જો રચિયાઃ
ધ્યાન માંહેથી યોગજો સૃજા, યોગ માંહેથી નીપની કાયા. રે યોગેશ્વરો!
યોગની યુક્તિ ન્યારી. ।।૧।।
આદિ યોગેશ્વરે યોગિ પાયા, અને યોગિથી સૃજી માયાઃ
આદે ઉપન્યા તે અંતે સમાયા, તે ધરશે નુરાની કાયા. રે યોગેશ્વરો!
યોગની યુક્તિ ન્યારી. ।।૨।।
ત્રણે મૂર્ત આદે યોગ માંહેથી સૃજી, ત્યાં શક્તિએ સૃજી માયાઃ
યોગી હતા તે ધ્યાન માંહે રહ્યા, ત્યાં યોગિયે યોગ કમાયા. રે યોગેશ્વરો!
યોગની યુક્તિ ન્યારી. ।।૩।।
ધ્યાન મધે સર્વે માયા સૃજી, અને માયા માંહે યોગ સમાયા,
કાયાને માયા બેહુ યુગલ સૃજ્યા, ત્યારે યુગલ માંહે યોગ જો ઉપાયા. રે યોગેશ્વરો!
યોગની યુક્તિ ન્યારી. ।।૪।।
પ્રથમ યોગી ધ્યાન માંહે બેઠા, અને નિરંજન રહ્યા એકેલાઃ
ભણે પાત્ર બ્રહ્મા ઈન્દ્રઈમામશાહ યોગ કમાયા, તે અનાથ ઘરકા એ ચેલા. રે યોગેશ્વરો!

યોગની યુક્તિ ન્યારી. ॥૫॥



## યોગ વાણી જ્ઞાન, ૧૧. શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

આદ નાં હૂતા ઉનાદ નાં હૂતા, ન હૂતા અક્ષરા અતિતઃ
શબ્દા અતિત તે યોગમાંહે રહેતા, પછી કર્યો તે ઓંમકારાતિ. રે યોગેશ્વરો-
યોગની રીત અનેરી. ॥૧॥
તેજ ન હૂતા પુંજ ન હૂતા, ત્યારે હૂતા તેજ બંબ સ્વરૂપઃ
ત્રણ યુગ સુજા ત્યારે બંબ માં રહ્યા છુપાઈ તે માહે ધ્યાન ધરિયા અરૂપ. રે યોગેશ્વરો-
યોગની રીત અનેરી. ॥૨॥
તેજ ન હૂતા ત્યારે ક્યાં થકી સૂજી? તો પંજર વિના કેમ કરી નીપાયું?
યુક્તિ વિનાં યોગ કેમ કરી સૂજા? જ્યોતિ વિના ક્યાંથી સૂજાયુ? રે યોગેશ્વરો-
યોગની રીત અનેરી. ॥૩॥
ધામ મધે જોને ધ્યાન ધરીને, તો નિરંજન મધે નિરાકારઃ
બંબ રૂપ માંહે બંધ જો હૂતા, પછી કીધો ઓંમ ૐ કાર. રે યોગેશ્વરો-
યોગની રીત અનેરી. ॥૪॥
ઓંમ મધે જોને આશણ જો ઉપના, તો અતિત આદ અમે સૂજાઃ
ઈંડ મધે જોને ધ્યાન ધરીને, ભેદ વેદ સર્વે સૂજા. રે યોગેશ્વરો-
યોગની રીત અનેરી. ॥૫॥
શબ્દ શુણી યોગી પાએ જો લાગ્યા, આપી દશાંશ ને ગોર પરમાણ્યાઃ
**ધામ નિજ ધામ તણા ગુણ ગ્રહ્યા, કહે પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ પીછાણ્યા. રે યોગેશ્વરો-**
યોગની રીત અનેરી. ॥૬॥

## યોગ વાણી જ્ઞાન, ૧૨. શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

બંબ ન હૂતા ત્યારે બ્રહ્મા ન હૂતા, ત્યારે બંબ માંહે બંબ સમાયા,
આદેથી ઉપન્યા તે અંતે સમાયા, તેમણે બાંધી નુરાની કાયા. રે યોગેશ્વરો-
યુક્તિ વિના મૂક્તિ ના હોએ. ॥૧॥
આશણ વર્તીને યુક્તિ નીપુરતી, સુજ્યા યોગીને યુક્તિયે ધાયાઃ
તે યોગી યુગ મદ્ધે પ્રત્યક્ષ બેઠા, જેણે ચૌદ ભૂવન રચાયા. રે યોગેશ્વરો-
યુક્તિ વિના મૂક્તિ ના હોએ. ॥૨॥
કાલે ક્રોધે કાન જો થાએ, બંબ વિસ્તારીને બંધ જો કીધાઃ
બંબ વિસ્તારીને બ્રહ્મ નીપાયા, તિસમાં તેજ પ્રકાશ દીધા. રે યોગેશ્વરો-
યુક્તિ વિના મૂક્તિ ના હોએ. ॥૩॥

બંબ માંહે તેજ સમાયા, યુક્તિ વિના મુક્તિ નાં હોઈઃ
ઈશ્વર ન ઓળખે તે યોગને વળગે, સીંગી ફૂંકે થી શું હોય? રે યોગેશ્વરો-
યુક્તિ વિના મૂક્તિ ના હોએ. ॥૪॥
કરણીયે કાચા ને કૂડી છે વાચા, તે પડ્યા શુન્કારે જાયેઃ
બ્રહ્માના ભેદ તે પૂજો ઉપવેદ, આગે જીવનો અરથજ થાયે. રે યોગેશ્વરો-
યુક્તિ વિના મૂક્તિ ના હોએ. ॥૫॥
સુન કલા મધે ધ્યાન ધરિને, નીપાયા ધર્મ ને પાપ,
કર્મ ટાલી જેણે ધર્મ પ્રકાશ્યા, એણે કુળ ઓધાર્યા માઈને બાપ. રે યોગેશ્વરો-
યુક્તિ વિના મૂક્તિ ના હોએ. ॥૬॥
જેણે સત્પંથના સેવ્યા તે પારાધી જેવાઃ તે પડશે સેહેસ્ત્ર પચાસને ઠાએઃ
માગી ખાવું ને તિર્થે નાહવું, જેમ માછલી છે પાણીની માંહે. રે યોગેશ્વરો-
યુક્તિ વિના મૂક્તિ ના હોએ. ॥૭॥
યુક્તિ વિના યોગી જન્મ જો ખોયા, પણ મરણા જીવણા જીવનની સાથેઃ
કલવારે નરઅલી મહંમદશાહને શેવો, શુદ્ધ બુધ્ધતે સ્વામીને હાથે. રે યોગેશ્વરો-
યુક્તિ વિના મૂક્તિ ના હોએ. ॥૮॥
યુક્તિ જાણોને અમને પીછાણો, તે કળા ધરિને કલિ માંહે ખેલ્યાઃ
ભણે ગુરૂ ઈમામશાહ શુણો મારા યોગી. તમને હાજર હમે મલિયા. રે યોગેશ્વરો-
યુક્તિ વિના મૂક્તિ ના હોએ. ॥૯॥

## **યોગ વાણી જ્ઞાન, ૧૩.** શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા

આદે ઉનાદે ઓંમકાર ઉપન્યા, ત્યારે શબ્દ માંહે સર્વ સમાયાઃ
આદથી ઉપન્યા તે અંતે સમાયા તો તેજ મધે બાંધી હરિયે કાયા. રે યોગેશ્વરો-
તો યોગના માર્ગના જાણે કોઈ. ॥૧॥
યોગી તે જે યુક્તિ જ જાણે, શબ્દ તણો લાવે જ્ઞાનઃ
ગગન માંહે સાધી મંડલ પ્રકાશે, તે સૂરત મધે રાખે ધ્યાન. રે યોગેશ્વરો-
તો યોગના માર્ગના જાણે કોઈ. ॥૨॥
સંધને જાણે ને શબ્દને ઓળખે, અને યોગની ક્રિયાને સાધેઃ
અગ્નિ પ્રકાશીને વાની પ્રજાલે, ગગન પાતાલે શૂર્તા બાંધે. રે યોગેશ્વરો-
તો યોગના માર્ગના જાણે કોઈ. ॥૩॥
તાલ તમાસા બઉ જો ડી પ્રકાશે, સંધ તણી ક્રિયા જાણીઃ
ઈન્દ્ર ઈમામશાહે ઉપદેશ દીધા, તો યોગિયે યુક્તિ પ્રમાણી. રે યોગેશ્વરો-

તો યોગના માર્ગના જાણે કોઈ. ।।૪।।


**યોગ વાણી જ્ઞાન, ૧૪.** શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

આદ ઉનાદ અમો હુતારે એકેલા, ત્યારે શબ્દથી કર્તા મેલાઃ
ધ્યાન મધે જ્યારે ધુંધલ પ્રકાશ્યા, ઉનાદ પુરૂષથી અમે ખેલ્યા. રે યોગેશ્વરો-
યોગ વિના યુક્તિનાં હોયે. ।।૧।।
ધુંધુકાર મંધે ધ્યાન ધરીને, તેજ મધે હેત ઉપાયાઃ
ખેંગાલ ભૂગલનાં જે હતા યોગી, તો ખગોલ ભૂગોળ બેઉ સંધાયા. રે યોગેશ્વરો-
યોગ વિના યુક્તિનાં હોયે. ।।૨।।
ત્રણ પ્રકાશે ત્રણ મૂર્ત સુજી, દશે કળા દેવે વર્તિઃ
દશ કળામાં દશ આશન સૂજ્યા. દશમે મૂકામે લીધી સૂર્તિ. રે યોગેશ્વરો-
યોગ વિના યુક્તિનાં હોયે. ।।૩।।
નાથ અનાથ થઈને યુગ સુજ્યા, યોગ પ્રસાદે બોલ સુજ્યાઃ
પીંડ બ્રહ્માંડ જેણે સુર્તિમાં લીધા, તો સર્વ પિંડ માંહેથી સુજ્યા. રે યોગેશ્વરો-
યોગ વિના યુક્તિનાં હોયે. ।।૪।।
સદ્‌ગોર બ્રહ્માને ઓળખીને ધાઓ, જેણે પિંડ બ્રહ્માંડ જોને સૂજ્યા,
ભણે પાત્ર ઈમામશાહે સત્પંથી સૂજા, તે આદ ઉનાદના છે પુરા. રે યોગેશ્વરો-
યોગ વિના યુક્તિનાં હોયે. ।।૫।।

**યોગ વાણી જ્ઞાન, ૧૫.** શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

બંબ ન હૂતા ત્યારે ખીર ના હૂતા, ખીર બંબ માંહે મસાયાઃ
આદેથી ઉપન્યા તે અંતે સમાયા, તેણેબાંધી નુરાની કાયા. રે યોગેશ્વરો-
યુક્તિના ભેદ વિના મુક્તિ નાં હોયે. ।।૧।।
યુક્તિને જાણે ને વેદ પ્રમાણે, તિસ્મધ્યેથી યોગ નીપાયાઃ
આશણ વૃત્તિને યુક્તિ જો સુજી, તે યુક્તિયે તે યોગને ધાયા. રે યોગેશ્વરો-
યુક્તિના ભેદ વિના મુક્તિ નાં હોયે. ।।૨।।
બંબ રૂપ માંહે બંધ જો હોત, ત્યારે ત્યાં હેત શું તેજ બંધાયાઃ
નિરંજન નારાયણે ધ્યાન ધરીને, હેત થકી ઈંડ નિપાયા. રે યોગેશ્વરો-
યુક્તિના ભેદ વિના મુક્તિ નાં હોયે. ।।૩।।
નુર વિસ્તારીને બંબ નીપાયા, તો બંબ માંહે તેજ સામાયાઃ
આદિ યોગેશ્વરે જ્યારે ધ્યાન જો ધરિયું, ત્યારે હેત ધરી ઈંડ નીપાયા. રે યોગેશ્વરો-
યુક્તિના ભેદ વિના મુક્તિ નાં હોયે. ।।૪।।

સુન્કાર મધે ધ્યાન ધરીને, ધર્મ કર્મ બેઉ નિપાયાઃ
ઈમામશાહ કહે અમે આદે છું યોગી, અમારા તેજ માંહે સર્વે સમાયા. રે યોગેશ્વરો-
યુક્તિના ભેદ વિના મુક્તિ નાં હોયે. ।।૫।।

**યોગ વાણી જ્ઞાન, ૧૬.** શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

આદે યોગી તેનું ધ્યાન છે મોટું, અને ચેલા તણી સર્વે એ માયાઃ
કામ થકી યોગીની કાયા ઉપની, તો પિંડ માંહે યોગ સમાયા. રે યોગેશ્વરો-
યોગ તણા આશણ દોહેલા. ।।૧।।
શબ્દ થકી જોને સૌ નીપાયું, તો એ વસ્તુ સહી છે ન્યારીઃ
શક્તિ એ તેની સેવા જો કીધી, તેને ત્રણે દેવ રહ્યા ઘેરી. રે યોગેશ્વરો-
યોગ તણા આશણ દોહેલા. ।।૨।।
એણી પેરે નાથ યોગી જો ઉપન્યા, અનાથ સેવાએ આવ્યાઃ
નાથ અનાથ બેઉ યુગનો સંગમ, ત્યાં સૃષ્ટિ બેઉ લાવ્યા. રે યોગેશ્વરો-
યોગ તણા આશણ દોહેલા. ।।૩।।
હેત થકી જોને શબ્દ ઉપન્યા, તેજ મધે સર્વે સમાયાઃ
ત્રણ મૂર્તે યુક્તિ જો જાણી, તો એ નાથ યોગિયે પાયા. રે યોગેશ્વરો-
યોગ તણા આશણ દોહેલા. ।।૪।।
પ્રથમ હુતા તે અંતે જો ઉપન્યા, તો આદે અંતે યેહ યોગ કમાયાઃ
ઈંદ્ર ઈમામ શાહે સેવા દેખાડી, તો નાથ તણી શુદ્ધ પાયા. રે યોગેશ્વરો-
યોગ તણા આશણ દોહેલા. ।।૫।।

**યોગ વાણી જ્ઞાન, ૧૭.** શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

સુન મધે જ્યારે સેવા હોજાગી,ત્યારે શબ્દ થકી તેજ ઉપાયાઃ
તેજ મધે જોને શબ્દ સમાયા, ત્યારે શબ્દથી તેજ ઉપાયા. રે યોગેશ્વરો-
તો યોગ નાં ભેદ અનેરા. ।।૧।।
જ્યોતિ થકી જોને યોગી નીમાયા, યુક્તિ થકી જ્યોતિ નીપાઈઃ
તેજ માંહેથી ત્રણ તત્વ સર્જ્યા, યોગ નાં માંહેથી સર્વે લીધા. રે યોગેશ્વરો-
તો યોગ નાં ભેદ અનેરા. ।।૨।।
કરણ માંહેથી કલાઓ સર્વે જાગી, ત્યારે સુન ચકર દેવે સાધ્યાઃ
તેજ કલા માંહેથી યોગ પ્રકાશ્યા, ત્રણ તત્વનાં ભેદ દેવે બાંધ્યા. રે યોગેશ્વરો-
તો યોગ નાં ભેદ અનેરા. ।।૩।।
અનંત યુગોયુગ પહેલાં અમે કમાયા, અનંત વિષ્ણુ અમે નીપાયાઃ

અનેક બ્રહ્મા અમે આગળ સૃજ્યા, શિવને નારાયણ અમે સર્જ્યા. રે યોગેશ્વરો-
તો યોગ નાં ભેદ અનેરા. ॥૪॥
બ્રહ્મ કુંડ માંહે ભરમ પરજાલ્યું, પણ બ્રહ્મના ભેદ અનેરાઃ
દિપક જ્યોતિ તે તે માંહે સમાઈ, તીસ કારણ નાખ્યા ફેરા, રે યોગેશ્વરો-
તો યોગ નાં ભેદ અનેરા. ॥૫॥
યોગ માંહેથી યોગી ઉપન્યા, તો યોગેથી સર્વે નીપાયાઃ
આદ નિરંજન તે યોગીનાં ચેલા, તે યોગી અમ માંહે સમાયા. રે યોગેશ્વરો-
તો યોગ નાં ભેદ અનેરા. ॥૬॥
યોગ તત્વનાં ભેદ વખાણું, અનંત યોગી કેરા મેલાઃ
ભણે પાત્ર બ્રહ્મા ઇન્દ્રિ ઈમામશાહ ક્હે અમે ભભુત માંહે સર્જ્યા,
અમે આદે યોગેશ્વર એકેલા. રે યોગેશ્વરો-
તો યોગ નાં ભેદ અનેરા. ॥૭॥

## યોગ વાણી જ્ઞાન, ૧૮. શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા

પ્રથમ હેતથી તેજ ઉપાયા, હેતને તેજ બેહુ યુગલ શું ધ્યાનાઃ
તેજથી હેત ઉપાયા, તો બેહુ માંહે બેહુ સમાયા. રે યોગેશ્વરો-
અનાથે નાથજો સુજ્યા. ॥૧॥
આદિ નાથથી નાથ યોગેશ્વર, તે વેદ થકી શુદ્ધ પાઈઃ
ભેદ માંહે વેદવશે અપરંમપાર, એણી પેરે બેઉ સમાઈ. રે યોગેશ્વરો-
અનાથે નાથજો સૃજ્યા. ॥૨॥
આદિ યોગેશ્વરે ઈંડ નીમાયું, તોતે માંહે તેજ સમાયાઃ
છેદન કરીને ઉત્પત સુજી, નુર માંહે નુર સમાયા. રે યોગેશ્વરો-
અનાથે નાથજો સુજ્યા. ॥૩॥
માયા પ્રકાશીને દેવજો કાવ્યા, ત્રણ ટોળ ત્યારે સુજ્યાઃ
શબ્દ કારણ વાચા જો કીધી, તો આદિ અંતે બેહુ આવ્યા. રે યોગેશ્વરો-
અનાથે નાથજો સુજ્યા. ॥૪॥
નિરંજન નામનુ આશણ ભણિયે, સત્ય સુષ્ટિ ના સદ્ગોર સાંઈઃ
ભણે પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહે એ સેવા દેખાડી,તોએ નાથ તણી શુદ્ધ પાઈ.રે યોગેશ્વરો-
અનાથે નાથજો સુજ્યા. ॥૫॥

## યોગ વાણી જ્ઞાન, ૧૯. શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા

ધામ સ્વરૂપિ નિરંજન ભણિયે, ત્રણે મૂર્ત એક કિર્તારઃ

ગગન માંહે આશણ ભણિયે, હમે અંતર ધરિયા ધ્યાન. રે યોગેશ્વરો!
તો યોગ યોગેશ્વર કમાઓ. ॥૧॥
ધ્યાન ધરી ધરી માહેશ્વર યોગી, જેણે પિંડને બ્રહ્મંડ બેહુ કીધાઃ
મુંડ મુંડાયે મોક્ષ નાં પાઇયે, તેણે નર્કના માર્ગ લીધા. રે યોગેશ્વરો!
તો યોગ યોગેશ્વર કમાઓ. ॥૨॥
સત્પંથ ન સૂજે તે મર્મ નહિ બુજે, તેની આશા તૃષ્ણા નાં મૂઇઃ
ઈંડ માંહેથી અઢારે આલમ સુજ્યા, ઈંડ બાજ કોઈ નાં હોઈ. રે યોગેશ્વરો!
તો યોગ યોગેશ્વર કમાઓ. ॥૩॥
તેરે દહાડે અમે આપે જો હૂતા, અમે અલેખ પુરૂષ ઘેર જાણઃ
તેરે દાડાની તમને ખબરો ન પાઈ, તેથી પડશો તે ચોર્યાશી નીખાણ. રે યોગેશ્વરો!
તો યોગ યોગેશ્વર કમાઓ. ॥૪॥
આવા ગમને આવ્યાને અર્થ ના પાયા, પ્રાણ પડતાં નહિ લાગે વારેઃ
પ્રાણીનો અર્થ તો એમ નહિ સીજે, તે સત્પંથ ના મૂલ નહિ જાણે. રે યોગેશ્વરો!
આવા યોગ યોગેશ્વર કમાઓ. ॥૫॥
મુલના જાણે તે પ્રતિમા પ્રમાણેઃ એ પથ્થર માંહે ક્યાંથી પ્રભુ પામે?
જેણે એ તમે યોગ દેખાડ્યો, પણ તે છે અમારા ચેલા રે યોગેશ્વરો!
તો યોગ યોગેશ્વર કમાઓ. ॥૬॥
ચરણ પખાળે ને આગલ ચાલે, પણ તેમને ધર્મ અમે આપ્યાઃ
પીરનાં પીછાણે ને આપ મતે ચાલે, તમે પડશો અંધકારે થાપ્યા. રે યોગેશ્વરો!
તો યોગ યોગેશ્વર કમાઓ. ॥૭॥
ધુંધલ વેશને આલે ઉપદેશ, પણ આશા તુષ્ણા નાં મૂંઇઃ
મસ્તાના મૂકે ને યુગે ધ્યાન ચૂકે, બેઇમાની પડશે બંધાઈ. રે યોગેશ્વરો!
તો યોગ યોગેશ્વર કમાઓ. ॥૮॥
અમે નાથને સિદ્ધ સમજાવ્યા, સત્પંથ સાહેર માંહે તરવુંઃ
પીર પેગામબર તમે પ્રતક્ષ પૂજો. જેથી ટળે જીવની જંજાળ. રે યોગેશ્વરો!
તો યોગ યોગેશ્વર કમાઓ. ॥૯॥
કર્તવ્ય ખોટા ને થાઓ છો મોટા, પણ મોટાઇયે મર્મ નહિ પામોઃ
માંગી ખાવું ને વૈકુંઠ જાવું, એ દો દો બાતાં નહિ પામો. રે યોગેશ્વરો!
તો યોગ યોગેશ્વર કમાઓ. ॥૧૦॥
કાચી છે કાયા ને ખોટી છે માયા, તેને મરતાં નહિ લાગે વારઃ

શબ્દ છે સાચા ને પિંડ છે કાચા, કોણ કર્તવ્યથી જીવડા છૂટે. રે યોગેશ્વરો!

તો યોગ યોગેશ્વર કમાઓ. ॥૧૧॥
સત્પંથે ધવું તે પાપે નિવારણ થાવું, નિશદિન જપવું સાંસ ઉસાસેંઃ
ઈમાનની ભક્તિને જીવોની મુક્તિ, એથી જરણ મરણનાં ભય ભાંગે. રે યોગેશ્વરો!
તો યોગ યોગેશ્વર કમાઓ. ॥૧૨॥
ત્રણ મૂર્ત આદિ યુગ માંહે આવ્યા, તેને એક કરીને જાણોઃ
ભણે ઈન્દ્ર ઈમામશાહ તમે ભૂલ્યા, જપતપ યોગે તમે યોગ કમાઓ. રે યોગેશ્વરો!
તો યોગ યોગેશ્વર કમાઓ. ॥૧૩॥

**યોગ વાણી જ્ઞાન, ૨૦.** **શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા**

કરમ કરી કરી કંથા હો પેરી, આ યુગમાંહે ફોગટ ખાસો ફેરાઃ
અગમ નિગમની યુક્તિ ના જાણી, જરણ મરણ બેહુના કીધા હેરા. રે યોગેશ્વરો-
જ્યોત જાણે સોહીનર યોગી. ॥૧॥
જે દાડે શૂનના હૂતા શબ્દનાં હૂતા, ન હોતા પિંડ બ્રહ્માંડ ઉપાયાઃ
જલનાં હૂતા ને કમલના હૂતા, ત્યારે નહોતા મોહને માયા. રે યોગેશ્વરો-
જ્યોત જાણે સોહીનર યોગી. ॥૨॥
ધરતીનાં હૂતીને અસમાનનાં હૂતા, ત્યારે નહોતા મેરૂ કૈલાશઃ
તે દિવસે અમો આપો આપ હૂતા, અમે યુક્તિ મૂક્તિ કીધી પ્રકાશ. રે યોગેશ્વરો-
જ્યોત જાણે સોહીનર યોગી. ॥૩॥
યુક્તિ મુક્તિ મધે મન્ચ્છા ધરીને, અમે ધરમ કરમ બેહુ કીધાઃ
કરમ ધરમ વચ્ચે કર્મે કરીને, અમે ચારે ખાણ પેદા કીધા. રે યોગેશ્વરો-
જ્યોત જાણે સોહીનર યોગી. ॥૪॥
ચારે ખાણ મધે હેત ધરીને, અમે ઉત્પન્ન ઈંડ પેદા કીધાઃ
ઈંડ માંહે અમે ઈચ્છા કરીને, અમે નરને નારાયણ બેઉ સીધ્યા. રે યોગેશ્વરો-
જ્યોત જાણે સોહીનર યોગી. ॥૫॥
અમે સત્યા ધરીને સંસાર કીધો, અમે આપ્યો અજંપા જાપઃ
તમને સત્પંથ માંહે સુજ્યાઃ તમેનાં ઓ લખ્યા નારાયણ આપ. રે યોગેશ્વરો-
જ્યોત જાણે સોહીનર યોગી. ॥૬॥
જ્યાં સુધી નાથું નાં નાથ નથી મલીયા, ત્યાં લગી લક્ષ ચોરાસી નહિ ભાંગેઃ
યોગી તે જે કોઈ જીવને ઓધારે, કર્મ ધર્મ કાંએ ન લાગે, રે યોગેશ્વરો-
જ્યોત જાણે સોહીનર યોગી. ॥૭॥

છત્રીસ પંથ સર્વ ને જાણે, અને જ્યેમ અંદ્ધા અથડા યાઃ
કરણ કલફ આગળ વહી તે ગયા, તે માંહે ઈશ્વરે મુકી છે માયા. રે યોગેશ્વરો-
જ્યોત જાણે સોહીનર યોગી. ॥૮॥
એ નિરંજનના જોરે તેજ માંહે, ત્રણ મૂર્તે ઈચ્છા જો કીધી,
એ નરને પ્રસાદે નિરંજન ભણિયા એ ત્રણે મુર્ત એક કિર્તારે સિધ્યા. રે યોગેશ્વરો-
જ્યોત જાણે સોહીનર યોગી. ॥૯॥
એવા ગુરૂ મલે તો પાતક જાએઃ અમે ત્રિભોવન તારણ આવ્યાઃ
તેવા ગુરૂ યોગી તમને નથી મલિયા. માયાનાં બાંધ્યા માર ખાવા. રે યોગેશ્વરો-
જ્યોત જાણે સોહીનર યોગી. ॥૧૦॥
ત્રણ મુર્ત સુજીને સંસાર નીપાયા, શુદ્ધ બુદ્ધ તણા એ દાતારઃ
ભણે ઈમામશાહ આદ પુરૂષથી આવ્યા, અમને સેવે તે શુદ્ધ નિર્ધાર, રે યોગેશ્વરો-
જ્યોત જાણે સોહીનર યોગી. ॥૧૧॥

### યોગ વાણી જ્ઞાન, ૨૧. શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

ધંધુકાર માંહે ધ્યાન ધરીને, દશે કલા દેવે કીધીઃ
ઈંડ મધે યોની આસન સુજ્યા, ત્રણ ગુણને વાચા દીધી. રે યોગેશ્વરો-
યોગની યુક્તિનાં વિચાર અનેરા. ॥૧॥
કરમ ધરમ બેઉ યુગલે બંધાયા, તે યોગને યુક્તિ બેઉ સૂજ્યાઃ
અમે આદે ઉનાદે નાથાતિત અકેલા, અમે યોગનાં આશણે વ્રર્ત્યા. રે યોગેશ્વરો-
યોગની યુક્તિનાં વિચાર અનેરા. ॥૨॥
સંતોષ મધે જોની સત્ય જો સુજ્યું, ત્યારે દત્ત તણો વ્યવહારઃ
દયા ઉપાશી ને ધર્મ જો સુજ્યું. ત્યારે કર્મ તણા હૂવા વ્યવહાર. રે યોગેશ્વરો-
યોગની યુક્તિનાં વિચાર અનેરા. ॥૩॥
બ્રહ્મપણુ જોઈને બ્રહ્મ કલા કીધી, ત્યારે યોગિયે યુક્તિ જાણીઃ
કહે ઈન્દ્ર ઈમામશહ ચરણે લાગ્યા, અંતે સદ્‌ગોર બોલ્યા વાણી. રે યોગેશ્વરો-
યોગની યુક્તિનાં વિચાર અનેરા. ॥૪॥

### યોગ વાણી જ્ઞાન, ૨૨. શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

શબ્દાતિતે જોને સત્ય ઉપાયું, તો ક્ષર ને અક્ષર નીપાયુંઃ
અક્ષર હુતા તે તો આશણે રહ્યા, તો ક્ષર સંયોગ લઈ આવ્યા. રે યોગેશ્વરો-
તો યોગની યુક્તિ અનેરી. ॥૧॥
ધુંધળ સાધીને ધ્યાન જો વર્ત્યું, તો તેજે માયા પ્રકાશીઃ

આશણે અહાર લઇ ગયા યોગેશ્વરઃ તો અતિત રહ્યા અપવાશી. રે યોગેશ્વરો-

તો યોગની યુક્તિ અનેરી. ાારાા
સત્ય સંતોષ વલી ક્ષમા સાંધી, તો યુક્તિ ક્રિયા માંહે વાધીઃ
કહે ઈન્દ્ર ઈમામશાહ યોગ સમજાવ્યો, ત્યારે યોગીને સુધિયા આવી. રે યોગેશ્વરો-
તો યોગની યુક્તિ અનેરી. ાા૩ાા

**યોગ વાણી જ્ઞાન, ૨૩.** શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

ઇંડ મધે પ્રથમ ધ્યાન ધરીને, તો ધ્યાન મધે સર્વે ઈચ્છયુંઃ
દશ કલા દેવે દેહી માંહે સૃજી, તે કલા માંહે સર્વે પ્રિછયું. રે યોગેશ્વરો -
યોગ માર્ગે યુક્તિયે ચાલીયે જોઈ. ાા૧ાા
અખંડ આસણ દેવે ઈચ્છા માંહે સુજ્યું, તો રેખા માંહે રૂપ વર્ત્યુંઃ
મંડલ મધે જ્યારે મન પ્રકાશ્યું, પિંડને અહાર સર્વે સુજ્યું. રે યોગેશ્વરો -
યોગ માર્ગે યુક્તિયે ચાલીયે જોઈ. ાારાા
શબ્દનાં ભેદ ત્યારે સમજીને રહ્યા, ત્યારે ગુણને નિર્ગુણ બેઉ સુજ્યાઃ
કમલ પ્રકાશી ધ્યાન ધરીને, ત્યારે ભેદ અભેદ બેઉ વર્ત્યા. રે યોગેશ્વરો -
યોગ માર્ગે યુક્તિયે ચાલીયે જોઈ. ાા૩ાા
યોગ પ્રવર્તે સદ્‌ગોર વચને જાણીયા, ત્યારે દેવને પુજી દશાંશ આપીઃ
ભણે ઈંદ્ર ઈમામશાહ યોગ સમજાવે, ત્યારે યોગી નાં મેલાં સ્થાપી. રે યોગેશ્વરો -
યોગ માર્ગે યુક્તિયે ચાલીયે જોઈ. ાા૪ાા

**યોગ વાણી જ્ઞાન, ૨૪.** શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

પ્રથમ ધંધુ કાર જો હૂતા, ત્યારે તેજ મધે સ્વામી હૂવાઃ
તેજ મધે સ્વામીયે ધ્યાન ધરીને, પ્રથમ હેતજ પ્યદા હૂવા. રે યોગેશ્વરો-
યોગના માર્ગ દોહેલા. ાા૧ાા
પિંડ બ્રહ્મંડ નાં સ્વામીયે કીધા નીમેડા, ત્યારે પ્રથમ તે પ્રીતજ બાંધીઃ
નુર તજલ્લાથી હેતજ ધરિયું, ત્યારે પવન પાણી રહ્યા સાધી.રે યોગેશ્વરો-
યોગના માર્ગ દોહેલા. ાારાા
નર હરિ કાયાને શબ્દ ઉપાયા, તો શુન છેદીને ચક્ર લીધાઃ
આપોતે આપ સ્વામી અળગા રહીને ત્યા મન માંહી ચરિત્ર કીધા. રે યોગેશ્વરો-
યોગના માર્ગ દોહેલા. ાા૩ાા
રત્ન પ્રકાશીને સ્વામીયે તેજ દેખાડ્યું, ત્યારે નાભી થકી નુર ઝરિયાઃ
કહે ઈન્દ્ર ઈમામશાહે કુંભ દેખાડ્યા, તેમાં અદ્‌બદ્ નુર ભરિયા. રે યોગેશ્વરો-

યોગના માર્ગ દોહેલા. ॥૪॥

**યોગ વાણી જ્ઞાન, ૨૫.** શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા

ધંધુકાર માંહે ધ્યાન ધરીને, તો કરણ માંહે કરણી કમાંઈઃ
કલપ મધે અમે કલ્પના કીધી, તો યુક્તિયે સુષ્ટિ નીપાઈ. રે યોગેશ્વરો-
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૧॥
યુક્તિ મધે અમે યોગ જો સુજ્યો, તો યોગ મધે સર્વે યોગ સુજ્યાઃ
ભાષા માંહે તે સર્વે યોગેશ્વર, તો ભાષા માંહે સર્વે વર્ત્યા. રે યોગેશ્વરો-
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૨॥
આજ કલિયુગ મધે યોગી કોનેરે કહિયે? કોહને ભેષ નાં વવ્હાર?
કઈરે યુકિતયે તમે યોગી કહેવાયા? કઈ પેરે રહ્યા છો સંસાર? રે યોગેશ્વરો-
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૩॥
તમને કોણે અંતે યોગ દેખાડ્યા? અને કોણે ભભુત જો આપી?
કોણ રૂપની તમે કલા જો માનો? તમને કોણે યોગી કીધા સ્થાપી? રે યોગેશ્વરો-
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૪॥
તમે શું રે કમાઓ ને શું રે આચરો? અને કેવા ધરો છો ધ્યાન?
આવેલામાં વાટ ક્યાં થકી લીધી? તમને કોણે બતાવ્યા યોગના જ્ઞાન? રે યોગેશ્વરો-
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૫॥
તમને કોણે પરમોધીને ઉપદેશ દીધા? તમને કોણે દેખાડ્યો આ ધર્મ?
યુગ યુગંતરમાં તમને કોણે સમજાવ્યા? તમે કીયે જાપે બાળો કર્મ? રે યોગેશ્વરો-
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૬॥
અમે સદ્ગોર બ્રહ્માના આશણ પુંજ્યું, અને કલા રે સેવું તમારીઃ
અથર્વ વેદના અમે વાક્ય ભાંખું, અને સત્પંથ સેવું વિચારી. રે યોગેશ્વરો-
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૭॥
પીર સુદરદીન પીર કબીરદીને ઉપદેશ દીધો, અમને દેખાડ્યો આ ધર્મ.
નિષ્કલંક નામે અમને જાપ જપાવ્યા, અમે તેણે બાળું છું કર્મ, રે યોગેશ્વરો-
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૮॥
સત્ય સંતોષની અમને યુક્તિ દેખાડી, કશણીની ભભૂત અમને આપીઃ
પાત્ર હુશયેની નો અમને પરવાર દેખાડ્યો, અમને ત્યાંથી યોગી કીધા થાપી. રે યોગેશ્વરો-
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૯॥
જાંબુદ્વીપના અમને આશણ દેખાડ્યા, ત્યાંથી યોગી થયા અમે અનેરાઃ

સુદરદીન કબીરદીનના વાયક પ્રમાણ્યાઃ અમે તેથી છૂટ્યા બંધન ફેરા. રે યોગેશ્વરો-

તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૧૦॥
ઈન્દ્ર ઈમામશાહને બ્રહ્મા પ્રમાણ્યા, ત્યારે યોગી તણા સાંસાં ભાગ્યાઃ
નવરે નાથ ને સિદ્ધ ચોર્યાસી, આપી દશાંશ ને પાએ લાગ્યા. રે યોગેશ્વરો-
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૧૧॥
ભણે પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ, તમે અથર્વ વેદના વાયક કમાઓઃ
જાંબુદ્વીપની તમે યુક્તિ સેવે, તો સેહેજે અમરા પુર જાઓ. રે યોગેશ્વરો-
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૧૨॥

## યોગ વાણી જ્ઞાન, ૨૬. શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા

તોઈચ્છા કરીને જ્યારે આશને બેઠ્યા, ત્યારે મર્મસ્થળે ધ્યાન ધરિયુંઃ
વચને તે સાચાને પોતાની વાચા, તો આપો આપે સર્વે સર્જ્યું, રે યોગેશ્વરો-
ત્રણ તત્વનો ભેદ જાણે કોઈ. ॥૧॥
યુક્તિએ અહાર યુક્તિયે વ્યવહાર, આનંદ શબ્દે જ્યોતિ પ્રકાશીઃ
તંત્ર મંત્રના સર્વે ભેદ જો કીધા, તો શબ્દે કરી સર્વે લીધા. રે યોગેશ્વરો-
ત્રણ તત્વનો ભેદ જાણે કોઈ. ॥૨॥
માયા છેદીને છત પ્રકાશી, ત્યારેકલા ધરીને ધ્યાન જ ધરીયુંઃ
તેજ માંહેથી મૂર્ત સુજી, તેને મસ્તગે નીર ઝરિયું. રે યોગેશ્વરો-
ત્રણ તત્વનો ભેદ જાણે કોઈ. ॥૩॥
આતન માંહેથી ત્રણ મૂર્ત સુજી, ત્યારે ત્રણ કળા દેવે કીધીઃ
ભણેપાત્રબ્રહ્માઈન્દ્ર ઈમામશાહે શુદ્ધ દેખાડી, ત્યારે યોગિયે વાણી ગ્રહી લીધી. રે યોગેશ્વરો-
ત્રણ તત્વનો ભેદ જાણે કોઈ. ॥૪॥

## યોગ વાણી જ્ઞાન, ૨૭. શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા

અનંત આરંભ સ્વામીયે ઈંડ માંહેથી કીધો, અનંત લીલા ત્યાંહ વલી કીધીઃ
ઓંમ કાર શબ્દે ઈંડજો છેદ્યું, ત્યારે વ્યવહારે વાચા ત્યાં દીધી. રે યોગેશ્વરો-
તો યોગ પ્રકાશીને યુક્તિ કીધી. ॥૧॥
ધ્યાન ધરી ધરી આરંભ કીધા, ત્યારે ભાવ વિવેક સર્વે સુજ્યાઃ
રતન અનંતની જ્યોતિ પ્રકાશી, ત્યારે હેત કમલ થકી સુજ્યા. રે યોગેશ્વરો-
તો યોગ પ્રકાશીને યુક્તિ કીધી. ॥૨॥
શબ્દને સાદ બેઉ તડો વર આવ્યા, તો વિવેક તણા વિચારોઃ
ત્રણ મૂરત એક જ્યોત શું ખેલે, તેને જાણે તે જાણણ હારો. રે યોગેશ્વરો-

તો યોગ પ્રકાશીને યુક્તિ કીધી. ાા૩ાા
ગગન પાતાલ દેવે સુન માંહેથી સુજ્યા, તો ભેદ અભેદ ના નીમેડાઃ
બ્રહ્માઈન્દ્ર ઈમામશાહે શુન્ય દેખાડ્યું, ત્યારે યોગીનાં થયાં નિવેડા. રે યોગેશ્વરો-
તો યોગ પ્રકાશીને યુક્તિ કીધી. ાા૪ાા

**યોગ વાણી જ્ઞાન, ૨૮.** શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

યોગી રે યોગી તે આશણ યોગી, બાકી અવર મુદ્રા ધારી. ાા૧ાા
કાન કેરી મુન્દ્ર પવન શું ડોલે, તો મન કેરી મુદરા સાચી. ાા૨ાા
મન કેરી મુદ્રા તેને સોવણની કાયા, તો અંદર ભભુત લગાયા. ાા૩ાા
જટા મુગટ મોહોર હારનાં છૂટે, કાયા મેરી પવન શું ડોલે. ાા૪ાા
કાચી કાયા પવન ઓધારી, તો નીર ચલે શો પારી. ાા૫ાા
પાર ફૂટીને નીર ઢોલાણા, તો કાયા હે કામણ ગારી. ાા૬ાા
આરે સંસારમાં પાસારે ઢલિયા, તો ખેલ ખેલે સચિયારા. ાા૭ાા
તો ખેલોને જાગો મેરે મુનિવર ભાઈ, તો આહે પાખંડ કેરા વારા. ાા૮ાા
ગગન મંડલ માંહે શબ્દ જો હૂવા, તો નવ ખંડે આશા તમારી. ાા૯ાા
નવ અવ્તારે નવ દાણવ છેદ્યા, તો દશમે કાલિંગો છેદણ હારા. ાા૧૦ાા
જ્ઞાન અમીરસ બોલ્યા ગુરૂ ઈમામશાહ, તો યુગે યુગે આશા તમારી. ાા૧૧ાા

**યોગ વાણી જ્ઞાન, ૨૯.** શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

યેગીતે યોગી આશણ યોગી, બાકી અવર સો મુંદ્રા ધારીઃ
કાન કેરી મુંદ્રા પવન શું ડોલે, તો મન કેરી મુંદ્રા સાચી. રે યોગેશ્વરો-
યોગ સંયોગ ગ્રહી રહિયે. ાા૧ાા
મન કેરી મુદ્રા તેને સોવણની કાયા, તો અંદર ભભુત લગાઈઃ
જટા મુગટ મોહોર હાર છૂટે, કાયા આ મેરી વપન શું હલાઈ રે યોગેશ્વરો-
યોગ સંયોગ ગ્રહી રહિયે. ાા૨ાા

**યોગ વાણી જ્ઞાન, ૩૦.** શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

ાા૨ાાસદ્‌ગોર પ્રશાદે સ્વામી હાથ પગ આપ્યા, તે ગોર ને કેમ વિશાર્યાઃ
ભૂલ્યા રે ભૂલ્યા તમે નાથ મચ્છંદરસ તો જપ તપ બઉ હાર્યા.
હાડ કી કલિયે જ્યમ શિયાળ વળુધ્યા, મીન ભાંખે આપ રળિયાતાઃ
હું તમને પૂંછું મારા નાથ મચ્છંદર, ચરિત્ર પુત્લીયે સર્વે યુગ છલીયા. ાા૧ાા
સગલી જમાતતે સુખે સેજ પોઢતા, તે કોણસે રાજાએ પાર ઉતરિયા?
સુખની નાલેરે સ્વામી બહુ વરસ વહી ગયા, અવિચળ ધણી તકી ફળ લઈયે.

હાડ કી કલિયે જ્યમ શિયાળ વળુધ્યા, મીન ભાંખે આપ રળિયાતઃ
હું તમને પૂંછુ મારા નાથ મચ્છંદર, ચરિત્ર પુત્લીયે સર્વે યુગ છલિયા. ॥૨॥
બુદ્ધડી ગમાઈ જેણે આ સત્પંથ છોડ્યા, મરણ જીવણ બેઉ હાર્યા,
રાજ યે લોભે નાથજી પાપે બંધાણા, તો કર્મ ધર્મ બેઉ હાર્યા.
હાડકી કલિયે જ્યમ શિયાળ વળુધ્યા, મીન ભાંખે આપ રળિયાતઃ
હું તમને પુછું મારા નાથ મચ્છંદર, ચરિત્ર પુત્લીયે સર્વે યુગ છલિયા. ॥૩॥
ભઠ્ પડ્યો એ ટાઢા ટુક્કા, ભઠ્ પડ્યો એ ભોંયકા સૂણાઃ
ભઠ્ પડ્યો એ સોટા લંગોટા, ભઠ્ પડ્યો અવતારકા ખોણા.
હાડકી કલિયે જ્યમ શિયાળ વળુધ્યા, માન ભાંખે  આપ રળિયાતઃ
હું તમને પુંછું મારા નાથ મચ્છંદર ચરિત્ર પુત્લિયે સર્વે યુ છલિયા! ॥૪॥
ઓર ધણીકા ગોરસ મીઠા, તમે ગોર મૂખે કરણી કમાવોઃ
યે ધરતિ ઉપર કોઈ થર ના રહ્યા, નાથજી મુળગાકાં ગમા ઓ?
હાડકી કલિયે જ્યમ શિયાળ વળુધ્યા, મીન ભાંખે આપ રળિયાતઃ
હું તમને પુછું શુદ્ધ નાથ ગોર્ખા, આવડી શુદ્ધ તમે ક્યેમ કરી જાણી? ॥૫॥
સ્વામી અમે ભૂખડી ખોઈને તુષ્ણા છીપાઈ, અમે ન્યણે નિદ્રા ના આણીઃ
સદ્ગોગ બ્રહ્માજીની સેવેએ જાગ્યા, તો નાથ મચ્છંદરે ત્યાં થકી શુદ્ધ જાણી.
હાડકી કલિયે જ્યમ શિયાળ વળુધ્યા, મીન ભાંખે આપ રળિયાતઃ
હું તમને પુંછું મારા નાથ મચ્છંદરઃ ચરિત્ર પુતલીયે સર્વે યુગ છલિયા. ॥૬॥
જેણે બંબ થકી આપણી કાયા નીપાઈ, તે બંબ પર ભોમ કરમ ટાલોઃ
સત્પંથ સેવો ને સદ્ ગોર પૂજો, જન્મ સફળ કરી દેહી વારો.
હાડકી  કલિયે જ્યમ શિયાળ વળુધ્યા, મિન ભાંખે આપ રળિયાતઃ
હું તમને પુંછું મારા નાછ મચ્છંર ચરિત્ર પુતલિયે સર્વે યુગ છલિયા. ॥૭॥
એ શાંભળી નારી અતી શુંદિર દેખી, નાથજી ભુલાવે શું પડિયા?
મચ્છંદર પ્રતાપે શુદ્ધ ગોરખ બોલ્યા, તો નિત્ય નવા નાથ કેવાયા.
હાડકી  કલિયે જ્યમ શિયાળ વળુધ્યા, મિન ભાંખે આપ રળિયાતઃ
હું તમને પુંછું મારા નાછ મચ્છંર ચરિત્ર પુતલિયે સર્વે યુગ છલિયા. ॥૮॥

**યોગ વાણી જ્ઞાન, ૩૧.** શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા

॥ટ॥આદે થકી એક શુન ઉપાયા, ત્યારે શુન માહે શબ્દ સમાયાઃ
મુંદ્રા પે હેરી નેમનવશ નાહિ, તો નર્કે જાશો વિર્વાર્ણ. રે યોગેશ્વરો -
તો યોગ ના મર્મ ને જાણો. ॥૧॥

અનાથના નાથ અમે ઇંદ્ર ઈમામશાહ, અમે અલખ નિરંજનનાં ચેલાઃ
ભભુત ચોળીને પાંઉ પડાવે, પણ શિદ્ધિનાં શબ્દના જાણે મેલા. રે યોગેશ્વરો -
તો યોગ ના મર્મ ને જાણો. ॥૨॥
સીંગીં વગાડે ને કાન જો ફાડે, પણ બ્રહ્મ અક્ષરનાં જાણેઃ
જટા વધારેને યોગનાં સાધે, એ મોક્ષના મર્મના જાણે. રે યોગેશ્વરો -
તો યોગ ના મર્મ ને જાણો. ॥૩॥
જાંબુ દ્વીપમાં શાહ મારે તખ્ત રચાવ્યા, તે સુષ્ટિનાં સુજન હારાઃ
એરે ગોર યોગી તમે આરા ધો, જેણે ત્રણ ભોવન પેદા કીધા. રે યોગેશ્વરો -
તો યોગ ના મર્મ ને જાણો. ॥૪॥
અડસઠ તિર્થે તર્વનને પાણી, ત્યાં જીવના નિવેડા નહિ થાએઃ
ભણે ઈમામશાહ શુંણો મારા યોગી, અમને મલે સંશ્ય દૂર થાએ. રે યોગેશ્વરો -
તો યોગ ના મર્મ ને જાણો. ॥૫॥

**યોગ વાણી જ્ઞાન, ૩૨.** શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

॥૫॥ લીલ વરણ ધંધુ કારજો હૂતાઃ ત્યારે તેજ સમા તે અમે હૂતાઃ
અહદરૂપે અમે ઈન્દ્ર ઈમામશાહ, એ મધે નિરંજનના સાથી, રે યોગેશ્વરો -
તમે યોગની યુક્તિના જાણી. ॥૧॥
એ ત્રણ મૂર્ત આગળ તત્વ જાણો, ચોથી આદ્ય શક્તિ અવતારી,
જાંબુ દ્વીપમાં તમે દર્શન દેખો, જેથી પાવનથાએ નરને નારી. રે યોગેશ્વરો -
તમે યોગની યુક્તિના જાણી. ॥૨॥
આવા ગોર નરે તમને સત્પંથ આપ્યા, પણ સામલ લેજો જે જીવને ભેલોઃ
ભીતર ખોજે તે અમને બુજે, તો આવા ગવનના ફેરા ટલે. રે યોગેશ્વરો -
તમે યોગની યુક્તિના જાણી. ॥૩॥
ધરતી પાતાલને સહેજે સર્ગાપુર, અમે કલા ધરીને આવ્યાઃ
જ્યાં લગી નાથુંના નાથ નથી મલિયા ત્યાં લગી, તમે ફેરા ખાવા આવ્યા. રે યોગેશ્વરો -
તમે યોગની યુક્તિના જાણી. ॥૪॥
ઈમામપુરી નગરીમાં અલખ ધણી રહેછે, તેને છત્રીસ પંથ સૌ જાણે,
મુકોરે બાજી તમે મન કોર કાજી, પણ કોણ કૃતવ્ય ના છે નીમેડા. રે યોગેશ્વરો -
તમે યોગની યુક્તિના જાણી. ॥૫॥
ત્રણ મુર્તને આદિ યોગ માયા, તેને તમે એક કરીને જાણોઃ
ભણે ઈંદ્ર ઈમાશાહ તમે શુણોને યોગી, અમને સેવો તો સ્વર્ગ પામ્યા જાણો. રે યોગેશ્વરો -

તમે યોગની યુકિતના જાણી. ॥૬॥


**યોગ વાણી જ્ઞાન, 33.** શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

॥૬॥ સત્પંથ સાચા ને ગોરની વાચા, અમે ધર્મ કર્મથી રહ્યા ન્યારાઃ
કોણ નાથે તમને ધર્મ દેખાડ્યા? તે નાથ જાશે નર્ક મોઝારા. રે યોગેશ્વરો -
સુષ્ટિના ગોર વિના મોક્ષના હોયે. ॥૧॥
આશણ બાંધે ને યોગને સાધે, સંસારમાં ચાલો તમે સુધાઃ
નવ નાથને સિદ્ધ ચોર્યાસી, તે અમારી સેવાએ ઉભા. રે યોગેશ્વરો -
સુષ્ટિના ગોર વિના મોક્ષના હોયે. ॥૨॥
જ્યોતિ ને લેખે ને અસત્યને મેલે, પણ પ્રાણ જાતાં નહિ લાગે વારઃ
વિષ્ણુની વાણી ને ગુરૂ મુખે જાણી, ગર્ભે ઘસાતાં નહિ લાગે વાર. રે યોગેશ્વરો -
સુષ્ટિના ગોર વિના મોક્ષના હોયે. ॥૩॥
શુક્તિે સાચા ને નર નારી રાચ્યા, અંગ ઉગારા કો હો ના નાહિઃ
આદ્ય પુરૂષ માનો અંદરમાં આપે, પણ હીરા રતને હાથ રાખો સાહી. રે યોગેશ્વરો -
સુષ્ટિના ગોર વિના મોક્ષના હોયે. ॥૪॥
વિષિયોને વારોને જ્ઞાન સંભારો, તો તમને આપે સ્વર્ગા પુરના વાસાઃ
જાંબુ દ્વીપે ગુરૂજી તારવા આવ્યા, તે નાથુના નાથ તમે જાણો. રે યોગેશ્વરો -
સુષ્ટિના ગોર વિના મોક્ષના હોયે. ॥૫॥
અક્કલે જાણે તે અમને પીછાણે, અમે કીધા યોગના વિસ્તારઃ
ચારે વેદોથી અમે રહીને ન્યારા, અમને સેવો તો પામો નિસ્તારા. રે યોગેશ્વરો -
સુષ્ટિના ગોર વિના મોક્ષના હોયે. ॥૬॥
ચારે વેદની વાત તે તો સંસારિયાને હાથ, પણ ભેદ પાંચમાં વદેના કહ્યાઃ
પાંચમાં વેદના ગુરૂ જ્યાં સુધી નથી મલિયા, ત્યાં સુધી ફેરા ચોરાસીના રહ્યા. રે યોગેશ્વરો -
સુષ્ટિના ગોર વિના મોક્ષના હોયે. ॥૭॥
માંગી ખાએ તેને મોક્ષ ના થાએ, પર ધાન લેઈ પસ્તાશોઃ
લુણ પાણીનું શાહો મારો લેખાં લેશે, ત્યાં કેમ કરીને ઉત્તર દેશો. રે યોગેશ્વરો -
સુષ્ટિના ગોર વિના મોક્ષના હોયે. ॥૮॥
આજ કલવારા ને ખોયા જન્મારા, પણ જ્યોત વિના શું થાયે?
ભણે ઈંદ્ર ઈમામશાહ શુણો યોગેશ્વરો, કરડું રૂપ લેઈને અમે આવ્યા. રે યોગેશ્વરો -
સુષ્ટિના ગોર વિના મોક્ષ નાહોયે. ॥૯॥

## યોગ વાણી જ્ઞાન, ૩૪. શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા



યોગ પ્રમાણીને સેવા શું જાગો, તમે સંતોષે શુદ્ધ થાશોઃ
સદ્ગોરની વાચા તે કરણિયે સાચા, તમે મુનીવર સેવા શું જાગો. રે યોગેશવરો-
સદ્ગોર બ્રહ્મા વિના મોક્ષ ના હોયે. ॥૧॥
તન મન વારો ને વિષિયાને મારો, સોહી આપે અમરા પુરના વાશાઃ
અમે ધર્મ પ્રકાશીને ઘટ પાટ સ્થાપ્યો, ત્યાં બાંધી જીવોની આશા. રે યોગેશવરો-
સદ્ગોર બ્રહ્મા વિના મોક્ષ ના હોયે. ॥૨॥
એક અબ્ધુત અમો જ્યાતિ શું ખેલ્યા, અમે કીધા યોગના નિમેડાઃ
અમેઅસ્માન બાંધી ચંદ્ર નિપાયા, અમે સુજી તે વરણ અઢાર. રે યોગેશવરો-
સદ્ગોર બ્રહ્મા વિના મોક્ષ ના હોયે. ॥૩॥
અમે પવન પ્રકાશીને પાતાલ બાંધ્યુંઃ અમે ત્રણ મૂર્ત એક કિર્તાર
અમે ત્રણ મૂર્ત એક તત્વ જાણો, અમે નરને નારાયણે સંગ સાધ્યું. રે યોગેશવરો-
સદ્ગોર બ્રહ્મા વિના મોક્ષ ના હોયે. ॥૪॥
એ ઘરના પુરૂષની તમે પાવલ પીયો, જે ઈકોતેર સોનો ઓધ્ધારઃ
તેવો તમોને સત્પંથ જો આપ્યો, તમને નર્કે જાતાં જીવ કાઢયાં બાર. રે યોગેશવરો-
સદ્ગોર બ્રહ્મા વિના મોક્ષ ના હોયે. ॥૫॥
ઈકોતર સો યોગીના આગલ કરીને, તમે એવા બ્રહ્મજ્ઞાન શુંણોઃ
કીધા કર્તવ્ય તમારા પ્રલે જાશે, તો ટળશે માધન કેરો માર રે યોગેશવરો-
સદ્ગોર બ્રહ્મા વિના મોક્ષ ના હોયે. ॥૬॥
મુનિવરને કાજે અમે અમરા પૂર સૃજ્યા, જેકોઈ આવશે કરણીયે સારઃ
આગે ગોરક્ષ મંચ્છદર ભણિયે, જેણે નથી તજી સંસાર નીમાયા. રે યોગેશવરો-
સદ્ગોર બ્રહ્મા વિના મોક્ષ ના હોયે. ॥૭॥
તેઓના ઓધાર અમ ઘરથી થયા, એવું જાણો તો ભેખને ઊતારોઃ
એ શુદ્ધ પુરૂષની સેવા જો કરીયે, તો જીવોને પુંછક તો નહિ થાશે. રે યોગેશવરો-
સદ્ગોર બ્રહ્મા વિના મોક્ષ ના હોયે. ॥૮॥
ભભૂત ચોલીને હાથે લીધી ઝોલી, પણ ભીતરના ભેદ નહિ જાણોઃ
એમ ભણે ઈમામશાહ સુણો યોગેશ્વર, તમો દશમાં દર્શનને પરમાણો. રે યોગેશવરો-
સદ્ગોર બ્રહ્મા વિના મોક્ષ ના હોયે. ॥૯॥
પ્રાણીના અર્થ નવ અવતારે સીધ્યા, તમે સેવા કરો નરને નારીઃ
આદશમે અવ્તારે તમારા કારજ સીધસે, તમે સત્પંથ ધાઓને વિચારી. રે યોગેશવરો-

સદ્દગોર બ્રહ્મા વિના મોક્ષ ના હોયે. ॥૧૦॥


## યોગ વાણી જ્ઞાન, ૩૫. શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા

અહદ રૂપેથી નિલ જો હૂવા, નિલ થી અનિલ નીપાયાઃ
નાચા પ્રમાણી અમે મંડાણ માંડ્યુ, તો માંડી ઉત્તપત્‌ની લીલા. રે યોગેશ્વરો-
તો યોગના તત્વ તમે જાણો. ॥૧॥
રચના રચી રચી રમત જો કીધી, ત્યારે કીધા યોગને ભોગઃ
ત્રિશુલ ધરી અમે દ્રષ્ટિ જો રાખી, ત્યારે રચનાના પારનાં રચિયા યોગ. રે યોગેશ્વરો-
તો યોગના તત્વ તમે જાણો. ॥૨॥
પ્રદક્ષિણા દઈને જો પાયે પડિયા, ત્યારે ચરણ ધોઇને ચરણામુત લીધાઃ
એમ ઓધરશે નરને નારી, અમે મુલસ્થાને થીંથંભ જો દીધા. રે યોગેશ્વરો-
તો યોગના તત્વ તમે જાણો. ॥૩॥
મૂલને મંડાણ બેઉ બંધથી ઉપાયા, ત્યારે સુજ્યા સત્ય ને દત્ઃ
સત્યને દત્ બેહુ બ્રહ્માએ સુજ્યા, અને સુજ્યા તે તેજ નાં તંત, રે યોગેશ્વરો-
તો યોગના તત્વ તમે જાણો. ॥૪॥
ઉદ્દ્ બુદ્ધ વાણીને ગોર મૂખે જાણી, ત્યારે જોજો શંખનાં શબ્દ,
શંખ પ્રકાશીને સંસારજો સૃજ્યાઃ તે દાડે યોગનાં ક્યાં હુતા અબ્દ? રે યોગેશ્વરો-
તો યોગના તત્વ તમે જાણો. ॥૫॥
એ ઈશ્વર પાર્વતી આદમ અવતાર, તેનાં યોગ તમે લીધાઃ
તે યોગ જોઈને તમે કેમ ભૂલ્યા? તેથી પડશો તમે અંધકાર. રે યોગેશ્વરો-
તો યોગના તત્વ તમે જાણો. ॥૬॥
અમે સત્ય પ્રકાશીને સત્પંથ સુજ્યા, અમે કીધાં જીવોનાં ઓદ્ધારઃ
સત્પંથ માંહે ઉભા રહી આશિષ માંગી, એમ ઈકોતેર સોનો કીધો ઓદ્ધાર. રે યોગેશ્વરો-
તો યોગના તત્વ તમે જાણો. ॥૭॥
એ નરને નાર બેઉ યોગ શું ખેલે, પણ યોગ નો ભોગે બ્રહ્માની ભક્તિમાલે,
એ બ્રહ્માની ભક્તિને જીવોની મૂક્તિ, તમે ટાલો મોહ મચ્છરને કાલે. રે યોગેશ્વરો-
તો યોગના તત્વ તમે જાણો. ॥૮॥
કાલતજશો તો તમે આ વિને મલશો, એક અક્ષરથી સબ્ યુગ કીતાઃ
તરે અક્ષર અમને દેખાડો, એણી માયાએ મુનિજન મિત્તા. રે યોગેશ્વરો-
તો યોગના તત્વ તમે જાણો. ॥૯॥
એણી માયાએ મહેશ્વર મોહ્યા, પંચભુત પંચભુતાત્માને વશ રાખો,

એ વેહતરણીને વશ રાખો, એ ઉપદેશ યોગી તમને આપ્યો? રે યોગેશ્વરો-
તો યોગના તત્વ તમે જાણો. ॥૧૦॥
તે ગોર તો અમને દેખાડો, અનેક ગોર જીવને દુઃખ ના દીજેઃ
એ દર્શણ તમે ક્યાં લેશો? દશે અવતારે અમને લીજે. રે યોગેશ્વરો-
તો યોગના તત્વ તમે જાણો. ॥૧૧॥
દશે અવ્તારે અમ મનુષ્ય દેહીએ આવ્યા, તો અમને તે પ્રતક્ષ પૂજોઃ
અમારા મરમ અમે પીરને પ્રમેશ્વર, અમને અંત કાલના તારણ લેજો. રે યોગેશ્વરો-
તો યોગના તત્વ તમે જાણો. ॥૧૨॥
વૈકુંઠનાં દુઃખ તમથી વેઠયા નહિ જાએ, ઉંચ નીચ નહિ ત્યાં કોઈઃ
અમરાપુરને દરવાજે ઉભા જો રહિને, દોડી જાવો જ્યોતિ દેખાડે તે જોઈ. રે યોગેશ્વરો-
તો યોગના તત્વ તમે જાણો. ॥૧૩॥
ઈમામ પૂરી નગરીને કુંવારકાં ક્ષેત્ર, ત્યાં જીવોના જાુજના નિમેડા ખાસઃ
પહેલા કર્તા યુગમાં અમે કરણી કીધી, ત્યારે ઉત્તર દિશામાં પુર્યા વાશ. રે યોગેશ્વરો-
તો યોગના તત્વ તમે જાણો. ॥૧૪॥
બીજા ત્રેંતા યુગમાં હમે પૂર્વ દિશા પૂજાવી, પણ તે દર્શને અમોને જાણોઃ
એ નાથના નાથને ઢુંઢતાં હીંડો, પ્રત્યક્ષ જાંબુદ્વીપના પીર પ્રમાણો. રે યોગેશ્વરો-
તો યોગના તત્વ તમે જાણો. ॥૧૫॥
ત્રીજા દ્વાપુર યુગમાં દક્ષિણ દિશા પુજાવી, અમે પ્રાણીના અર્થને કાજે,
સતી જીવોને સ્વર્ગાપુરના વાશા. પણ અમર પુજા જે કોઈ પૂજે આજે. રે યોગેશ્વરો-
તો યોગના તત્વ તમે જાણો. ॥૧૬॥
આજ કલવારે પશ્ચિમ દિશા પૂજાવી, ત્યાં પીર પેગ્મબરે પુર્યા વાસોઃ
દર્શન દેખો તો સત્પંથ લેખો, તો શુદ્ધ બુદ્ધનાં દાતાર થાશો. રે યોગેશ્વરો-
તો યોગના તત્વ તમે જાણો. ॥૧૭॥
એ ચારે યુગમાં અમે પ્રત્યક્ષ બેઠા, જેને આદે સદ્ગુરૂ ભેટ્યા નામઃ
નિર્મલ થઈને નિરંજન આરાધો, સેવા કારણે અમે કલિમાં કીધ કામ. રે યોગેશ્વરો-
તો યોગના તત્વ તમે જાણો. ॥૧૮॥
એમ ભણે ઈમામશાહ તમે નિરંજન પૂજો, જેથી જીવોના થાએ નિમેડાઃ
ઉજ્વલ મને જો કર્મ જો કીના, હેતે પ્રિતે હમને આરાધો સવેરા. રે યોગેશ્વરો-
તો યોગના તત્વ તમે જાણો. ॥૧૯॥

## યોગ વાણી જ્ઞાન, ૩૬. શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા



પ્રથમ યોગ કેરા મૂલ વખાણું, તે પાંચે તત્વના છે પીંડ જાણોઃ
પિંડ નિર્મલ કરી રાખો શંભાળી, નહિતો સત્પંથની શુદ્ધ ક્યાંથી પામો. રે યોગેશ્વરો -
પણ યુક્તિ જાણે તે યોગી. ॥૧॥
અગમ યોગી ઓંમ કારજો હુંતા, ત્યારે નોહતી મોહને માયા કોઈઃ
પાંચ તત્વકા પિંડ નિપાયા, અલક્ષ વિના નહિ દૂજા કોઈ. રે યોગેશ્વરો -
પણ યુક્તિ જાણે તે યોગી. ॥૨॥
આ સત્યવાણી તે ગોર મુખે જાણી, શુદ્ધ ને પ્રમાણો શાહો આવ્યાઃ
એમ ભણે ઈમામશાહ તમે શુણો યોગેશ્વરો, સત્યને સંતોષ બેઉ સાથે આવ્યા. રે યોગેશ્વરો -
પણ યુક્તિ જાણે તે યોગી. ॥૩॥

## યોગ વાણી જ્ઞાન, ૩૭. શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

આજ ઈમામ પુર નગરી માંહે ગોર નર કહિયે, તેની સેવા તમે સહી કરી જાણોઃ
તે ગોરે તમને આજ યોગ સમજાવ્યા. તમે શુદ્ધ પુરૂષની સેવા માણો. રે યોગેશ્વરો-
આ જન્મે તમે જ્યોત પ્રકાશો. ॥૧॥
એ પ્રત્યક્ષ પૂજો અમથી નથી દૂજોઃ તમે નર તનને નાદે ખેલો,
તમે યોગ ખોશો તો દોજક જાશો. રે યોગેશ્વરો-
આ જન્મે તમે જ્યોત પ્રકાશો. ॥૨॥
પ્રત્યક્ષ જાણોને આ ગુરૂને વખાણો, અને આદિ અંતે થી આવ્યા રાચીઃ
યુગ પ્રમાણે તમને પરિબ્રહ્મ મલિયા, તમે મુકો ને મન કેરી બાજી. રે યોગેશ્વરો-
આ જન્મે તમે જ્યોત પ્રકાશો. ॥૩॥
આદે સર યોગીને દુનિયાના ભોગી, પણ ભવના બંધન કેઈ પેરે જાએ?
ધુરૂણ ધારીને આ ધુધંળ પાણી, ભીતર ધોયે તો પાપજ જાએ. રે યોગેશ્વરો-
આ જન્મે તમે જ્યોત પ્રકાશો. ॥૪॥
તે ગોર આજ પ્રત્યક્ષ બેઠા, જેણે યુગોમાં જ્યોતિ પ્રકાશીઃ
આવા ગવનના તે કરશે નિવેડા, તમ મનના મેલ બાહેરના ધોવાશે. રે યોગેશ્વરો-
આ જન્મે તમે જ્યોત પ્રકાશો. ॥૫॥
અશંખ્ય યુગ આગળ વહિ ગયા, હજુ લગી નાથ ના મલિયાઃ
એ કઈ પેરે યોગી યોગ કમાશો? આ જન્માતર એળે વલીયો. રે યોગેશ્વરો-
આ જન્મે તમે જ્યોત પ્રકાશો. ॥૬॥
અમને ના બુજે સદ્‌ગોર ન સૂજે, આ સંસાર કાલે પ્રલ્ય જાશેઃ

પાખંડ પાણી 'એ' ગોર નરના જાણે, પણ મસે પંજર ઝરીઝરી જાશે. રે યોગેશ્વરો-

આ જન્મે તમે જ્યોત પ્રકાશો. ાા૭ાા
એ ચારે ખાણીની નિરંજનની વાણી, કાલ સંદેહ શબ્દે સૌને પડશેઃ
બીજ ન બોવે અમરાપુર ક્યાંથી જાવે? આ કાયા તે કઇ પેરે પાકે. રે યોગેશ્વરો-
આ જન્મે તમે જ્યોત પ્રકાશો. ાા૮ાા
કુંજર દાન કર્તા યુગ માંહે દેતા, ત્યારે દશે અવતારે અમે આવ્યાઃ
ભક્તિ જાણે ને યોગને વખાણે, જરણ મરણ જીવની સાથે રયા, રે યોગેશ્વરો-
આ જન્મે તમે જ્યોત પ્રકાશો. ાા૯ાા
મમતા ના મૂકોને અહંકારમાં ચૂકો, ચો દિશથી લાગી તમને ચોટઃ
કોણ પ્રકારે તમે કરણી કીધી? સ્વામી રાજા સુજણહારા મોટ. રે યોગેશ્વરો-
આ જન્મે તમે જ્યોત પ્રકાશો. ાા૧૦ાા
પાંચ તત્વ કેરા પિંડ નિપાયા, તો કુદરતથી અમે કીધા ખેલેઃ
પંચ નદી મુલસ્થાને તખ્ત રચ્યાવ્યું, તખ્તે ત્રીભોવન બેઠા ખેલે. રે યોગેશ્વરો-
આ જન્મે તમે જ્યોત પ્રકાશો. ાા૧૧ાા
હિમપુર નગરીનો ધણી હિસાબ લેશે, ત્યારે યોગના માર્ગ જોવાશેઃ
એ ભરતખંડ જાંબુદ્વીપે આવ્યા, તે કુંવારકા ધર્તિ ના ધણી કાવ્યા. રે યોગેશ્વરો-
આ જન્મે તમે જ્યોત પ્રકાશો. ાા૧૨ાા
વરજા સેહેર માં વૈકુંઠ રચાશે, દે દલ ભર જીવોનાં દાતારઃ
આ છત્રીસ પંથ આ દુનિયામાં ચાલ્યા, ચલણે સાચા ચાલે સાચા આવાર. રે યોગેશ્વરો-
આ જન્મે તમે જ્યોત પ્રકાશો. ાા૧૩ાા
આ સંસારનાં ગોર સર્વે પર્લે જાશે, પર્લે જાશે જોગીને ભોગીઃ
એમ ભણે ઈમામશાહ તમે સુણો યોગેશ્વર, અમે મરણ જીવનના સંગાતી. રે યોગેશ્વરો-
આ જન્મે તમે જ્યોત પ્રકાશો. ાા૧૪ાા

## યોગ વાણી જ્ઞાન, ૩૮. શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

આ કુદરતે જે કોઇ જીવને ઓધારે, જે પિંડ બ્રહ્માંડની જાણે વાતોઃ
એ બોલતા પુરૂષને તમે બુઝોરે ભાઈ, એ કુતવ્યે પૂંછાશે તમારી વાતો. રે યોગેશ્વરો -
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ાા૧ાા
એક ધ્યાને આપણા નાથને આરાધો, એ પિંડ બ્રહ્માંડની શંભળાવે વાતોઃ
ભભુત ચોલે ને વૈકુંઠે જાવે, એણી પેરે યોગના નિવેડાની ધાતો. રે યોગેશ્વરો -
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ાા૨ાા

જટા વધારે યોગીનાં જાણો, પાણી નાહે વૈકુંઠે નહિ જાશોઃ

સદા પાણીમા માછલી રહે છે, યોગના ભેદ વિના ભટકી મરશો. રે યોગેશ્વરો -
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૩॥
ભેદના જાણે તે ભવો ભવ ભૂલ્યા, દશાંશ ગુરૂને દીધે વૈરાગ લેશોઃ
વરણા વરણી ત્યાં ક્યાંએ નથી, આજ કલિ વારે ભૂલીના જાશો. રે યોગેશ્વરો -
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૪॥
આજ કલિવારે ભૂલી માં જાશો, દુનિયા કરણી નું ઠામ આજે ભારીઃ
આઅવતાર નાબુજે તેને સત્પંત ના સૂજે, તે પછી શું કરશો તમે નરને નારી. રે યોગેશ્વરો-
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૫॥
પિંડનો ધંધો તે તો માયાનો ફંદો, મરશે મન એક દઢ વિશ્વાસેઃ
આશણ યોગની યુક્તિનાં જાણી, નાં જાણ્યા સુજન હાર સ્વાસે. રે યોગેશ્વરો -
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૬॥
ધર્મે ધાયા તે મહા પદ પાયા, તો પર નિદા થી રહેજો દુરઃ
શુદ્ધ નાંહી શબ્દ જો નાંહી, તો નહિ સ્વર્ગને પાતાલ પૂર. રે યોગેશ્વરો -
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૭॥
પ્રતિતે પૂરા તો ગોર નર મુખે શુરા, એજ સ્વામીને સહી કરી સેવ્યાઃ
અમે આદેથી આવ્યા ને અંતે સમાયા, અમે સકલ વ્યાપક હોઈને રહ્યા. રે યોગેશ્વરો -
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૮॥
તમો નાથ બુજો આવેદની ગુંજો, તમે સત્પંથ સોધીને સુધા ધાઓઃ
આજ દન લગી તમે યોગી દર્શ લેખ્યા, અમને ન્યણે દીઠે શુદ્ધી પાઓ. રે યોગેશ્વરો -
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૯॥
એમ પુછે યોગેશ્વર તમે શુણો મારા સ્વામી, તમે ક્યાં થકી ધર્યા અવતારો?
તમે ક્યે દાડે યોગની યુક્તિ સુજી, અને અમને કહો એના ભેદો. રે યોગેશ્વરો -
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૧૦॥
એ ઇચ્છા ભોજન અમને લાધો, અમારા મનની મટે જંજાલોઃ
જરણ મરણ આ ક્યાં થકી કીધા?
ક્યાંથી કીધી માયાની જંજાલો? રે યોગેશ્વરો -
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૧૧॥
પિંડ જો નોહોતા ને બ્રમંડ જો નોહોતા, ત્યારે નહોતા મેરૂ કૈલાશઃ
ભણે ઈમામશાહ અમે સ્થળ પુજાયા, શુદ્ધ પુરૂષની સેવા એ પુર્યા વાસ. રે યોગેશ્વરો -

નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૧૨॥



**યોગ વાણી જ્ઞાન, ૩૯.** શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

પ્રથમ લીલ ધંધુકાર જો હૂતા, ત્યારે તેજ ધરીને કાયમ આવ્યા:
બ્રહ્માની સેવાએ અમે મંડાણ સુજ્યા, જે માનવી મનુષ્યા દેહે આવ્યા. રે યોગેશ્વરો-
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૧॥
જે દહાડે માનવી મનુષ્યા દેહે સુજ્યા, ત્યારે અમે હૂતા તેજ સ્વરૂપી:
પેહેલા સત્ય સુજીને અમે ધર્મને જ સ્થાપ્યું, રચી પુથ્વી માયા અરૂપી. રે યોગેશ્વરો-
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૨॥
અમે પુરૂષ સુજીને પાવલ કીધી, અમે માંડ્યું જરણ મરણ:
અમે વેદ સુજીને વરણ નીપાઇ, અમે યોગનાં શબ્દે બાંધી વરણ. રે યોગેશ્વરો-
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૩॥
અમે પુરૂષ ઉત્તમથી આશણ સુજ્યા, અમે કીધા ધર્મ ને પાપ:
અગોચર પણે અમે પ્રતિત બાંધી, અમે પરાક્રમથી પુરા આપ. રે યોગેશ્વરો-
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૪॥
અહદરૂપે અમે ઈંડ નાભીએ રાખ્યું, એ રચના એ રચી કૃતવ્યે પૂરી:
જબ લગી યોગી તમે પાપનાં છુટો, ત્યાં લગી ફેરા ખાસો તમે પૂરા. રે યોગેશ્વરો-
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૫॥
એન-કેન યોગી દિદાર જો માંકે, તમે ત્રણ લોક જેવા થાશો વિર:
સુદર દીન કબીરદીન દિતારી અમારા, અમે નાથ જાલંધરનાં પીર. રે યોગેશ્વરો-
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૬॥
સત્ય ના છોડે ને કમાઇને જોડે, પણ વક્રમથી વેગળા એ સાર,
અધર્મથી પાએ પાછેરો દેજો, પિંડને પડતાં નહિ લાગે વાર. રે યોગેશ્વરો-
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૭॥
એ નાથને પૂજોને અમને બજો, પણ અમે છું સુષ્ટિનાં સુજન હાર,
આજ લગી યોગી તમે જન્મ ગુમાવ્યો, એ જીવનથી મરણ ભેલેરા સાર. રે યોગેશ્વરો-
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૮॥
આગે કરણ આઠ લાખ જો હૂતા, તે દીથી ધ્યાન ધરી ધરી અમે રહ્યા:
અમે આદેથી આવ્યાને અંતે સમાયા, પણ અમારા ભેદ કોએનાં જાણ્યા. રે યોગેશ્વરો-
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૯॥
માયાનાં મૂઈને મમતાની મૂઈ, વલીનાં મૂઈ મનકી બાજી:

એણી માયાએ મોટા મૂનિ જન ખાધા, એણીએ ખાધી પુથ્વિ સારી. રે યોગેશ્વરો-

નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૧૦॥
અમે અરબી રૂપે ચૌદ ભૂવનના ભૂપ, અમે વેલા પ્રમાણે રૂપ ફિરાવ્યાઃ
કુંજર દાનને ગંગાનું સ્નાંન, યોગ વિના ધર્મની ના પડે સજ. રે યોગેશ્વરો-
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૧૧॥
આદ પુરૂષથી અમો અગોચર આવ્યા, અમે સુજ્યા ધર્તિ અસ્માનઃ
વિસ વસા ધર્મ અમે ધર્તિમાં મંક્યું, અમે પડદા પાપના કાપ્યા જાન. રે યોગેશ્વરો-
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૧૨॥
ધર્મ પાપ બેઉ સંયોગે સુજ્યા. તેમાં અદકું ઓછું નહિ લગાર,
અમે તે પીરને અમે તે પરમેશ્વરઃ અમે તે ઈન્દ્ર ઈમામશાહ સાર. રે યોગેશ્વરો-
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૧૩॥
ઘેર ઘેર જ્ઞાન ને ધ્યાન નાં હોએ, ભુલ્યા તે જમને હાથે પડશોઃ
એમ બોલ્યા ઈમામશા તમે શુણો યોગેશ્વર, પ્રાણનો અર્થ કેમ કરી કરશો? રે યોગેશ્વરો-
નિરંજન લાધ્યા તો યોગને કાઢો. ॥૧૪॥

**યોગ વાણી જ્ઞાન, ૪૦.** શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

સ્વાસા લેખે સ્વામી શબ્દ જો ભણિયા, એ ભણિયા તે બ્રહ્મ જ્ઞાનની વાણઃ
મહાદન અમલ તે દુનિયામાં કરશે, એવા યોગી જાશે રસાતાલ જાણ. રે યોગેશ્વરો-
પણ અલક્ષ વિના અર્થનાં સીજે. ॥૧॥
એકાન્ત થઈને મનમાં આરાધો, તેને કાલ ના લોપે કોઈઃ
કાયાછે કુંપોને મન છે કસ્તુરી, મોહ ન મારો તો મમતા મૂઈ. રે યોગેશ્વરો-
પણ અલક્ષ વિના અર્થનાં સીજે. ॥૨॥
ધ્યાન ધરીને આગે માહેશ્વર બેઠા, અને નિરંજનના ભેદ નાં પાયાઃ
ચંદ્ર સૂર્ય સ્વામીનાં નુરે નીપાયા, તે લેઈ અસ્માને ધરાયા. રે યોગેશ્વરો-
પણ અલક્ષ વિના અર્થનાં સીજે. ॥૩॥
અસ્ટ કુલ પર્વત અમેરે રચીયા, ત્યારે રચી છે અને ચારે ખાણઃ
એક ઇંડ માંહે સબયુગ સુજ્યા, ત્યારે કીધી તે ઉત્પત લીલાજાણ. રે યોગેશ્વરો-
પણ અલક્ષ વિના અર્થનાં સીજે. ॥૪॥
અમે નાભી કમલ થકી કરૂણાઓ કીધી, અને રાખ્યું તે બંબ વિસ્તારઃ
ઈંડ માંહેથી એક તુષાર પેદા કીધી, એ તેનો અસ્માન સુજ્યો સાર રે યોગેશ્વરો-
પણ અલક્ષ વિના અર્થનાં સીજે. ॥૫॥

એ ત્રણ ગુણ માંહેથી હરિયે રમત કીધી, હવે રત પોતીની રવી ઉગ્યા:
જ્યાં લગી યોગી આપણા મનને મોહ્યા, ત્યાં લગી ગર્વે ઘસાઇ ગયા. રે યોગેશ્વરો-
પણ અલક્ષ વિના અર્થનાં સીજે. ॥૬॥
અંતકાલે સૌ અળગું થાશે યોગી, એક છે આયોગ નો ભંડાર:
લિંગ પૂજતાં તમને લાજ નાં આવે, એ વિધે શિવ તે કેમ પૂજાયે સાર. રે યોગેશ્વરો-
પણ અલક્ષ વિના અર્થનાં સીજે. ॥૭॥
જે પથ્થર પૂજે તે અમને નાંબૂજે, તે નર્કે જાશે નરને નાર:
આસ્માન અગ્નિ પુતલે પ્રીછો, આપ્રાણ પવન ક્યાંથી કીધા સાર? રે યોગેશ્વરો-
પણ અલક્ષ વિના અર્થનાં સીજે. ॥૮॥
આ દેહીનાં ડંડે ફરશે નવ ખંડે, પણ નાથું ના નાથ ક્યાં થકી મલશે?
એવી સેવા એ આવીને ચોંદિશ ભુલ્યા, એ બ્રહ્મના ભેદ કોને નાં મળશે. રે યોગેશ્વરો-
પણ અલક્ષ વિના અર્થનાં સીજે. ॥૯॥
નિરંજન માંહેથી એક પાતાલે તેજ લીધું, તેની બાંધી વિષ્ણુની કાયા:
કાયા બંધીને અમે રમત કીધી, અને કીધા તે ધમ્ ને ધમ્કાર. રે યોગેશ્વરો-
પણ અલક્ષ વિના અર્થનાં સીજે. ॥૧૦॥
યોગી તેજે જીવતાં મરે, આપ તેરે ને અવર ને તારે સાર:
જાંબુ દીપનાં તમને યોગી દેખાડ્યા, સંસારે ગોર નર બેહુ આવ્યા સાર. રે યોગેશ્વરો-
પણ અલક્ષ વિના અર્થનાં સીજે. ॥૧૧॥
અંગની ઝોલીને ભભુત ચોલી, ચાલ ચાલે છે ઉંધા ઉદાસી:
માયા નાદના બોલે આવા યોગના મલે, પણ જન્મ એણીપેરે વહી જાશે. રે યોગેશ્વરો-
પણ અલક્ષ વિના અર્થનાં સીજે. ॥૧૨॥
નદીને તીરેરૂખ, એવી યોગીની ભુખ, કો દીન મુળગા ઉખડી જાશે:
એક ઠામ યોગી આશણ રાખે, એથકી પ્રાણનાં અર્થ ના થાશે. રે યોગેશ્વરો-
પણ અલક્ષ વિના અર્થનાં સીજે. ॥૧૩॥
કઠણ ક્રિયાને દિલ રાખો દરિયા, જેથી યોગીની યુક્તિ થાએ:
એમ ભણે ઈમામશાહ તમે શુણો યોગેશ્વર. ધર્મે ચાલો તો વૈકુંજ જાએ. રે યોગેશ્વરો-
પણ અલક્ષ વિના અર્થનાં સીજે. ॥૧૪॥

**યોગ વાણી જ્ઞાન, ૪૧.** શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા

કવન જ્યોત ગગનમાં ધરિયા? કવન જ્યોત પિંડે વિસ્તારી?
કવન જ્યાત ગુરૂ માંહે રેહેવે? જ્ઞાન જ્યોત જોત ખોજ કરે સારી,

કહેરે યોગી સુનોરે ગુરૂજી મુજે. યા ભેદકા કહો વિચાર. ॥૧॥
અબ્ધુ ચંદ્ર જ્યોત ગગન માંહે ધરિયા, પવન જ્યોતે પિંઢે વિસ્તાર્યા,
જ્ઞાન જ્યોત કુરૂ માંહે રેહેવે. ગુરૂ મુખ જ્ઞાન ખોજ કહે વિસ્તારી.
સુનોરે યોગી સુનોરે અબ્ધુ તુજે આદ્ય ભેદકા કહું વિચાર. ॥૨॥
સ્વામી કોણ તમારા ગુરૂ ભણિયે? અને કોણ તમારા જ્ઞાન?
કોણ તમારા થાનક ભણિયે? અને કોણ તમારા ધ્યાન?
કહેરે યોગી સુનોરે ગુરૂજી મુજે. યા ભેદકા કહો વિચાર. ॥૩॥
અબ્ધુ સત્ય હમારા ગુરૂ ભણિયે, બ્રહ્મ હમારા હ્યે જ્ઞાન
ત્રીલોક અમારા સ્થાનક ભણિયે, વિષ્ણુ અમારા ધ્યાન.
સુનોરે યોગી, સુનોરે અબ્ધુ તુજે આદ્ય ભેદકા કહું વિચાર. ॥૪॥
સ્વામી કોણ સરોવર બેઠા તન? કોણ સરોવર બેઠા હંસા?
કોણ સરોવરે જાુલે મન? કોણ સરોવરે લેહરા વાસી?
કહેરે યોગી સુનોરે ગુરૂજી મુજે. યા ભેદકા કહો વિચાર. ॥૫॥
અબ્ધુ સત્ય સરોવર બેઠા તન, મન સરોવર બેઠા હંસા,
જ્ઞાનસરોવર ઝૂલે હંસા, શાહો સરોવર લેહરા વાસા
સુનોરે યોગી સુનોરે અબ્ધુ તુજે આદ્ય ભેદકા કહું વિચાર. ॥૬॥
યોગી તે જે યોગ જણાવે, તેને હરિયા કીયા સંસારઃ
પાણીકી બુંદ સે બ્રહ્મંડ નિપાયા, એ સ્વામી સુજનહાર.
સુનોરે યોગી, સુનોરે અબ્ધુ તુજે આદ્ય ભેદકા કહું વિચાર. ॥૭॥
એ નાથ બોલ્યા સુનરે અબ્ધુ તું અમારી જ્ઞાનકી કલંકી ભણિયે,
નવખંડમાં હમ પ્રગટ ખેલી, આદ ભેદકા મુલ ગણિયે.
સુનોરે યોગી સુનોરે અબ્ધું તુજે યાદ ભેદકા કહું વિચાર. ॥૮॥
બાલારે ભોલા તમે શુણો મારા અબ્ધુ, સત્ય શું રચી પુથ્વિ માયાઃ
યુગ છત્રીસમાં નિષ્યલંકી ભણિયે, તે હમો સ્વામી કલિયગુમાંહે આવ્યા.
સુનોરે યોગી, સુનોરે અબ્ધુ તુજે આદ્ય ભેદકા કહું વિચાર. ॥૯॥
અમે ઈસ યુગ માંહે આવ્યા, તેથી થાએ અમર જીવડા સારઃ
વાચા કારણ અંતે યુગે આયા, તે નામ ધરાયા સંસાર.
સુનોરે યાગી, સુનોરે અબ્ધુ તુજે આદ્ય ભેદકા કહું વિચાર. ॥૧૦॥
ધ્યાન ધરી બ્રહ્મ અક્ષરે બાંધ્યા, તો કરણી કમાવો ખરીઃ
સાહંસ જપી સન્મુખ ખેલીયે, તો ઉપદેશ ના લીજે ફરી.

સુનોરે યોગી, સુનોરે અબ્ધુ તનજે આદ્ય ભેદકા કહું વિચાર. ॥૧૧॥
આરંભે સોહંસ સ્યેજ સમાઈ, જીવને મરણા સોહેલા કહિયેઃ
જે જન્મે મન નિશ્ચળ તેને રહિયે, સદ્‌ગુરૂ વચને મન પ્રગટ લહિયે,.
સુનોરે યોગી, સુનોરે અબ્ધુ તનજે આદ્ય ભેદકા કહું વિચાર. ॥૧૨॥
ધર્તિન હૂતી આસમાન ન હૂતા, ન હૂતા પર્વત ને ભારાઃ
નવસો નવાણુ નદિયું ન હૂતી, તબશે હમે નેહ બતાયા સારા.
સુનોરે યોગી સુનોરે અબ્ધુ તુજે આદ્ય ભેદકા કહું વિચાર. ॥૧૩॥
કહે ગુરૂ ઈમામશાહ અમે પંથ પ્રગટાવ્યો, સત્પંથ લેઈ જંબુદ્વીપમાં આયાઃ
સત્પંથ સદાએ છે ઉત્તમ, સત્પંથ વિના મોક્ષ નહિ કોઈ પાયા. ॥૧૪॥

## યોગ વાણી જ્ઞાન, ૪૨. શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

ઈમામપુરી માંહે અમે આશણ સુજ્યા, અમે શુદ્ધ નિરંજનનાં સાથીઃ
રેવાથી ઓત્રે ને સાબર ત્રષ્ટે, ત્યાં ગોર નર બ્રહ્મા એ કલા કીધી. રે યોગેશ્વરો-
પણ યુગમાં જીવણા થોડા. ॥૧॥
વૈકુંઠમાં હતા તે તમને સંભળાવ્યા, આ યોગે મુક્તિ નહિ થાએઃ
જરણાની જાતને જીવતરની વાત, એમ પિંડને બ્રહ્મડ પડિયા જાએ. રે યોગેશ્વરો-
પણ યુગમાં જીવણા થોડા. ॥૨॥
ઈમામ ની નેક ને જૂવો વેદની ટેક, પણ ઘડ્યા એટલા નહિ ઘાટોઃ
કોએક ફાટયા ને કોએક ફુટ્યા, કોએક મૂલ માંગે વાતો. રે યોગેશ્વરો-
પણ યુગમાં જીવણા થોડા. ॥૩॥
એ શાસ્ત્ર તમને યોગી સદ્‌ગોરે કહ્યા, પણ સુષ્ટિના ગોર અમને જાણોઃ
સંતોષ વિધિએ સપાત્ર લહીયે, કુપાત્રની પૂજા કેમ ચિત્તે આણો? રે યોગેશ્વરો-
પણ યુગમાં જીવણા થોડા. ॥૪॥
મોટા થાએને શિવગુણ ગાએ, પણ સાંસાં તે તમને પડશેઃ
યોગને કાજે તમે જીવન કાં હારો! તો રત્ન પદાર્થ ક્યાંથી સાંપડશે? રે યોગેશ્વરો-
પણ યુગમાં જીવણા થોડા. ॥૫॥
યોગને ન જાણેને સુનને વખાણે, તે શેહેસ્ત્ર ખાટકી જેવાનેકઃ
જીવ હણે ને શિવ મંતર ભણે, પ્રેમનો અક્ષર ના જાણો એક. રે યોગેશ્વરો-
પણ યુગમાં જીવણા થોડા. ॥૬॥
હેત ધરીને શ્રીનર મુખે ફરિયે, નહિતો ફોગટ ફેરા ખાસોઃ
એ પાપના પડલ તારા પિંડ પર ફરિયા, ફર્માની હોશો તોફેરા ટલશો. રે યોગેશ્વરો-

પણ યુગમાં જીવણા થોડા. ॥૭॥

આપ વિચારે ને પંચને મારે, નહિતો પિંડ પ્રાણને વેહેરા પડશેઃ
જીવનની જ્યોતિ જેવા નિર્મલ મોતી, ત્યારે નિરંજન ઘેર વાસો થાશે. રે યોગેશ્વરો-
પણ યુગમાં જીવણા થોડા. ॥૮॥
પાંચને મારે તે એક કરી જાણે, પણ સૂર્ય ઊગે સંગ્રામ થાશેઃ
આગળ સોસો કીરણ લેઇ સૂર્ય તપશે, ત્યારે જીવોનાં લેખાં સાહેબ લેશે. રે યોગેશ્વરો-
પણ યુગમાં જીવણા થોડા. ॥૯॥
બ્રાહ્મણ જોશીને સેવડા સન્યાશી, તે શું જાણે કલા અમારીઃ
અમે મચ્છા રૂપે રમત કીધી, વેદ લેઇ ઘેર આવ્યા વારી. રે યોગેશ્વરો-
પણ યુગમાં જીવણા થોડા. ॥૧૦॥
નવ માસ તમને ઉદર માંહે રાખ્યા, તેની તમે જરાએ શુદ્ધનાં જાણી,
એમ બોલ્યા ઈમામશાહતમે શુણો યોગેશ્વર, તમે તજ્યો આ સંસાર શું જાણી. રે યોગેશ્વરો-
પણ યુગમાં જીવણા થોડા. ॥૧૧॥
જેણે સંસાર લેર સમુદ્રની જાણી, જેકો સુધા હોશે તે ઉતરશે પાર. રે યોગેશ્વરો-
પણ યુગમાં જીવણા થોડા. ॥૧૨॥

## યોગ વાણી જ્ઞાન, ૪૩. શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

છત્રીસ યુગને ચોરાસી ચોકડી, અમે એક ધ્યાન શું રહ્યાઃ
ધ્યાન ધરી ધરી સત્ય જો સુજ્યા, તો સત્યમાં માં દત્ સમાયા. રે યોગેશ્વરો-
જેમણે સુજ્યા તેમને સેવો. ॥૧॥
તેવોને સેવો તો સ્વર્ગા પુર જાશો, જાશો તે તમે કરણી ને સારૂઃ
ધર્મને પાપ બેઉ જીવની સાથે, ધર્મ વધે તો પાપની ઘાટી વારૂ. રે યોગેશ્વરો-
જેમણે સુજ્યા તેમને સેવો. ॥૨॥
અમે પીર કબીર દીનને કુલે આવ્યા, અમે અનંતનાં ભરણ ભરાવ્યા,
તે ભરણ મીરાં મહમદશાહને શોભે, એ છેલ્લી સંઘના સરદાર કાવ્યા રે યોગેશ્વરો-
જેમણે સુજ્યા તેમને સેવો. ॥૩॥
અમે ગોર નર બેઉ નિરંજનનાં ચેલા, અમે હેમ પૂરીમાં તખ્ત રચયાઃ
એ ચારે વેદની વાત સંસાર જાણે, પણ જાણી જોઇને અંધા થયા. રે યોગેશ્વરો-
જેમણે સુજ્યા તેમને સેવો. ॥૪॥
અમે પાંચમો વેદ પ્રત્યક્ષ બ્યેઠા, અમે બેઠા આરબી રૂપ ધારી,
અરબી રૂપે હમે અવતાર લીધો, એવી કળા કલિમાં ધારી. રે યોગેશ્વરો-

જેમણે સુજ્યા તેમને સેવો. ॥૫॥
અમે દીન જગાવીને કુફર તોડ્યો, અમે કોમ કોમનાં કકાશ ટાળ્યાઃ
અમો બ્રહ્માને અમો માહેશ્વરઃ અમે નિરંજનની કળાએ મહાલ્યા. રે યોગેશ્વરો-
જેમણે સુજ્યા તેમને સેવો. ॥૬॥
અમે ભાવના સુજીને ભક્તિ કીધી, અમે મરણ જીવણ બેહુ સુજ્યાઃ
વિષ્ણુ રૂપે અમે વૈરાગી વાહ્યા, માલા પહેરી માંગી ખાયે તુષ્ણા. રે યોગેશ્વરો-
જેમણે સુજ્યા તેમને સેવો. ॥૭॥
કહે ઈમામશાહ અમે અસ્થળ પૂજાવ્યા, સંઘ પોતીને સ્મર્થ આવ્યા,
ઠામ ઠેકાણા તે ગુરૂ મખે જાણો, એ ગુરૂ વિના ગત કોએ ન પામ્યા. રે યોગેશ્વરો-
જેમણે સુજ્યા તેમને સેવો. ॥૮॥

## યોગ વાણી જ્ઞાન, ૪૪. શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

યોગી તેજે જીવના નીમેડા કરે, બાકી માંગી તાગીને ઉદર પૂરેઃ
એ કુદરતી ખેલ અમે ત્રણનાં બેલી, અમે ત્રણ ગુણ મલી લીધી તાલી. રે યોગેશ્વરો-
જેણે સુજ્યા તેને સેવો. ॥૧॥
સોલ કળા લેઇ અમે સ્વર્ગેથી આવ્યા, ત્યારે યગુમાં જળાહળ થયોઃ
અમર નામાર આગળ ક્યમ કરી સેહસો? તમે શુદ્ધ વિસારી બેશી રહ્યા. રે યોગેશ્વરો-
જેણે સુજ્યા તેને સેવો. ॥૨॥
સમા પ્રમાણે તમે સ્વર્ગમાં જાશો, વાસ વૈકુંઠના તમને થાશેઃ
કર્મ સંયોગે તમે કર્તવ્ય ટાલો, એ ટાલો ભભુત ભાવે જાશે. રે યોગેશ્વરો-
જેણે સુજ્યા તેને સેવો. ॥૩॥
અજ્ઞાન ને મેલો ચેતો સવેલા, અમ પાશે વસસો કે દુર જાશો?
ત્રવેણી ઘાટમાં સંગ્રામ કીજે, સત્પંથ ફળ તેથી પાઓ. રે યોગેશ્વરો-
જેણે સુજ્યા તેને સેવો. ॥૪॥
કાયાના મહલમેં અબ્ધુત કરમ કીધા, ત્યાં કોણ રાજાને કોણ પ્રધાન?
જે કોલે કાયમજી શું બંધન થયા, તે કોલ આજ સંભાલો રાખી ધ્યાન. રે યોગેશ્વરો-
જેણે સુજ્યા તેને સેવો. ॥૫॥
એક રાજા ગુરૂ ને મારૂં મન પ્રધાન, ઉમયા અમારી માતા નિરંજન તાતઃ
આઁમકાર દેવીને કાયાપુરી નગરી, એની સેવાએ ખેલો સાક્ષાત. રે યોગેશ્વરો-
જેણે સુજ્યા તેને સેવો. ॥૬॥
એમ બોલ્યા ઈમામશાહ તમે શુણો યોગેશ્વર જન્મ ગમાશો જોતાં જોત જાણી,

અલક્ષ નિરજ જ્યારે લેખું લેશે, ત્યારે કાયાને ઘાલશે લોઢાની ઘાણી. રે યોગેશ્વરો-
જેણે સુજ્યા તેને સેવો. ॥૭॥

**યોગ વાણી જ્ઞાન, ૪૫.** શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા

કોણ સત્ય તમારૂં કહિયે બ્રહ્માજી? કોણસી નગરમાં રહો વાશો?
કોણે ઉપદેશ આપ્યો છે તમને?
કોણે યોગ દેખાડ્યો ખાસો. રે યોગેશ્વરો-
બ્રહ્મ પીછાણે સોહી યોગી. ॥૧॥
કોણ સત્યગુરૂ એ યોગ દેખાડ્યો? એ કોણ કર્તવ્યે ધર્મ કીધો?
કોણ કર્તવ્યે એવા ગુણ ખોજો? અને કોણ ઠેકાણે પાપ ટાલી દીધો? રે યોગેશ્વરો-
બ્રહ્મ પીછાણે સોહી યોગી. ॥૨॥
કોણે તમને ભભૂત આપી? પણ કોણે સીંગી થબ્દ કીધા?
કીયા ગુરૂએ પથ્થર પૂજાવ્યા? કોણે રૂંઢ માલા તમને દીધી? રે યોગેશ્વરો-
બ્રહ્મ પીછાણે સોહી યોગી. ॥૩॥
એ કોણસો માતા તમારી કહિયે? કોણસો કહિયે તમારા તાત?
એકોણ સો ઠેકાણે દિદારજ કીજે? પણ કોણ યોગે પૂજાવ્યા? રે યોગેશ્વરો-
બ્રહ્મ પીછાણે સોહી યોગી. ॥૪॥
કોણસી શક્તિ ને કોણસી ભક્તિ? કોણે અમર કાયા રાખી?
એ કોણે માયા મનથી વિસારી? કોણે તુષ્ણા ને તજી? રે યોગેશ્વરો-
બ્રહ્મ પીછાણે સોહી યોગી. ॥૫॥
નિરંજન ના મેલા તે યોગીની વેલા, પણ કોણે ધર્મ કમાયા?
કોણ પ્રકારનાં યોગજ કહિયે? કોણ પ્રકારે કર્મના છુટકારા! રે યોગેશ્વરો-
બ્રહ્મ પીછાણે સોહી યોગી. ॥૬॥
કોની ચાલે ચાલો? કોને ધર્મ આલો? કોને જોઇને મુક્તિ લેશો?
ન આવે વિશ્વાસ તે કોણે પૂરી ઓશા? પ્રતિત વિના કેમ પાવન થાશો. રે યોગેશ્વરો-
બ્રહ્મ પીછાણે સોહી યોગી. ॥૭॥
હૃદય કમલમાં કોણ નર લેખો? આશણ વાલો તો મન અજવાલેઃ
કોણ ભરૂંસે રાખો પાસો? પણ પંચ ભૂત આત્માને વારો. રે યોગેશ્વરો-
બ્રહ્મ પીછાણે સોહી યોગી. ॥૮॥
મન તન લેખે, તે અમને ન દેખે, એમ દન પોતે જાશો શિર સોતાઃ
આ યુગ જાણો તો મન શું વખાણો, પણ વિષિયાની વેલ કડવી હોવે. રે યોગેશ્વરો-

બ્રહ્મ પીછાણે સોહી યોગી. ॥૯॥
શુન મંડલ માંહે તમે શું શોધો? પણ પ્રતિમાં પૂજે પાપનાં જાએ*:
યોગ કમાઓ તમે યુગને જોઈ, ધરણી કરણી જીવો સાથે થાએ. રે યોગેશ્વરો-
બ્રહ્મ પીછાણે સોહી યોગી. ॥૧૦॥
નવ માસ તમને ઉદર માંહે રાખ્યા, તમે તેની શુદ્ધ નાં જાણી:
મનની કાશળ તમે કાઢી નાંખો, તે નિત્યના નહિ લેખા પ્રાણી. રે યોગેશ્વરો-
બ્રહ્મ પીછાણે સોહી યોગી. ॥૧૧॥
અમે બોલ્યા ઈમામશાહ તમે શુણો યોગેશ્વર પણ જ્યોતિ વિના યુક્તિ નાં હોવે:
કાલનાં ધંધા ને દુનિયા નાં ફંદા, પણ ફોગટ માટે ફેરા ખાશો. રે યોગેશ્વરો-
બ્રહ્મ પીછાણે સોહી યોગી. ॥૧૨॥

## યોગ વાણી જ્ઞાન, ૪૬. શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

એકોણ ગુરૂ હમે તમને કહિયે? કોણ સે આસન તમને લહિયે?
અમો કોણ વિધ સપાત્ર લહિયે? અમે કોણ શબ્દે મંત્ર ભણિયે? રે યોગેશ્વરો-
અમને આશણ બ્રહ્માજી બતાવો. ॥૧॥
કોણસી નગરીમાં ભેલા રહિયે? કોણ ધામે તમને કહિયે?
દુનિયાના ગુરૂએ અમને યોગ દેખાડ્યો, અમે દેખા દેખી ભભુતી ચોળી. રે યોગેશ્વરો-
અમને આશણ બ્રહ્માજી બતાવો. ॥૨॥
અમે માંગી ખાવાને ભેખ્જ પેહેર્યો, અમે કાયાને કાજે કંથા પહેરી:
અમે દુનિયામાં દોડીદામ મેળવ્યો, અમે પાપનાં પડદા દીધા પેહેરી. રે યોગેશ્વરો-
અમને આશણ બ્રહ્માજી બતાવો. ॥૩॥
અમે પ્રેમ પ્રકાશી પથ્થર પૂજ્યા, અમે ઉમિયાની સેવા કીધી:
મન વશ નાહિને, તિર્થે ફરિયે, એ મુલે, મૂલ હમે ગમાયા. રે યોગેશ્વરો-
અમને આશણ બ્રહ્માજી બતાવો. ॥૪॥
અમે પંચભૂ આત્માને માકળ દીધા, અમે જિભ્યા સ્વાદે યોગજ લીધા:
ઉત્તપત્તપુંછો, તે અમે શું જાણિયે? અમને સુજ્ઞિના ગુરૂજી નથી લાધ્યા રે યોગેશ્વરો-
અમને આશણ બ્રહ્માજી બતાવો. ॥૫॥
બ્રહ્માના ભેદ ગુરૂજી અમે શું જાણિયે? ગુરૂજી અમને તે ઠેકાણા બતાવો:
અમે ઠરી કરીને ત્યાં જઇ ઠરિયે, અમે ચરપટ રાજામે મન્છા નગરી. રે યોગેશ્વરો-
અમને આશણ બ્રહ્માજી બતાવો. ॥૬॥
અમે કવણ આશણ ધરિયે? અમે કવણ ક્રિયા કર્મ કરિયે?

અમે કવણ દિશાએ જાપ જપીયે? અમે યોગને કારણ જન્મ ગમાયા. રે યોગેશ્વરો-
અમને આશણ બ્રહ્માજી બતાવો. ॥૭॥
અમે મરણ નાં લેખું ને જિંદગીનાં દેખું, અમને નારાયણની સેવા ના સૂજીઃ
હિરા હશે તેને ઝવેરી જડશે, ઈમામશાહ મલ્યા તે યોગી થાશે. રે યોગેશ્વરો-
અમને આશણ બ્રહ્માજી બતાવો. ॥૮॥

**યોગ વાણી જ્ઞાન, ૪૭.** **શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા**

કોણ સિંહાસન કહોરે બ્રહ્માજી? અને કોણ નગરીમાં રેહશો?
કોણ ઠેકાણે અસ્થળ પૂજાવો? કોણ તે સાચું તીર્થ કહેશો. રે યોગેશ્વરો-
પણ અમને છે ગોર નરની આશા. ॥૧॥
કોણ ઠેકાણે તમે પ્રગટ રેહશો? અને કોણસે વેદ ભણાવો?
કોણ વિવેકની વાચા હો માનો? તમે કોણસો જાપ જપાવો! રે યોગેશ્વરો-
પણ અમને છે ગોર નરની આશા. ॥૨॥
અમે કોણસે તિર્થે પાપ છુટીયે? અને કોણસી જ્યોત અમે લઈયે?
ક્યા હાંરે જઈને અમે ગુન્હા ગુજારીયે? અમને તેના સાંસાં ટાળો. રે યોગેશ્વરો-
પણ અમને છે ગોર નરની આશા. ॥૩॥
સેજે રે દાન સદ્‌ગુરૂ મુખે દેજો, ગત તિર્થમાં ગુન્હા પર હરજોઃ
આજ પશ્ચિમ દિશા બેશી જાપ ઓચરજો, તમે બીજ શુકર વારી કરજો. રે યોગેશ્વરો-
પણ અમને છે ગોર નરની આશા. ॥૪॥
ઈમામ પુરી નગરીમાં અમે પ્રગટ બેઠા ત્યાં ગોર નર બેઉનાં છે કેડાઃ
અનંત કરોડી જીવ તારવા આવ્યા, અમે કરશું તે યુગોના નીમેડા. રે યોગેશ્વરો-
પણ અમને છે ગોર નરની આશા. ॥૫॥
અથર્વ વેદી અમો રામ રેહમાન, અમે સહી નરને નારાયણેઃ
ચારે તે યુગમાં ચાર દિશા પૂજાવી, કરણ કલકમાં અમને સર્વે જાણએ. રે યોગેશ્વરો-
પણ અમને છે ગોર નરની આશા. ॥૬॥
સોળ કળાશું અમે જ્યોતિ પ્રકાશી, અમે છત્રીસ આશને લાવ્યાઃ
હેમ પુરમાં હાજર મિજલસ નાં મેલા, ત્યાં પાંચમો વેદ ભણાવ્યા. રે યોગેશ્વરો-
પણ અમને છે ગોર નરની આશા. ॥૭॥
કુંવારકા ક્ષેત્ર માંહે મંડોણ માંડ્યું, અને ત્યાં પાપ ધર્મ તોલા શેઃ
જે કોઈ આવી "નરા" કારને નમશે, તેના પાપ તેપર લે જાશે. રે યોગેશ્વરો-
પણ અમને છે ગોર નરની આશા. ॥૮॥

ઘટને પાટે તમે સાચે મને પૂજો, સોળ કળા તે ઘટમાં આવે:
જંબુરે દ્રીપમાં યોગેશ્વર બેઠા, તે સાદ શબ્દના સાથી. રે યોગેશ્વરો-
પણ અમને છે ગોર નરની આશા. ।।૯।।
કહે ઇંદ્ર ઈમામશાહ શુણો યોગેશ્વર, અમે નિરંજન ઘર થકી આવ્યા:
આગળ કુષ્ણરૂપે અમે કરૂણા હો કીધી, અમે તે ગોર નર બેઉ આવ્યા, રે યોગેશ્વરો-
પણ અમને છે ગોર નરની આશા. ।।૧૦।।

**યોગ વાણી જ્ઞાન, ૪૮.** **શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા**

બ્રહ્માને શિવ બેઉ સંગાતે આવ્યા, અમો શિદ્ધ પુરૂષ ના છે સાથી:
નિરંજન લેઇ શક્તિ સમજાવી, એ વર વરી તે શક્તિ જાતિ. રે યોગેશ્વરો-
પણ નિરંજન સેવે તે શુદ્ધ થાશે. ।।૧।।
અમે નવે અવતારે રમત કીધી, અમને પણ એવા તમે જાણજો
અમે તે બ્રહ્મા ને અમે તે વિષ્ણુ, અમે તેજ દેવ માહેશ્વર જાણો. રે યોગેશ્વરો-
પણ નિરંજન સેવે તે શુદ્ધ થાશે. ।।૨।।
અમે પુથ્વિ રાખીને બ્રહ્માંડ જડિયા, અમે જડ્યા મૂલને મંડાણ:
અમે કમલ પ્રકાશીને સંયોગ કીધા, અમે કીધા જરણ ને મરણ. રે યોગેશ્વરો-
પણ નિરંજન સેવે તે શુદ્ધ થાશે. ।।૩।।
અમે સુષ્ટિમાં આવ્યાને મુનિવરે વધાવ્યા, અમે વશ થયા તે દેવ વનમાલી:
અમે સત્પંથ રોપીને રમત માંડી, અમે રહ્યા ગરિબ ઘર મહાલી. રે યોગેશ્વરો-
પણ નિરંજન સેવે તે શુદ્ધ થાશે. ।।૪।।
ઉત્તમ મધ્યમથી અમેનાં અભડાયા, અમને સેવે તે અમર થાયે:
અમે વાડી વાવીને વિગતાઇ કીધી, વિશ્વંભરની કળા વર્તાવી. રે યોગેશ્વરો-
પણ નિરંજન સેવે તે શુદ્ધ થાશે. ।।૫।।
કળા વર્તાવી અમે યોગ દેખાડ્યા, તે જાણો, તે અમે આપો આપ,
ભકતોની વ્હારે અમે યુગોયુગ આવ્યા, અમે કોલ આપીને ટાળ્યા પાપ. રે યોગેશ્વરો-
પણ નિરંજન સેવે તે શુદ્ધ થાશે. ।।૬।।
અમારે હુકમે પાણીને પર્વત જાણો, અમારે હુકમે નવકુળ નાગ:
અમે નુરાણી વસ્ત્રે નુરધર કહેવાયા, અમે તેજ ઈમામશાહો આવ્યા. રે યોગેશ્વરો-
પણ નિરંજન સેવે તે શુદ્ધ થાશે. ।।૭।।
અમારા પુરનું સુખ સદ્ગોરે દેખાડ્યું, અમે રહિયે શરણ તમારી:
શરણે રાખી અમને સત્પંથે આપ્યો, અમે સોબતના થયા છું સાથી. રે યોગેશ્વરો-

પણ નિરંજન સેવે તે શુદ્ધ થાશે. ॥૮॥

અપરાધ અમારા અળગા કરી નાખો, અમને નર્કે જાતાં ગુરૂજી ઉગારોઃ
એકે બાણે અમારા અંગો અગ વિધાંણાં અમથી ઉત્તર એકેનાં દેવાયો. રે યોગેશ્વરો-
પણ નિરંજન સેવે તે શુદ્ધ થાશે. ॥૯॥
અમે આજ લગી ગુરૂજી સુનમાં સેવતા, એ ના જાણ્યા સુજન હારાઃ
અમે આદ્યગુરૂ વિના ગુરૂજીભીં તે અથડાયા, તમે સત્ય યોગ દેખાવનહારા. રે યોગેશ્વરો-
પણ નિરંજન સેવે તે શુદ્ધ થાશે. ॥૧૦॥
અમને જન્મો જનમના ફેરાથી ટાલ્યા, પણ અમે શું જાણું? શુદ્ધ તમારીઃ
અમને જંબુદ્વીપના ગુરૂગત્તમાં દેખાડ્યા, શુણી સાચા વેદની વાણી તમારી. રે યોગેશ્વરો-
પણ નિરંજન સેવે તે શુદ્ધ થાશે. ॥૧૧॥
વેદ પ્રમાણે અમે વિશ્વંભર વરિયા, દશાંશ દઇએ અમને દીયોને દીદારઃ
સેવા કારણ અમે સંસાર તજિયા, અમને ભવસાગરથી ઉતારોને પાર. રે યોગેશ્વરો-
પણ નિરંજન સેવે તે શુદ્ધ થાશે. ॥૧૨॥
ભણે ઈમામશાહ તમે શુણો યોગેશ્વરો, પણ પ્રાલબ્ધે દેવને કાયમ પામોઃ
જે દહાડે ધંધુ કાર જો હૂતા, ત્યારે પણ અમે તેજ પ્રકાશ્યા. રે યોગેશ્વરો-
પણ નિરંજન સેવે તે શુદ્ધ થાશે. ॥૧૩॥

## યોગ વાણી જ્ઞાન, ૪૯. શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા

નાથ તમારા ન ચેલા અમારા, જન્મો જન્મના છું અમે યોગીઃ
નવ નાથ ને એ સિદ્ધ ચોયાસી, એ આશણે અમને ઓરાધે. રે યોગેશ્વરો-
કાયા કશો તો યોગ સૂજે. ॥૧॥
અમે ત્રાંસ બાંધીને જીવું ને તોલીશું, રતી રતી આવગુ નહિ રાખું તમારાઃ
જે જીવ બળશે ને એકઠા મલશે, તેના શિર પડશે ઘણ કેરા મારા. રે યોગેશ્વરો-
કાયા કશો તો યોગ સૂજે. ॥૨॥
સાતમે નેજે સૂર્ય આવી રેહશે, ત્યારે ધર્તિ હોશે ત્રાંબા વર્ણિઃ
એકેકો ગુન્હો સોસો વાર પૂછશે, તરે જીવડો રોશે પોકો પાડી. રે યોગેશ્વરો-
કાયા કશો તો યોગ સૂજે. ॥૩॥
સત્પંથી હોશે તેને શિરછત્ર ધરાશે, તેને અગ્નિ નહિ લોપે લગારઃ
તે જીવનો મહાદન એલેરે જાશે. તેતો બેસશે શાહોજી પાસે સાર. રે યોગેશ્વરો-
કાયા કશો તો યોગ સૂજે. ॥૪॥
તેરે દહાડો તમને દોહેલો આવે, કીધા કર્તવ્ય તે આગલ હોશેઃ

તન મન વારો ને જીવને ઓધારો, નહિ તો હિસાબે પૂંછતા હાણ હોશે. રે યોગેશ્વરો-

કાયા કશો તો યોગ સૂજે. ॥૫॥
અધલાખ વરસનો એક દહાડો હોશે, એવા દુઃખડા ત્યાં જીવડા ભોગવશેઃ
મુનિવર કાજે અમે મેઘા ડમ્બર રચિયા, તેની છાંએ બેસી શાન્તિ લેશે. રે યોગેશ્વરો-
કાયા કશો તો યોગ સૂજે. ॥૬॥
એવા દુઃખ દોહેલા દુનિયામાં હોશે, પણ તમે ગુરૂમંતર નાં જાણોઃ
તમો ઇકોતેર નેતારો તો યોગ ઉતારો. જન્મ જાશે તે જોતાં જોતાં. રે યોગેશ્વરો-
કાયા કશો તો યોગ સૂજે. ॥૭॥
આયોગ ઉતારીને સંસાર માંડો, સંસારમાંડે શુદ્ધ થાશો તમેઃ
એણે સંસારે રાજા પ્રહલાદ સિધ્યા, જેણે કાયા હોમાવી હોલી માંહે. રે યોગેશ્વરો-
કાયા કશો તો યોગ સૂજે. ॥૮॥
એ મનના યોગીતે અમરનાં ભોગી, સ્વર્ગે જઇને સુખિયા થાઓઃ
સવાલાખ વરસનું આગળ સુખ થાશે, અમને ગોર નર જાણીને સેવો. રે યોગેશ્વરો-
કાયા કશો તો યોગ સૂજે. ॥૯॥
એમ બોલ્યા ઈમામશાહ સુણોરે યોગેશ્વરો, પણ સંઘ પોંતીને સ્મર્થ આવ્યાઃ
છેલ્લી સંઘનાં સાહેબ અમને સહી કરી જાણો, જે આપે અમરાપુરનાં વાશા. રે યોગેશ્વરો-
કાયા કશો તો યોગ સૂજે. ॥૧૦॥

**યોગ વાણી જ્ઞાન, ૫૦.** શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા

સત્પંથ પદાર્થ તમે શોધીને લેજો, એણી આલે ઈમામ ગોર આવ્યાઃ
રૂપ અમારા ને ભાગ્ય તમારા, જેણએ શુદ્ધ શોધી તે નેર પામ્યા. રે યોગેશ્વરો-
તમે જન્મના યોગને જાણો. ॥૧॥
આ જન્મે નાં જાણ્યાં તે જાતે લૂંટાશે, તેની કમાઇ જોશે સર્વ લૂંટાઇઃ
અમે "હેમ" પૂરી માંહે તખ્તે બ્યેઠાઃ એ દિલભર જીવોનાં દાતારી. રે યોગેશ્વરો-
તમે જન્મના યોગને જાણો. ॥૨॥
તમને ઇમામ ગોર પ્રતક્ષ મલિયા, યુગના કરવા તે નિમેડાઃ
એ કોણ જાતતમારી ને નાત તમારી, અમે સાહેરના તારણહારા. રે યોગેશ્વરો-
તમે જન્મના યોગને જાણો. ॥૩॥
એ દરિયા ભરિયા ને વેદની ક્રિયા, ચૂકે ચોર્યાસીના ખાશો મારોઃ
પૂછો છો અમને? ગોર મલિયા છે તમને, આ સંસાર જોઇને કર્તવ્ય ખોજો. રે યોગેશ્વરો-
તમે જન્મના યોગને જાણો. ॥૪॥

આ સમયે જોઇને કર્તવ્ય ખોજો, પણ ક્ષમા જેવું નહિ કોઇ દાનઃ

અમે મુલ સ્થાનમાં રમત માંડી, અમે હીરાની ખાણ ઉઘાડી. રે યોગેશ્વરો-
તમે જન્મના યોગને જાણો. ।।૫।।
અમારાં મર્મ, મેરમ હોય તે જાણે. અમે સકળ સંયોગે ધરિયા ધ્યાનઃ
ધ્યાન ધરી ધરી અમે ધારણાઓ ધરી, નિરંજનની માયાના ધરિયા માન. રે યોગેશ્વરો-
તમે જન્મના યોગને જાણો. ।।૬।।
આકઠણ વેલામાં અમે કલા છુપાવી, અમે કીધા ભક્ત અગોચર અંતરે સારઃ
આજ સમા પ્રમાણે સોધીને લેજો, આ સત્પંથ છે ખાંડા કેરી ધાર. રે યોગેશ્વરો-
તમે જન્મના યોગને જાણો. ।।૭।।
જે દાડે મોહ ને માયા એ નહોતી, ત્યારે અમે તે રૂપ પ્રકાશ્યા જાણઃ
અમે તે રૂપ પ્રકાશી ને રમત માંડી, અમે સુજ્યા હિન્દુ ને મુસલમાન. રે યોગેશ્વરો-
તમે જન્મના યોગને જાણો. ।।૮।।
હિન્દુ હરિને પુજી પસ્તાયા, મુસલમાને મુલગા ગુમાવ્યાઃ
રાજા ગુંસાઇ તેમણે શુન માંહે પાયા, તમે શું શોધો શુનની માયા? રે યોગેશ્વરો-
તમે જન્મના યોગને જાણો. ।।૯।।
સો ક્રિયાની અમે જનોઇ આપી, પણ બ્રહ્મ ને જાણે સોહી બ્રાહ્મણઃ
તિર્થ ન્હાવે ને પાપનાં જાવે, એ પંથ કોણે બતાવ્યા નિર્વાણ? રે યોગેશ્વરો-
તમે જન્મના યોગને જાણો. ।।૧૦।।
પાંચમો વેદ તેતો મુક્તિનો ભેદ, અર્શ કુર્શિની આશા તેને સોએઃ
અહાર નિર્મલ મને પાલો ગુરૂની વાચા, તોહેતે પ્રિતે હાંસલ હોએ. રે યોગેશ્વરો-
*તમે જન્મના યોગને જાણો. ।।૧૧।।*
ભિક્ષા ફિરાવે ને ઘર ઘર જાવે, પરધાન ખાધે ધર્મનાં સૂજે કાંઇઃ
પડી બાંધી ને મંચ્છા નાં મૂઇ, માયા જૂઠીમાં મરશો તમે સોઇ. રે યોગેશ્વરો-
તમે જન્મના યોગને જાણો. ।।૧૨।।
ઉપદેશે ઉંધાને થાએ છે સુધા, પણ સત્ય વિના સૂકાઇ જાશો સારઃ
જેમ ઝાકલનું પાણી તેમ કાયાની એધાણી,આવ્યું તેને વહી જાંતાં નહિલાગે વાર.રે યોગેશ્વરો-
તમે જન્મના યોગને જાણો. ।।૧૩।।
દોઢી સવાઇ જેમ મીઠી ભવાઇ, રાત પોંતીને રહ્યા ખેલી તે રેહશેઃ
એમ બોલ્યા ઈમામશાહ શુંણો યોગી, અમને મલે આવા ગવન ટલશે. રે યોગેશ્વરો-
તમે જન્મના યોગને જાણો. ।।૧૪।।

## યોગ વાણી જ્ઞાન, ૫૧. શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા



ઓંમ શબ્દ એવો બોલે સાનંવિના, પણ લી લોપીને મેલી લાજોઃ
કશના કાચા એ પડશો તમે પાછા, પણ પેટ ભરીને લેશો પાપ. રે યોગેશ્વરો-
પણ જ્યોત પુરૂષને પૂજો જોઇ. ાા૧ાા
કરમની કંથા સૌ થોશે મિથ્યા, બધ ને કંશા શુર જોને રાજઃ
એ રાજ આપીને અમે રમત કીધી, તે અવતાર અમે તે આવ્યા આજ. રે યોગેશ્વરો-
પણ જ્યોત પુરૂષને પૂજો જોઇ. ાા૨ાા
અહદ રૂપે અમે રમત કીધી, અમે એક રૂપને નવ અવતારીઃ
રાસ વિલાસ આગે અમે અવનવી કીધી, અમે રમત રમીએ અનેરી. રે યોગેશ્વરો-
પણ જ્યોત પુરૂષને પૂજો જોઇ. ાા૩ાા
એ પુરૂષના તમે આશણ સેવો, અમે જ્યોતિનાં યોગ દેખાડ્યાઃ
આહદની વાત તમને અમે ઝાહર કીધી, અમે મોક્ષ મુક્તિનાં ઠામ બતાવ્યા. રે યોગેશ્વરો-
પણ જ્યોત પુરૂષને પૂજો જોઇ. ાા૪ાા
અમે શુદ્ધ પ્રસાદે સેવા કરીને, અમે સંસારમાં શુદ્ધ કહેવાયાઃ
અમે હશન કબીરદીન કુળે અવતાર લીધો, અમે તેજ ઇમામશાહ કહાવ્યા. રે યોગેશ્વરો-
પણ જ્યોત પુરૂષને પૂજો જોઇ. ાા૫ાા
આદિપથી હમે પાશે જોરાખી, અમે સોળ કળાના સરદારઃ
અમે સંસારમાં આવ્યા ત્યારે યોગી કાવ્યા, અમે યોગ કીધા છે ગુણ ગંભીર. રે યોગેશ્વરો-
પણ જ્યોત પુરૂષને પૂજો જોઇ. ાા૬ાા
રેહણી કરણિયે અશંખ્ય યુગ આગે કીધા, અમે થયા અશરણા શરણઃ
એ તત્વ ગુણ વિધિયે ત્રીગુણ સુજ્યા, અમે સુજી તે વરણા વરણ. રે યોગેશ્વરો-
પણ જ્યોત પુરૂષને પૂજો જોઇ. ાા૭ાા
એમ ભણે ઇમામશાહ તમે શુણો યોગેશ્વર, સી વિધે સપાત્ર ને લૈયેઃ
સપાત્રની યોગી સેવાઓ કર્તા, એ ત્રીગુણથી ન્યારા રૈયે. રે યોગેશ્વરો-
પણ જ્યોત પુરૂષને પૂજો જોઇ. ાા૮ાા

## યોગ વાણી જ્ઞાન, ૫૨. શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

ઇમામપુરી નગરીમાં સદ્‌ગોર બ્યેઠા, અને સેવાએ જાગીને સૌ ખેલોઃ
એ સેવાએ ખેલો છે આતમનો છેલ્લો મેલો, તમે કાયાના અભીમાન ખોવો. રે યોગેશ્વરો-
પણ યોગ તત્વ તમે જાણો. ાા૧ાા
અભિમાન તજશો તો યોગને ભજશો, આપ ન સૂજે તે કાંએ નાં બૂજેઃ

એ પ્રાણીનો અર્થ કેઇ પેરે થાશે? તે ભરણ વેલા ભાગી જાશે દૂજે. રે યોગેશ્વરો-

પણ યોગ તત્વ તમે જાણો. ॥૨॥
આ ગરથી યોગી દો એ તડ તરશો, તમને થાશે અમરાપુરની આશાઃ
સ્વર્ગની આશા જવ રાખી પસ્તાશો, પણ પચાસમાં તમે પૂરો વાસો. રે યોગેશ્વરો-
પણ યોગ તત્વ તમે જાણો. ॥૩॥
શુદ્ધ નિરંજનને છે સોળ કળા, ત્રણ ભોવનમાં ભરી પૂરી રહ્યાંઃ
કાયા કશીને તમે યોગ કમાઓ, તો મરણ જરણનાં લેખા ગયા. રે યોગેશ્વરો-
પણ યોગ તત્વ તમે જાણો. ॥૪॥
માર ખાશો ને શિર મિન્દા થોશો, જીવ ગએ ફેરા અતીશે ખાશોઃ
મન કેરી માલા માયાએ કરી ભૂલ્યા, તમે સદ્ગોરને શરણે જાશો. રે યોગેશ્વરો-
પણ યોગ તત્વ તમે જાણો. ॥૫॥
એ ઈશ્વર આદમ આગે બોહોત કહાવે, પણ એ ક્યાંથી થયા છે પ્યેદા, અમેતે મચ્છંદરને
યોગનું ઘર, પંચ ભૂતને વસ રાખો સદા. રે યોગેશ્વરો-
પણ યોગ તત્વ તમે જાણો. ॥૬॥
દુનિયા સવાદે જેણે સત્પંથ ખોયા, તેણે ખોયા આજ કલિમાં કિર્તારઃ
આ મન મનાવવા ને યોગી હૂવા, આ હંસ રમી કરી જાશો બારરે. રે યોગેશ્વરો-
પણ યોગ તત્વ તમે જાણો. ॥૭॥
યે રૂઆને આધારે પ્રાણ રમે છે, યે પિંડને પ્રાણ વાયુનાં સાથીઃ
બુદ્ધને શુદ્ધ બેઉ હોશે મરણના સાથી, સત્ય છે દત્નાં બેલી. રે યોગેશ્વરો-
પણ યોગ તત્વ તમે જાણો. ॥૮॥
ક્ષમાની ખેતી ને રાખો શિર સેતી, એ સોળ કલામાં સાથે મલસોઃ
એ કરણીનાં કાચાને થાએ છે સાચા, એ સંતોષની નાડેથી વલશો. રે યોગેશ્વરો-
પણ યોગ તત્વ તમે જાણો. ॥૯॥
બ્રહ્માંડ જડાયા ને ઘટ ઘડાયા, પણ એ ઘટ છે ઘોર ગંભીરઃ
ઈમામ પૂરીમાં અમે આસણે બેટા, અમે કરમ પ્રજાલી કળા ધરી ગંભીર. રે યોગેશ્વરો-
પણ યોગ તત્વ તમે જાણો. ॥૧૦॥
પ્રકાશી પાપને બેઠા આપો આપ, અમે બારમી સદીનાં સરદારઃ
અલક્ષ યોગ વિનાં ભિક્ષા મંગાવો, આવા ઉપદેશ કોણે આપ્યા સાર. રે યોગેશ્વરો-
પણ યોગ તત્વ તમે જાણો. ॥૧૧॥
જ્યાં લગી તમને ગોર બ્રહ્મા નાં ભેટ્યા, ત્યાં લગી ખાસો તમો ફેરાઃ

સદ્‌ગોરની વાણી તમે ગોર મુખે જાણી, પણ તાલ વિના નહિ હોયે નિમેડા. રે યોગેશ્વરો-

પણ યોગ તત્વ તમે જાણો. ॥૧૨॥
નિષ્કલંકની ગત આ સદ્‌ગોરે દેખાડી, તે ગોરને તમે સાચે મને ધાઓઃ
સાચેરે મને તમે શુક્તિ કરજો, તો સહી અમરાપુર જાઓ. રે યોગેશ્વરો-
પણ યોગ તત્વ તમે જાણો. ॥૧૩॥
એમ બોલ્યા ઈમામશાહ તમે શુણો યોગેશ્વર, અમે સ્વર્ગ ભૂવન થકી આવ્યાઃ
અમે પ્રત્યક્ષ બેઠાને પૂજા દેખાડી, અમે જન્મ મપણનાં સાંસાં ટાલ્યા. રે યોગેશ્વરો-
પણ યોગ તત્વ તમે જાણો. ॥૧૪॥

**યોગ વાણી જ્ઞાન, ૫૩.** શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા

યોગીકું ઢુંઢતાં યુગ ગયે, કહો કેતે દીન ભયે, સાંઈયા માંગેગા લેખા.
ઉસ યોગીકું ઢુંઢતાં યુગ ગયે. કહો કિત્તે દીન ભયે. ॥૧॥
યોગીકે ગલેમેં હાર હો, હિરા રતનશું જડિયાઃ
જિસ્કા ભાગ્યહો ઉસકું દેતાહો અયસા દિલહે દરિયા. યોગીકું ઢુંઢતાં યુગ ગયે. ॥૨॥
યોગી સો યગુમેં એક હો, બાકી સર્વે ભીખારી,
મારા યોગી ચતુર શુજાણ છે, અવરસો મુંદ્રા ધારી. યોગીકું ઢુંઢતાં યુગ ગયે. ॥૩॥
યોગી કી રમત જે કરે, ઉસે દઉ લાખું બધાઈયાંઃ
કાન ગોકુલ મે ખેલ ગયે, આપે હુવા રે ગુંસાઈયાઃ યોગીકું ઢુંઢતાં યુગ ગયે. ॥૪॥
યોગી સો જેણે યોગજ જાણ્યા, આપે રહ્યા મસ્ત દીવાનાઃ
યુગમાં મઢુલી રચી રહ્યા, જયશી ધર્તિ અસમાના. યોગીકું ઢુંઢતાં યુગ ગયે. ॥૫॥
કાયાસો કંથા ગોદડી, કરણી કેરા ધાગા,
ઓઢ્યાસો અમર હૂવા, ના ઓઢ્યાસો નાગા, યોગીકું ઢુંઢતાં યુગ ગયે. ॥૬॥
કપડા ધોએ યોગી નહિ મીલે, દિલ ધોવે સો પાવે,
જ્ઞાન બોલ્યા ગોર ઈમામશાહ, સાચા અમરા પૂરજાવે. યોગીકું ઢુંઢતા યુગ ગયા
કહો કે તે દીન ભયે. ॥૭॥

# શ્રી ચિત્તવરણી

તો મુનિવર ભાઈ!
પ્રથમ અથર્વ વેદી ગોર નરને સેવીયેઃ એને સેવંતા શંક ના આણરે,
જો અમર થાએ પ્રાણરે. ૧
તો મુ... અમરાપુર તો પામીયેઃ જો સેવીયે સદ્‌ગોર નુર રે,
એકમ નચિંત્ત સેવીયે પીરશાહનેઃ તેનાં પાપજ થાએ દૂર રે. ૨
તો મુ... આજ કલિયુગમાં સાચા સદગોરને જાણજોઃ તે ગોર ઈમામશાહ હોય રે,
તેને દોકરી જાણે બાવલેઃ તે નિશ્ચે દોજક જાએરે. ૩
તો મુ... દોજકથી તો છુટીએઃ જો સેવીએ ઈમામશાહ ગોરનાં પાયરે,
જો નિત્ય નિત્ય ગતમાં જઈ સેવા કરે, તે સહી અમરાપુર જાયેરે. ૪
તો મુ... આજ કલયુગની ગત ગંગા કરીને જાણજોઃ જેનો ગુપ્ત વહે પ્રવાહરે,
તેમાં નિત્ય નિત્ય જઈ સ્નાન કીજીએઃ તેના કીધા પાપ જાયેરે. ૫
તો મુ... મુખી મુસાફિર એક મનચિંતે સાંભળોઃ અને સાંભળો મોક્ષ મુક્તનાં ઠામરે,
ઈન્દ્ર ઈમામશાહે એમ ભાંખીયાઃ ઇલમના મુમિન ચિત્તવરણી નામરે. ૬
તો મુ... આ ગોર નરને સેવે સાચશુંઃ ભાઈ તેને હરિ છે હજુરરે,
આ ઇલમ ચિત્તવરણી સાંભલી પાલસેઃ તેના પાપજ જાશે દુરરે. ૭
તો મુ... મુનિવર મુનિવર સેર્વ કોઇ કાવેઃ પણ મુનિવરના ભેદ ન જાણે કોએરે,
ઈન્દ્ર ઈમામશાહ જેણે પુરા સેવીયાઃ આજ કલિમા મુનિવર સોએરે. ૮
તો મુ... જીવંતા મૃતક હોઇ રહિયેઃ અને દાનત રાખીયે ઠામરે,
નિત્ય નિત્ય ગત્માં હાલ ગુજારે સાચશુંઃઆજ કલિમાં મુનિવર નામરે. ૯
તો મુ... ક્યા કાચી કાલે વહી જાશેઃ જેમ નદિએ વહે છે નીરરે,
જેવુ સ્વપ્નાં તરનું પેખણઃ તેવું આ શરીરરે. ૧૦
તો મુ... જેવું સ્વપ્નાં તરનું પેખાણુંઃ તેસો આ સંસારરે,
કાંએ સુક્રિત કીજે બાવલેઃ મુર્ખ તજો અહંકારરે. ૧૧
તો મુ... અહંકારી રાવણ મારીયોઃ કોરવ દુર્યોધનરે,
કંશ છેદ્યો શ્રીકૃષ્ણેઃ કોઇ ગર્વ ના ધરજો મનરે. ૧૨
તો મુ... પાંડવે ગર્વ જો ગાળીયોઃ સત્પંથ સેવ્યો પૂરે ઈમાનરે,
રાજપાટ તેણે સર્વ છોડીયા, આ સદ્‌ગોરને વચનરે. ૧૩
તો મુ... ગુરૂ વચન પાંડવે શીર ધર્યાઃ અને અવિચલ રાખ્યાં ઈમાનરે,
મોહમાયા જાણી કારમીઃ તે તજી સદ્‌ગોરને વચનરે. ૧૪
તો મુ... જબ લગી તનમાં પ્રાણ હેઃ તબ લગી જાણો સુખરે,

કાયા કાચી કાલે વહી જાશેઃ ત્યારે પ્રાણીયો પામશે દુઃખરે. ૧૫
તો મુ... આપણા પ્રાણીને દુઃખ ના દીજીએઃ આ માયા જુઠી સદા કાલરે,
સબ જુગ ધંધે બાએકર, આપે રહીશો ટાલરે. ૧૬
તો મુ... આ માયા અનંત ઘંટા વાળ છેઃ જેથી મુગ વેધ્યો જાયરે,
જેણે આગળ ન દીઠું ચાંદરણુંઃ તેતો પડ્યો ધોર અંધારરે. ૧૭
તો મુ... જેમ મૃગ વેધ્યો માયા નાદનોઃ જે કુડ કપટે ચાલતાં શંખના આણેરે,
તેને બાણ લાગે જ્યારે જમનુંઃ ત્યારે ક્ષેણું માં છુટે પ્રાણરે. ૧૮
તો મુ... તેમ માયા અનંત ઘંટા વાળ છેઃ ગાફલ દુનિયા વેધી જાએરે,
બાણ લાગે જ્યારે જમનુંઃ ત્યારે લક્ષ ચોરાશી ફેરા ખાએરે. ૧૯
તો મુ... આ માયા રસમાં જે કોઇ રાચીયાઃ એથી મૂર્ખ દુજો નહિ કોએરે,
એદન ચાર માયા છે મીઠડીઃ અંતકાલે તે કડવી વિખરે. ૨૦
તો મુ... જે હરિ રસ સુણી રાચીયાઃ તેણે પ્રમાણી સદ્ગોરની શિખરે,
એ સદા કાલ છે મીઠડી, એ કદીનાં હોવે વિખરે. ૨૧
તો મુ... સર્વે દુનિયા સુખ દુઃખ ને રાચી છેઃ પણ મોક્ષ મુક્ત ના જાણે કોયેરે,
સાચા મુનિવર સો આપણાઃ જેણે સુખ દુઃખ નાંખ્યા ખોએરે. ૨૨
તો મુ... સુખ દુઃખ દિલથી ધોઇએઃ દુનિયા છે દન ચારકો રંગરે,
જેને સદ્ગોરે રંગ દીયાઃ તેકદી ના હોએ કરંગરે. ૨૩
તો મુ... તમે કરશણ કરો હરિના નામનાઃ કાયા ખેતી ખેડી વાએરે,
જો હળ હાંકો ઈમાનશુંઃ તેમ ક્ષેત્ર ચોખેરાં થાએરે. ૨૪
તો મુ... તમે હૃદયના હળ હાંકજો, તમે જીભ્યા ચવડું બેસાડરે,
સદક ઈમાન એ બળધીયાઃ એમ કરી દલની કાશળ કાઢરે. ૨૫
તો મુ... તમો પુન્યનો પરોણો હાથ કરોઃ તેમાં જ્ઞાનની બેસાડો અંકરે,
એ સામે ચાસે હલ ખેડજોઃ તેમાં ક્ષેણુ ના લેશો વંકરે. ૨૬
તો મુ... કાલના ખુંટા કાઢી નાંખજોઃ કાયામાં કાશળ ન રાખશો કાંએરે.
જો સદ્ગોર મુખે વાવો સાચશુંઃ તો સહેસ્ત્ર ઘણેરા કણ હોએરે. ૨૭
તો મુ... ક્ષેત્ર માંહે બીજ દશાંશનાં વાવીએઃ વાવતા કેણ ના કરશો કોએરે,
જો સદ્ગોર મુખે વાવો સાચશુંઃ તો સહસ્ત્ર ઘણા કણ હોયરે. ૨૮
તો મુ... ક્ષેત્ર ટોઇએ આપણું, અને મનનો માળો બાએરેઃ
લોક કુટમ એ સબ ઝારહે, તે ક્ષેત્ર તો કરડી ખાએરે. ૨૯
તો મુ... જબ લગી હરિયા ક્ષેત્રહે, તબ લગીજ ક્ષેત્ર જાણરેઃ
તમે પાકા કરશણ જાળવો, તમે ક્ષેત્રમાં દેજો ખાણરે. ૩૦

તો મુ... અ પાપી પક્ષી છે ઉતાવળા, તે ખેતી ઉપર ઝપ લાએરેઃ
જ્યારે ગાફલ રખવાળો સુઇ રહે, તો એ ક્ષેત્ર કરડી ખાએરે. ૩૧
તો મુ... તમે મનને માલે ચઢી કરી, ક્ષેત્રજ ટોજો જાણરે,
આવંતા પક્ષીને જાળવો, ક્ષેત્રના દેશો ખાણરે. ૩૨
તો મુ... ક્ષેત્ર પાક્યું આપણું, તે લણી કીજે એકજ ઠારરેઃ
સેહસ્ત્ર ઘણા કણ નીપજે, જબ ઉડી જાએ ઝારરે. ૩૩
તો મુ... કરશણ કીજે હરિના નામના, ગોર નર શું મન લાએરેઃ
જ્યારે સેહસ્ત્ર ઘણા કણ નીપજે, તો ઇકોતેર સો પરીયા બેઠા ખાએરે. ૩૪
તો મુ... મુનિવર એશા લોઢિએ, ને માયામાં ફીરે ઉદાસરેઃ
તે તન દિખાવે યુગમાં, પણ મન ગોર નર કેરે પાસરે. ૩૫
તો મુ... સદ્‌ગોરને ચરણે ચિત્ત જો બાંધીએ, તો ન અવતરિયે દુજીવારરેઃ
આ કાયા આખર છે કારમી, તે ગળીને થાશે છારરે. ૩૬
તો મુ... આ કાયા કુંપલ લીલી દેખ કર, મત્ જાઓ તમે ભૂલરેઃ
પણ આ કાયા આખરે છે કારમી, તે કરમાઇ જાશે ઝેમ ફુલરે. ૩૭
તો મુ... જબ લગી કુંપલ લેહરાં લેતહે, તબ લગી સુઝે ધર્મનો ઠામરેઃ
જ્યારે પાન ઝડીને ભોંએ પડે, ત્યારે કછું ના આવે કામરે. ૩૮
તો મુ... પાન હરિયા તો રહે, જો સદ્‌ગોર બ્રહ્મા ભેટ્યા હોએરેઃ
તે પાન કદી ઝડી ના ભોંય પડે, તેનો દેહી અમરા પુર જાએરે. ૩૯
તો મુ... અમર ગઢ છે અમરાપુરી, તેની દોહલી દીસે વાટરેઃ
જો ગોર ઇમામશાહની નિત્ય પાવલ પીજીએ, તો અમર હોયે ઘાટરે. ૪૦
તો મુ... આજ કલિયુગમાં બહુ પંથને બહુ પંથડી, બહુ સાધને બહુ સિદ્ધરેઃ
તે દન ચારના ગોર છે, પણ તે આખર પડશે રદરે. ૪૧
તો મુ... હવે આગળ વેદ અને યુગ નહિ, આજ કલયુગે પોંતી સંઘરેઃ
સદ્‌ગોર કહે છે પોકારીને, પણ મૂર્ખનાં ચેતે અંધરે. ૪૨
તો મુ... તમે ચેતણ હારા ચેતજો, આજ મોગતા છે મ્યદાનરેઃ
જ્યારે રોજ ક્યામત દિન આવશે, ત્યારે શાહ લેખાં લેશે નિર્વાણરે. ૪૩
તો મુ... લેખું લેશે સાંઇયાં, અને કાગળ દેશે હાથ રે :
જે દશાંશ શુક્રિતે પુરા હશે, તે તો મલશે શાહાની શાથરે. ૪૪
તો મુ... શકલ દુનિયા દાવો કરે, અથર્વ વેદનો ન જાણે ધામરે,
ભાઇ શીશ જાએ તો જાણે દીઓ, પણ મત છોડો ગોરના નામરે. ૪૫

તો મુ... સત્પથ ધાઓ સાચશું, અને હરિ ઉપર રાખો હેતરેઃ
ટુક ટુક થઇને ભોંએ પડે, તોએ ન છોડા ગોર નર શું હેતરે. ૪૬
તો મુ... શુરા ક્ષેત્ર ન છોડશે, પણ કાએર ફિરાવે પીઠરે :
પાંચે હથિયારે પુરાહશે, સોતો લડશે સત્ય ચિત્તરે. ૪૭
તો મુ... શુરા તે સન્મુખ લડે, તેની સબ કોઇ પુરે સાખરે,
પણ કાહેર કપટી ભાગીયા, તેનાં કોએ ના જાણે આંકરે. ૪૮
તો મુ... કલિ યુગમાં વેળા છે દોહલી, તેમાં લોક છે અચેતરે,
જેને પુર્વ જન્મનો સંચો નહિ, તે કેમ રાખે હરિ ઉપર હેતરે? ૪૯
તો મુ... હરિ ઉપર હેત જો રાખીએ, તો ન અવતારી એ દુજી વારરેઃ
પણ દુનિયા રંગ કસુંબકો, તેને જાતાં નહિ લાગે વારરે. ૫૦
તો મુ... કસુંબ રંગ છે દુનિયા, તેણે હરિ ઉપર ના રાખ્યા હેતરેઃ
તે દિન ચારનો રંગ છે, તે આખ઼ર શ્વેતકા શ્વેતરે. ૫૧
તો મુ... ખોટા રંગ રંગાવે દુનિયા, પેહેરે બીરાના ભેખરે,
આ સદ્દગોરનો સાચો રંગ છે, તે કદીના હોવે શ્વેતરે. ૫૨
તો મુ... તમે રંગ રંગાવો ગોર નરશું, જેવો પટોળી રંગરે,
તે ફાટીને ટુકટા હોઇ જાએ, તે કદીના હોવે કરંગરે. ૫૩
તો મુ... બીજો અવર રંગ છે કારમો, તે કુડ કપટમાં રાચપરેઃ
મન થર રાખો આપણું, તો સદગોરનો રંગ સદા સાચરે. ૫૪
તો મુ... જીસ્કુ સદગોરે રંગ દીયા, તેણે હરિ ઉપર રાખ્યા હેતરેઃ
પણ ગાફલ કાળી કાંબલી, તેકદી ના હોઇ શ્વેતરે. ૫૫
તો મુ... કાળી કાંબલ ધોઇએ, સોમણ સાબુ બાએરેઃ
મૂર્ખને છો માસ લગી પ્રબોધીએ, તોએ ના મૂકે સ્વભાવરે. ૫૬
તો મુ... મૂર્ખ સ્વભાવ છોડે નહિ, તે ગાફલ હ્રદે અચેતરેઃ
જેને પૂર્વ જન્મનું સંચિત નહિ, તે કેમ રાખે હરિ ઉપર હેતરે? ૫૭
તો મુ... હરિ ઉપર હેત જો રાખીએ, માયા દેખી મત ભૂલો ગમારરેઃ
જ્યસી છાંયા ધુપેહેર કી, તેને ફરતાં ના લાગે વારરે. ૫૮
તો મુ... જબ લગી છાંયા થર છે, તબ લગી મૂર્ખ ચેતરેઃ
દન પોંહોંતે વેળા વહી જાએ, તબ કોઇનાં રાખે હેતરે. ૫૯
તો મુ... હરિ ઉપર હેત જો રાખીએ, અને દાનત રાખીએ ઠારરેઃ
જો સાચા સદગોરને સેવીએ, તો તે કદી ના ફરે છાંએરે. ૬૦

તો મુ... આજ સાચા સદગોરને જાણજો, તે ગોર અકલ કળ્યા નવ જાએરેઃ
તે ગોર ના થાનક જંબુદ્વીપમાં, તે બેઠા રૂપ છુપાએરે. ૬૧
તો મુ... ગોરે રૂપ ફેરાવ્યું આપણું, આજ યુગમાં રહ્યા અલોપરેઃ
એ દશમે ગોરનર આવીયા, તેને કોઇના જાણે લોકરે. ૬૨
તો મુ... એ ગોરને બુઝણહારા બુઝશે, તે ગોરનાં વેદશાખામાં નામરેઃ
આજ કલિમાં બ્રહ્માજી આવીયા, તેનું ઇંદ્ર ઇમામશાહ નામરે. ૬૩
તો મુ... એ ગોરની પીછાણ હુશ્યેની આલમાં: બાકી અવર સો ફંદરે,
તે સાચા તપસ્વી ઇમામશાહ છે, જેસા પુનમ કેરા ચંદરે. ૬૪
તો મુ... આકાશે ચંદા નિર્મલા, તેનું અંધો ના બૂઝે જ્ઞાનરેઃ
જેના પૂર્વનાં પુન્ય ઘણા, તેણે આણ્યા હરિપર ઇમાનરે. ૬૫
તો મુ... ઇમાન રાખીએ આપણું, ગોર નરશું ચિત્ત લાએરેઃ
જો દમે દમે સંભારિયે, તો નર મંહમદશાહ હાજર આએરે. ૬૬
તો મુ... આજ હાજર નરમહંમદશાહ છે, જ્યાં જોઇએ તાં પાસરેઃ
જો દ્રઢ વિશ્વાસે સેવીએ, તો આલે અમરાપુર વાસરે. ૬૭
તો મુ... અમરાપુર તો પામીયે, જો પુરે મને ગોરનર ને ધાએરેઃ
જો ઇદ્રિં ઇમામશાહને સેવીએ સાચશું, તો સહી અમરાપુર જાએરે. ૬૮
તો મુ... અમરાપુર જાવા બહુ મળ્યા, અમરાપુરની દોહલી વાટરેઃ
જે દો મુખ બોલે માદલા, સો કેમ ઉતરે ઘાટરે? ૬૯
તો મુ... જે દો મુખ બોલે માદલા, તેથી તે કુટાયા જાએરેઃ
દુનિયા મોહમાયામાં રાચી છે, ક્યું ના થપડે ખાએરે? ૭૦
તો મુ... તે ફુટ્યા તો ટાંગ્યા જાણજો, જે દો મુખ બોલે ગમારરેઃ
જો સાચા સદગોરને સેવીએ , તો કોએ ના દેવે મારરે. ૭૧
તો મુ... માદલ મારતાં મારતાં કાહેર હોએ, બોહોતજ હોએ ભાંડરેઃ
જબ ખેલ રમત પુરી હુઈ, તો મુકે અત્રી આલે ટાંગરે. ૭૨
તો મુ... તમને ગર્ભવાસમાં ટાંગીયા, લક્ષ ચોરાસી દીધો મારરે,
આ કલિયુગ છેલી સંધ છે, તમે કાંએ નાં ચેતો ગમારરે? ૭૩
તો મુ... ટાંગ્યા તે ફુટ્યા જાણજોઃ જેની પંચમાં પત જોએરેઃ
એ મારથી બીન્યા પાણ્ડવા, તે સીધા હિમાળે જાએરે. ૭૪
તો મુ... પાંડવ રસખા તો કોઇ નહિ, પાંડવે કીધા સહુના કાજરેઃ
સદગોર વિદુર વ્યાસ ભેટીયા, તો ક્ષેણુમાં છોડ્યા રાજરે. ૭૫
તો મુ... રાજપાટ છોડ્યા આપણા, સદગોર ઉપર આણી ઇમાનરેઃ

તેણે દુનિયા ફનિયા છોડી કરી, વનમાં સુકા ખાધા પાનરે. ૭૬
તો મુ... જ્યારે પાંડવ હિમાલયે ચાલીયા, રાજા ધર્મ માંગ્યો કોલરેઃ
સવા પોંહોરનું એક પરબ છે, આપણ મળશું અમરાપુર મોહોલરે. ૭૭
તો મુ... ભક્ત પાંડવ હિમાલયે ચાલીયા, ગાળી પાડી પોતાના દેહરેઃ
જબ લગ કંઠે પ્રાણ આવીયા, ત્યાં લગી હરિશું રાખ્યો નેહરે. ૭૮
તો મુ... તેણે નેહ રાખ્યો ગોર નરશું, સદગોર ઉપર આણ્યા ઈમાનરેઃ
જબ લગ કાયા ગળી ગળી ભોંએ પડી, તબ લગ જપ્યા ગોર નરના નામરે. ૭૯
તો મુ... પાણ્ડવ હિમાળેજ સીજીયા, ત્યાં ગાળી પોતાની દેહરેઃ
જબ લગી કંઠે પ્રાણ આવીયા, તવ લગ રાખ્યો ગોરશું નેહરે. ૮૦
તો મુ... કાયા ગલાવી પાંચે વિરની, જબ લગ તનથી નીસર્યા સાંસરેઃ
તેના સદગોર લક્ષ ચોરાસી ફેરા છોડાવયા, અને આલ્યા અમરાપુર વાસરે. ૮૧
તો મુ... હિમાળે કાયા ગળાવી પાંચે વીરની, કાયા ગળતી દીઠી આપરે,
સ્વામી અમને ચોરાસી છોડાવજો, અમારા પુર્વ જન્મના ટાલો પાપરે. ૮૨
તો મુ... એવી વિનંતી કરી પાંચે પાંડવે, તેણે કષ્ટ સહ્યા અપારરેઃ
તેનાંશીર ઉપર હિમાજલ પડે, જ્યેસી ખાંડા કેરી ધારરે. ૮૩
તો મુ... એવી વિનંતી કરી પાંણ્ડવે, તે સનમુખ ચાલ્યા જાએરે,
ભક્તોને શીર કશણી પડે, જેમ ખાંડા કેરી ધારરે. ૮૪
તો મુ... એવા સત જો કીજીએ, જેમ પાંડવે ગલાવી દેહરે,
તેને જેમ જેમ કશણી શીર પડી, તેમ તેમ હરિશું અદકા વાધ્યા નેહરે. ૮૫
તો મુ... તેમે પ્રીછો સત્ય પાણ્ડવ તણું, ભક્તિ કરી લીધો અમરાપુર ઠામરે,
તેણે હિંમાળે દેહ ગળાવી આપણી, તેણે યુગમાં રાખ્યું નામરે. ૮૬
તો મુ... કસણી વિના કોઈ સીધ્યા નહિ, કશણી યુગમાં શીરરેઃ
સત્પતી કશણી શીર સહો, તો તમ ઉતરો પરલો પારરે. ૮૭
તો મુ... તમે કશણી કસાવો મુનિવરો, કાયા સોના તોલરેઃ
તેને કસણી જેમ જેમ શીર પડે, તેમ અદકા વાધે મોલરે. ૮૮
તો મુ... કંચન તો કસણી સહે, જે અગનમાં પેસે બહુ વારરેઃ
જેમ ઘા હથોડાનાં શીર પડે, તેમ રૂપે ચઢે અપારરે. ૮૯
તો મુ... રૂપ તો કંચનને ચડે, ઓ અગનમાં પેશે પહુ વારરેઃ
એ ટુક ટુક કરાવે દેહીના, તો રૂપ લેહ અપારરે. ૯૦
તો મુ... પીતલ રંગ તો સોના તોલહે, સોના સરીખા દેખા એરેઃ
એક પલક અગનમાં બાઈએઃ તો ક્ષણમાં કાલુ થાએરે. ૯૧

તો મુ... દુનિયા રંગ તો પીતલ તોલ છે, સતની કસણીના સેહવાએરેઃ
પાપ કપટ તેના દિલમાં વશે, તેથી લક્ષ ચોરાશી ફેરા ખાએરે. ૯૨
તો મુ... લક્ષ ચોરાસી ફેરા ખાવે દુનિયા, કશણી તેથી સહી ના જાએરે
મારા મુનિવર સોના તોલ છે, તે કદી ના ફેરા ખાએરે. ૯૩
તો મુ... લક્ષ ચોરાસી ફેરા ખાવે દુનિયા, છ દર્શનના ગોરને ન ધાએરે,
જેને સદગોર ઈમામશાહ ભેટ્યા નહિ, તે લક્ષ ચોરાશી ફેરા ખાએરે. ૯૪
તો મુ... છો દર્શનના ગોર તો ભૂલડા, તે ફરી ફરી લે અવતારરે,
જેને આપણી પીઠ સૂજે નહિ, સો કેમ ઉતારે પારરે? ૯૫
તો મુ... છો દર્શના ગોર જાુઠા આપ છે, તેમાં કોઈ અમર ના થાએરેઃ
તે ગોર અવરને કેમ તારે? જે યુગમાં ટુકડા માગી ખાએરે. ૯૬
તો મુ... હવે છો દર્શનની વેલા વહી ગઈ, આજ કલિયુગમાં હુવા અચેતરે,
આજ પ્રતક્ષ અવતારને જાણે નહિ, ને તે ઠાલા વાંચે વેદરે. ૯૭
તો મુ... ઠાલા વેદ વાંચે દુનિયા, સબ યુગને ભોળવી ખાએરે,
જે અથર્વવેદને જાણે નહિ, તે પુજે મૃતગોરના પાએરે. ૯૮
તો મુ... છ દર્શનઠામ હરિનાં જાણે નહિ, ઠાલે તિર્થે લેઈ જાએરેઃ
ઠાલા ઘરમાં જે લોક ફેરા ફરે, તે કોને પુછે વાતરે? ૯૯
તો મુ... જે વાત હતી તે ત્રણ યુગમાં ગઈ, હવે ઠાલે તીર્થે જાએરેઃ
ગાફલ દુનિયા બાવલી, તે ફોગટ ફેરા ખાએરે. ૧૦૦
તો મુ... ફેરા ખાવે દુનિયા, તેતો ઠાલા તિર્થે જાએરેઃ
તહાં દ્વારે જઈ પોકાર કરે, ત્યાં કોને પાલવ સાહેરે? ૧૦૧
તો મુ... ઘરકા ઘણી તો ઘરમાં નથી, ત્યાં ગાફલ દુનિયા જાએરેઃ
જે ઠાલા ઘરકા પરોણલાં, તે ફોગટ ફેરા ખાયરે. ૧૦૨
તો મુ... પત્થર પુજે દુનિયા, તે ઉપર બહુ રીઝે અબુઝરેઃ
પણ એ પત્થર કેણે સૂજીયા? તેની કોએ જાણે સૂઝરે. ૧૦૩
તો મુ... પથ્થર પૂજે દૂનિયા, તીસ્કા ના જાણે ભેવરેઃ
તેની છાતી ઉપર પગ તેઈને કુટીયા, એને કરી બેસાર્યા દેવરે. ૧૦૪
તો મુ... પથ્થર પંચે મલી દેવ પરઠીયો, તેની છાતીએ પગ દેઈ કૂટ્યો જાયરેઃ
ઠાલા ઘરમાં આણી બેસાડીયો, તેને ગાફલ દુનિયા લાગે પાએરે. ૧૦૫
તો મુ... પથ્થર પૂજા દુનિયા બહુ કરે, જીભે જપે હરિનું નામરે,
એ પથ્થર બીચારો શું કરે? ગાફલ ફોગટ કુટે શીર નિર્વાણરે. ૧૦૬
તો મુ... પથ્થર પૂજે દુનિયા, પણ ઈશકા ન જાણે ભેદરે,

નાની અમરાપુરીમાં પથ્થર થઈને અવતરે, અયેસા બોલે અથર્વ વેદરે. ૧૦૭
તો મુ... આજ વેદ શાખામાંહે એ કહ્યું, જેસા બીજ તેસા ફલ જાણરેઃ
આજ જેવા ગોર સેવીએ તેવા ફલ પામીએ નિર્વાણરે. ૧૦૮
તો મુ... પાણી પથ્થર પૂજે દુનિયા, પશુ પીપલો પૂજે જેહરેઃ
અહીં જેવી પૂજા કરે, ત્યાં તેવી ધરાવે દેહરે. ૧૦૯
તો મુ... જેને વિષિલો ડંશે દેહીને, તેને ઝેર ચડે અપારરેઃ
તેને પાન મુલી ચવરાવીએ, તીસથી કેમ ઉતરે ઝેરરે? ૧૧૦
તો મુ... એસા ઔષધ કરે દુનિયા, છો દર્શનને ધાએરેઃ
પાણી પથ્થર જો પુજીએ, તીસથી પાપનું ઝેર ના જાએરે. ૧૧૧
તો મુ... છો દર્શનનાં ગોર ભૂલડા, તે પેટ ભરી ભરી ખાએરે,
પાપ કપટ દિલમાં રહે, તિસ્થી ઝેર પાપના ન જાએરે. ૧૧૨
તો મુ... એવા ગોર તે વિષ કરીને જાણજો, સંસારને ડસી ડસી ખાએરેઃ
તિસ્કી લેહેર બોહોત ચડે, તિસ્થી દુનિયા લક્ષ ચોરાસી ફેરા ખાએરે. ૧૧૩
તો મુ... એ ગોર પાપ વિષ કરી જાણજો, જે સંસારને ડસી ડસી ખાએરેઃ
તિસ્કી લેહેર બોહોત ચડે, તિસ્થી લક્ષ ચોરાસી ફેરા ખાએરે. ૧૧૪
તો મુ... છો દર્શનના ગોર તો ભૂલડા, પોતે જાુઠા છે આપરેઃ
આજ સદગોર બેઠા જાંબુદ્વીપે ગારૂડી, તે તપસ્વી ઉતારે ઝેરને પાપરે. ૧૧૫
તો મુ... સદગોર પાપ ઉતારશે, તો ગોર ઈમામશાહ સાચા આએરેઃ
જો સદગોરનું પાવલ નિત્ય નિત્ય પીજીએ, તો પાપ જડમુલથી જાએરે. ૧૧૬
તો મુ... સદગોર પાપ ઉતારશે, સાચે દશાંશ આપે જેહરેઃ
પીર શાહ જાપ તેમનો જપે, અને કશણી કશાવો દેહરે. ૧૧૭
તો મુ... જો રક્ષણ કરાવો દેહીનું, તો ઔષધ સદગોરનું ખાયરેઃ
જોતન જલાવે ગોર નરશું, તો પાપ જડમુલથી જાએરે. ૧૧૮
તો મુ... પાપ ગયુ કેમ જાણીએ? તીસ્કા સુણો વિચારરેઃ
જે દુનિયા ના લાવે દિલમાં, તે સદગોર સેવતાં ઉતરે પારરે. ૧૧૯
તો મુ... જબ લગી પાપ વસે દિલમાં, ત્યાં લગી પ્રાણીયો અશુદ્ધરેઃ
જ્યારે સાચા સદગોર ભેટીયા, ત્યારે સત્યની આવે શુદ્ધરેઃ ૧૨૦
તો મુ... જ્યારે આવી બુદ્ધદિલમાં, તેણે ગુરૂની પુરી પ્રમાણી શીખરેઃ
ત્યારે શંકા ભાંગી મનતણી, ત્યારે પાપના ઉતર્યા વીષરે. ૧૨૧
તો મુ... પાપના ઝેર ત્યારે ઉતર્યા, જ્યારે મુનિવર ધરીયા નામરેઃ
તેના ચોરાશી ફેરા છુટીયા, સદગોરે આપ્યા અમર ઠામરે. ૧૨૨

તો મુ... સર્વે યુગ તો અમે જોયા, પણ્ડિતોને પુછો જાઈરેઃ
સર્વે વિત્યા ઔષધ ખવરાવશે, તીસ્થી પાપના ઝેર ના જાએરે. ૧૨૩
તો મુ... કલિયુગે અડસઠ તીર્થના ઘર ઠાલાછે, તેને પુજે ન જાવે પાપરેઃ
એ દર્શનના ગોર તો ભૂલડા, તે તો જુઠા જપાવે જાપરે. ૧૨૪
તો મુ... અડસઠ તીર્થના ઘર ઠાલા થયા, કલિએ કર્યા નખેદરેઃ
તે તીર્થગયા જાંબુદ્વીપમાં, એસા બોલે અથર્વ વેદરે. ૧૨૫
તો મુ... જુઠાપણું છે દિલમાં, દુનિયા જુઠાની પત લાએરેઃ
જે ગોર વીત્યા વેદ વાંચે, જુઠી દુનિયા લાગે તેને પાએરે. ૧૨૬
તો મુ... જુઠાનું મન તો થર નહી, સાચાને ન માને કોએરેઃ
સ્વામી રાજા જિસ દીન આવશે, તે દન સાચ જુઠાના નીમેડા હોએરે. ૧૨૭
તો મુ... કલિમાં બ્રાહ્મણ કહે અમે ઉત્તમ છું, દુનિયા દેઉં શીખરેઃ
તે બ્રાહ્મણ જુઠા આપ છે, જે ઘર ઘર માંગે ભીખરે. ૧૨૮
તો મુ... બ્રાહ્મણ જુઠા છે દિલમાં, બાહર કરે છે છોતરે,
તે ટીલા કાઢે નિર્મળા, અને ફોગટ ધોવે ધોતરે. ૧૨૯
તો મુ... તે બાહેર ધોવે દેહીને, ભીતર મેલનાં જાયરેઃ
તે દિલમાં કડવા તુંબડા, તે ધોયે મીઠા ના થાયરે. ૧૩૦
તો મુ... એ બ્રાહ્મણ તુમ્બા તોલ છે, યુગમાં દેવે શીખરેઃ
જે બાહેર દીશે નિર્મલા, પણ માંહે કડવા વિષરે. ૧૩૧
તો મુ... બ્રાહ્મણ બ્રહ્મ ક્રિયા જાણે નહિ, પોથી વાંચે આજરેઃ
જે ટુકડે ટુકડે વાણી કહે, તે તો મુઠી કણક ને કાજરે. ૧૩૨
તો મુ... બ્રાહ્મણ ટીલાં કાઢે નિર્મળા, તેણે સત્યની કશણી ન સહી કાંઈરેઃ
જેણે ગલામાં ઘાલી સુત્રની જેવડી, તેથી કલિમાં સતી કહેવાયરે. ૧૩૩
તો મુ... ઘોડાબી બ્રાહ્મણ તોલહય, તિસ્કે શિરભી ટીલા હોયરેઃ
તેના ગલામાં સુત્રની દોરડી, તે સ્વર્ગ ના પોહંતા કોએરે. ૧૩૪
તો મુ... દિલની ધોતી ધોઈએ, અને મનની પોથી જોએરેઃ
જો દિલમાં જનોઇ પહેરીએ, આજ કલિમાં બ્રાહ્મણ સોહીરે. ૧૩૫
તો મુ... દયા પાણી છે દિલમાં, દિલમાં ધોતી ધોએરેઃ
સોક્રિયાની જનોઇ પેહેરીયે, આજ કલિમાં બ્રાહ્મણ સોહીરે. ૧૩૬
તો મુ... તારા દિલમાં પાણી બોત છે, તું દિલ ભીતરથી ધોએરેઃ
જો દિલમાં ટીલા કીજીએ, આજ કલિમાં બ્રાહ્મણ સોહીરે. ૧૩૭
તો મુ... દયા પાણી છે દિલમાં, તું દિલ ભીતરથી ધોયેરેઃ

 ચિત્ત ચંદન કરી ટીલા કીજીએ, આજ કલીમાં બ્રાહ્મણ સોહીરે. ૧૩૮
તો મુ... બ્રાહ્મણ કહે અમે ઉત્તમ છું, ઉત્તમ આચારે જોએરેઃ
એવા આચારે કોઇ સિધ્ધે નહિ, ઉત્તમ કરણીએ અમર હોયરે. ૧૩૯
તો મુ... આજ કલિમાં મધ્યમ કોણ છે, તેના ભેદ ના જાણે કોઇરેઃ
જે નિત્ય નિત્ય ક્રિયા ભ્રષ્ટ રહે, આજ કલિમાં મધ્મ સોહીરે. ૧૪૦
તો મુ... મધ્યમ પણુ છે દિલમાં, બાંહે ઉત્તમ આચારે ના સિધ્યા કોઇરેઃ
સુતક પાતક ક્રિયા ભ્રષ્ટ રહે, આજ કલિમાં મધ્યમ સોહીરે. ૧૪૧
તો મુ... જેણે સદગોર બ્રહ્માજી ના ઓળખ્યા, દશમે અવતારે ન જોયરેઃ
અથર્વવેદી ગોર ઇમામશાહને જાણે નહિ, કલિમાં મધ્યમ સોહીરે. ૧૪૨
તો મુ... જેણે સદગોરના સેવ્યા સાચશું, જે દશમે અવતારે હોયરેઃ
તેનું મુખ તો નવ જોઇએ, કલિમાં મધ્યમ સોહીરે. ૧૪૩
તો મુ... આજ કલિમાં ઉત્તમ કોણ છે? તીસ્કા ભેદના જાણે કોઇરેઃ
જેણે સદગોર બ્રહ્માજી પૂરા સેવીયા, આજ કલિમાં ઉત્તમ સોહીરે. ૧૪૪
તો મુ... આજ ગત ગંગા કરીને જાણજો, તેમાં મલતાં શંક ના આણરે,
તેમાં નિત્ય નિત્ય પાલવ પીજીએ, આજ કલિમાં ઉત્તમ સોહીરે. ૧૪૫
તો મુ... તેમો પુરી દશાંશ આલો મુનિવરો, દેતાં કેણ ન કરશો કોઇરેઃ
સદગોર મુખે વાવો સાચસું, તો સહસ્ત્ર ઘણા ગણ હોયરે. ૧૪૬
તો મુ... સદગોરના વેદ વચને ચાલીએ, સોક્રિયા પાલો સબ કોઇરેઃ
નિત્ય નિત્ય ગતમાં હાલ ગુજારો સાચશું,
આજ કલમા ઉત્તમ સોહીરે. ૧૪૭
તો મુ... એણે વાટે વાટે નવ જઇએ, આજ કલિ છેલલી સંઘરેઃ
સદગોર કહે પોકાર કર, પણ મુર્ખ ના ચેતે અંધરે. ૧૪૮
તો મુ... ઉત્તમ દેહ ધરે ઉત્તમ ના હોઇએ, મધ્યમ દેહે મધ્યમ ના હોયેરેઃ
ઉત્તમ બ્રહ્મ ક્રિયા પાલીએ, આજ કલિમાં ઉત્તમ સોહીરે. ૧૪૯
તો મુ... અનેક વરણી ગાય દોઇએ, તેના દુધ એક વરણા હોએરેઃ
બ્રહ્મ ક્રિયા પાલે તે સર્વ એક છે, કલિમાં ઓત્તમ સોહીરે. ૧૫૦
તો મુ... બ્રહ્મ ક્રિયા સો પાલીએ, ગોર નર શું ઇમાન આણરે,
જો સત્પંથ સેવો સાચશું, તો અમર થાએ પ્રાણરે. ૧૫૧
તો મુ... પ્રાણ પુરૂષ તો અમર છે, પણ કાયા મરી મરી જાયરેઃ
જ્યાં લગી મનની મમતા મરે નહિ, ત્યાં લગી પ્રાણીઓ ફેરા ખાએરે. ૧૫૨
તો મુ... મનની મુમતા મારીએ, અને માયા માંહે ફરીએ ઉદાસરેઃ

જો સત્પંથની કસણી શીર સહો, તો પામો અમરાપુર વાસરે. ૧૫૩

તો મુ... આ કાયા કાચી જાણજો, જ્યેસી કાચી હાંડી તોલરેઃ
તેને લાતો થપેડા શીર પડે, ભાઇ તેમ તેમ વાધે મૂલરે. ૧૫૪
તો મુ... પ્રથમ હાંડી ખાકથી, અને આણી કોદાળી ખોદરેઃ
તેમાં પાણી બાયા બોહોત કર, ઉપર દીયા લાંતોકા ઠોકરે. ૧૫૫
તો મુ... માર સહ્યા જબ ખાકને, માંહે ગોબરકા ભેલરે,
લાતો થપેડા શિર પડ્યાઃ તેમ તેમ બાઝયા મેલરે. ૧૫૬
તો મુ... મેલદીયા જબ ખાકને, તબ કુંભારે ધરીયા હાથરે,
જ્યારે ચાકે ચઢાવી ફેરવીયા, વાસણ ઉતર્યા ત્યાંયેક ભાતરે. ૧૫૭
તો મુ... જબ વાસણ ઘડ્યા કુંભારને, તોભી હાંડી કાચી ખાકરેઃ
જ્યારે અગન જલાવી ચોફેરથી, તો હાંડી નીપની પાકરે. ૧૫૮
તો મુ... હાંડી બાઇ અગ્નિમાં, તમે દેખો ખાકકા નેહરેઃ
જેમ જેમ ઝાલ ઉઠે અગ્નીનીઃ તેમ તેમ પકવે દેહરે. ૧૫૯
તો મુ... તેમાં જલતાં થાકી હાંડીયા, તેની જલતાં દાનત ન રહી ઠામરે,
એ ફુટ્યા વાસણને શું કીજીએ, તેતો કછું ના આવે કામરે. ૧૬૦
તો મુ... પુરી જલકર પાકી હાંડીયાં, જલતાં જેણે શંકા ના આણરેઃ
એવી અગ્ની જ્યારે શીર સહી, ત્યારે પંચમાં હુવા વખાણરે. ૧૬૧
તો મુ... પ્રથમ હાંડી ખાકથી, એમણે કસણી સહી શરીરરેઃ
તબ રાજા રાણી દેવતા, સબ પીએ તેમાંનું નીરરે. ૧૬૨
તો મુ... તે હાંડી પાકી સબ જુગ કહે, કસણીથી હુઈ અમૂલરેઃ
પણ મુનિવર અયેસા લોઢીએ, ભાઇ હોયે હાંડી તોલરે. ૧૬૩
તો મુ... એવી કાયા માટી ખાક છે, એને જ્ઞાન કોદાળીએ ખોદરેઃ
જો સત્પંથ ની કશણી શિર સહે, તો નહિ ભોગવે ક્યામત રોજરે. ૧૬૪
તો મુ... દયા પાણી છે ખાકમાં, દશાંશ શુકીત માંહે ભેળરેઃ
જીકરની અગની તે દીજીએ, ભાઇ તેમ તેમ બાઝે મેળરે. ૧૬૫
તો મુ.. જબ મેળ દીયા ખાકને, તબ સદગોરે કાયા ધરી હાથરેઃ
જે ચારે ખાણીનાં ચોકથી છોડાવીયા, ત્યાં નીપજી ઇકોતેરસો પાકરે. ૧૬૬
તો મુ... પાકા વાસણ કેમ જાણીએ, જે ઘડતાં ના દેવે છેહરેઃ
આ સત્પંથની કસણી શિર સહે, અને ગોર નરશું રાખે નેહરે. ૧૬૭
તો મુ... નેહ રાખીયે ગોર નરશું, જબ લગ કાયા કાચી ખાકરેઃ
સદગોરને હાથે જો ચડે, તો હાંડી નીપજે પાકરે. ૧૬૮

તો મુ... જો હાંડી સદગોરને હાથે ચડે, અને દાનત ન રહી ઠામરે,
તો ફુટ્યા વાસણકું ક્યા કરે? જે કછુ ના આવે કામરે. ૧૬૯
તો મુ... જે જાણી બુઝી ફુટી હાંડીયા, તેણે ખોઇ સદગોરની વાટરે,
જેનાં ચૌટે પડ્યાં ટુકડા,તેને કોઇ ના ઝાલે હાથરે. ૧૭૦
તો મુ... એ ફુટ્યા વાસણકું ક્યા કીજીએ? જેમાં બહુ કપટકા ભેલરેઃ
જે છો દર્શનથી મલી ગયો, તેને કોઇ નાં દેવે મેળરે. ૧૭૧
તો મુ... એ પરછા હાંડીકા કહ્યા, તમે હ્રદયમાં રાખો ખોલરેઃ
મુનિવર અયસા લોઢીએ, ભાઇ જ્યસા હાંડી તોલરે. ૧૭૨
તો મુ... કાયા મંદિર છે આપણું, તેમાં કેણે ના દેખ્યા જાયેરેઃ
તેના વજર કમાડ લોહે જડ્યા, તીસતી દુનિયા ફેરા ખાએરે. ૧૭૩
તો મુ... સદગોર હ્રદયનાં કમાડ ખોલશે, તો તેમાં વસ્તુ બહુ ભાતરેઃ
ગોર જ્ઞાનની કીલી કરો, તો સર્વે વસ્તુ આવે હાથરે. ૧૭૪
તો મુ... હ્રદય કમાડ તો ઉઘડે, સુણીયે બ્રહ્મ જ્ઞાનની વાતરે,
ગુરૂ જ્ઞાનનો દિપક કીજીએ, વસ્તુ સર્વે આવે હાથરે. ૧૭૫
તો મુ... ગુરૂ જ્ઞાનનો દિવો કીજીએ, અજવાલુ રહે દિવસ ને રાતરેઃ
સો દિપક લેઇ દિલમાં ધરો, તો સર્વ વસ્તુ આવે હાથરે. ૧૭૬
તો મુ... જ્યારે દિપક દિલમાં ધરીએ, તો આવે સત્યની શુદ્ધરેઃ
માંહે અંધારૂ હતું તે મટી ગયું, તો આવી દિલમાં બુદ્ધરે. ૧૭૭
તો મુ... રત્ન પદારથ છે દિલમાં, તે કણે દેખ્યા ના જાયેરેઃ
જ્ઞાનની કીલી કરી ખોલીએ, તો તત્વ પદાર્થ દિલમાં પાયેરે. ૧૭૮
તો મુ... રત્ન પદાર્થ તો અમે તોલીયા, અમૂલ્ય છતાં તોલાએરે,
અમે મોહોબતશું તોલીયા, ગુરૂના ગુણ નવ તોલાએરે. ૧૭૯
તો મુ... ગુરૂ કહે સબ જુગ તોલીયા સદગોર સર્વનો જાણએ તોલરેઃ
પણ છો દર્શને જે ભૂલીયા. તેણે વસ્તુ જાણી મુલરે. ૧૮૦
તો મુ... સદગોર જ્ઞાનનો દિવો કરો, કાલ કરો તમે હાથ રેઃ
સર્વ વસ્તુ ઢુંઢતાં પાઇએ, તેને કછુ ના લાગે વારરે. ૧૮૧
તો મુ... દિલમાં ખજાના બોત હે, તેમાં વસ્તુ બહુ ભાતરેઃ
ખોળી લોઢો સાચશું, જીકર કરો દિવસ ને રાત રે. ૧૮૨
તો મુ... ખજાનો ઇમાન શું ખોલીએ, સદગોરની કીલી તમારે હાથરેઃ
જો સાચા મને ખોલો બાપડા, તો જીકર કરો દિવસ ને રાતરે. ૧૮૩
તો મુ... સદગોરે ખજાના લુટાવીયા, લૂટી શકો તો લૂટરેઃ

પછી ફરી ફરી પસ્તાવશો, જબ તન જાયેગા છુટરે. ૧૮૪

તો મુ... સદગોરે ખજાનો લૂટાવીઓ, તે લૂટતાં મનમાં શંકા મ આણરેઃ
જ્યારે દીન ક્યા મતનો આવશે, તો અમર હોવે પ્રાણરે. ૧૮૫
તો મુ... સદગોરનો ખજાનો લૂટો સાચશું, ગોર નર શું મન લાએરેઃ
જો પુરો ખજાનો લૂટીએ, તો ઈકોતેરસો બેઠા ખાએરે. ૧૮૬
તો મુ... છો દર્શનના લોક ખજાનો લૂટી ના શક્યા, તે તો જાુઠા લૂટણ હારરેઃ
જેણે કપટ શું લૂટ્યો બાવલે, સો કેમ ઉતરે પારરે? ૧૮૭
તો મુ... દુનિયા ખજાનો લૂટી ન શકી, તિસથી કુલુફ ખોલ્યા ના જાએરેઃ
જેને કીલી નાહીં હાથમાં, તે દુનિયા બાહેર ફેરા ખાએરે. ૧૮૮
તો મુ... દુનિયાએ ખાલી ઘર જઈ લૂટીયા, તે હરખે બહુ સાથરેઃ
જેણે અંધારે પેસીને લૂંટીયા, તેને પથ્થર આવ્યા હાથરે. ૧૮૯
તો મુ... તેણે મોટ બાંધી પથ્થરની, તે હર્ષે ખજાનો આવ્યો હાથરેઃ
તે જ્યારે નાની અમરાપુરીમાં ખોલશે, ત્યાં પથ્થર આવશે સાથરે. ૧૯૦
તો મુ... ત્યાં પથ્થર નીકળશે મોટા મોટા, ત્યારે મન થર ન રહ્યા જાણરેઃ
તે વેલા તો વહી ગઈ, પછી શીર કૂટે પથ્થર શું નિર્વાણરે. ૧૯૧
તો મુ... તે વેલા તો વહી ગઈ બાવલે, દશાંશ શુક્તિ સામલ સારરેઃ
જો તમે સત્પંથ ધાઓ સાચશું, તો સદગોર ઉતારે પારરે. ૧૯૨
તો મુ... વૃક્ષ ઘણા છે યુગમાં, અમર ફલનો ભેદ ના જાણે કોઈરેઃ
જેમ ચંદન પાસે લીમ રહે, વોબી શું ગંધા હોયરે. ૧૯૩
તો મુ... એસા ચંદન છે જાંબુદ્વીપમાં, તેનો કોઈના જાણે ભેવરેઃ
તેનું નામ તો મુનિવર લહે, તો અમર હોયે દેવરે. ૧૯૪
તો મુ... છો દર્શન તો લીંબડા તોલ છે, તેને ના કીજે મુખને પાસરેઃ
તેથી પાસે જઈને ઊભા રહીયે, તો કડવી આવે વાસરે. ૧૯૫
તો મુ... જૂઠા ને તો કડવા ભાવે, સાચાને કડવા ન સોહાએરે,
જાુઠી દુનિયા સેવે બાવલી, તેતો કડવા લીંબજ ખાએરે. ૧૯૬
તો મુ... સદગોર બ્રહ્મા ચંદન તોલ છે તેની વાસનાથી ઉપજે સુખરે,
પણ મીઠાં નામ મુખમાં બાઈએ, કડવા નાંખીએ થુંકરે. ૧૯૭
તો મુ... હરિ નામ તો સર્વથી મીઠડા, પણ કડવા જપાવણ હારરેઃ
જે સર્વને કડવી શિખામણ દહે, ભાઈ તે કેમ ઉતરે પારરે? ૧૯૮
તો મુ... સાચી નાવ છે સત્યની, તેમાં સદગોર ખેવણ હારરેઃ
જો સત્પંથે ધાઓ સાચશું, તો સદગોર ઉતારે પારરે. ૧૯૯

તો મુ... સંસાર સાગર જાણજો, અને તે ઉંડો છે અપારરેઃ
જો સત્પંથની નાવમાં બેસીએ, તો સદગોર ઉતારે પારરે. ૨૦૦
તો મુ... સદગોરની નાવમાં બેસીએ, દશાંશ શુક્તિ પુરી દેહરેઃ
નિત્ય નિત્ય ગતમાં હાલ ગુજારો સાચશું, ગોર નર શું રાખો નેહરે. ૨૦૧
તો મુ... તમે નેહ રાખો ગોર નરશું, સદગોર કહે પોકારરે,
જો તમે સાચે મને બેસો બાવલે, તો સદગોર ઉતારે પારરે. ૨૦૨
તો મુ... તેમાં કૂડા હસે તે બૂડશે, તેની અમને ના દેશો ખોટરેઃ
ભાઈ તમે પૂરો સામલ સાથે બાંધજો, અહીંથી હરિના નામની મોટરે. ૨૦૩
તો મુ... સદગોર ખેવણ હારા નાવના, તેમાં મુનિવર બેસણહારરેઃ
સદગોરે સત્યનો સઢ પૂરીયો, તે ક્ષેણુમાં ઉતરે પારરે. ૨૦૪
તો મુ... છો દર્શન ફૂટી નાવ છે, તેના ખેવણ હારા ગમારરેઃ
જેને પાણી આવે ચોફેરથી, તો કેમ ઉતરે પારરે? ૨૦૫
તો મુ... ફૂટી નાવ અણ સત્યકી, તેના અંધા બેસણહારરે,
જેણે સઢ બાંધ્યો જૂઠનો, તો કેમ ઉતરે પારરે? ૨૦૬
તો મુ... દુનિયા નાવની શુદ્ધ જાણે નહિ, નેઉતરવા ચાહે પારરેઃ
જેના ખેવણ હારા આઁધળા, સો કેમ ઉતારે પારરે? ૨૦૭
તો મુ... ફુટી નાવ તો બૂડી ગઇ, તો પડ્યા ચોરાસીને ઘાટરેઃ
જેના ખેવણ હારા આંધળા, તે કેમ ઉતારે વષમી વાટરે? ૨૦૮
તો મુ... સંસાર સાગરના વચમાં, નાવ ધરી છે દોયરે,
એક ફૂટીને એક સાજી, ભાઇ તારું મન માને તે જોયેરે. ૨૦૯
તો મુ... જૂઠાને નાવ તો ફૂટી ભાવે, સાચાને ફૂટીના સોહાએરેઃ
સાચાને નાવસાજી ભાવે, તે ફૂટીએ ના દેવે પાએરે. ૨૧૦
તો મુ... સદગોરની સાચી નાવમાં જે ચડે, તે ક્ષેણમાં ઉતરી જાયરેઃ
જો સત્યનું સામલ લીજીએ, ત્યાં ઇકોતેરસો પરિયા ખાયરે. ૨૧૧
તો મુ... ફૂટી નાવ છે અણ સત્યની, તેમાં અસતિયા બેઠા જાયરે,
તે ભવસાગરમાં બૂડી ગયા, તેમાં સબ દુનિયા ગોથાં ખાયરે. ૨૧૨
તો મુ... અસતી નાવમાં દુનિયા ડૂબશે, તેમાં જાુઠા બેસણ હારરેઃ
તેના ખેવણ હારા બૂડાડશે, તે ખાશે લક્ષ ચોરાશીનો મારરે. ૨૧૩
તો મુ... સત્યની નાવમાં બેસીયે, તો સદગોર ઉતારે પારરે,
જો પીરશાહના સ્મરણ કીજીએ, તો ન અવતરીયે દૂજી વારરે. ૨૧૪
તો મુ... સત્પંથે ધાઓ સાચશું, અને છોડો માયાની આશરેઃ

જો પુરો નેહ રાખો સદગોરશું, તો પામો અમરાપુરમાં વાસરે. ૨૧૫
તો મુ... તમ પાસે હરદમ શાહ છે, તેને દૂર ના દેખો કોઈરે:
નેહ છાના હરિ શું લાઈએ, તો શાહ દયા વંતા હોયેરે. ૨૧૬
તો મુ... દેખો હિંદુ ક્યા કરે? બોહોત પુકારી ગાવે ગીતરે:
જો સાચવટ હોવે દિલમાં, તો રાખે છાના હરિ શું હેતરે. ૨૧૭
તો મુ... હિંદુ સાચા હોતા હરિ શું મનમાં, તો સદગોર શું કરતા સ્નેહરે,
એકાંતે બેસી એક મના, હરિ શું છાના કરતા નેહરે. ૨૧૮
તો મુ... હિંદુ દેવલ ડેરા જાએ કર, હાથું મીલાવે તાલરે:
કંઈ બજાવે માદલા, કંઈ નાચે સામા બારરે. ૨૧૯
તો મુ... સબ દુનિયા નાદ ભેદ બહુ કરે, તહાં મલી બોલે વાણરે:
જે ગાફલ દુનિયા બાવલી, તે પથ્થરને દેવે પ્રાણરે. ૨૨૦
તો મુ... પથ્થર આગળ છંદ બહુ કરે, ગીત ગાવે ગલા તાણરે:
તે પર રીઝે દુનિયા બાવલી, તે પથ્થરના કરે વખાણરે. ૨૨૧
તો મુ... સભા મલી ગીતનાદ કથા ગાએ, ફરી ફરી પથ્થરના કરે વખાણરે:
ભાઈ ગાએ નાચે હરિ નહિ મલે, જો શિર પથ્થર શું કુટે નિર્વાણરે. ૨૨૨
તો મુ... પથ્થર સર્વે એક છે, તેનો ભેદ ના જાણે કોએરે:
નાચ છંદે હરિ નહિ મલે, જો પથ્થર શું આણે મોહરે. ૨૨૩
તો મુ... હિંદુ જાુઠા આપહે, જે પથ્થર શું રીઝે અબુઝરે:
પણ એ પથ્થર કોણે સુજ્યા, ભાઈ ઈસ્કી ના જાણે બુઝરે. ૨૨૪
તો મુ... આજ કલિમાં હિન્દુ કોણ છે, તિસ્કા ભેદના જાણે કોઈરે:
જેણે સદગોર બ્રહ્મા પૂરા સેવીયા, આજ સાચા હિન્દુ સોહીરે. ૨૨૫
તો મુ... તારા દિલમાં દેવલ ખુબહે, ત્યાં બેઠા નિરંજન જોયરે:
તાલ મૃદગ જાણો દિલમાં, તેજ આજ કલિમાં હિન્દુ સોહેરે. ૨૨૬
તો મુ... કાયા મંદિર છે આપણું, ત્યાં બેઠા નિરંજન જેહરે,
તેને પ્રેમની પાત્રી ચડાવીએ, અને હરિશું છાના રાખી નેહરે. ૨૨૭
તો મુ... આણી જીભ્યાએ તાલ બજાવીએ, અને દિલમાં માદલ સારંગરે:
બ્રહ્મ જ્ઞાનના ગીતાં ગાઈએ, હરિશું છાનાં રાખો રંગરે. ૨૨૮
તો મુ... તમે રંગ રાખો ગોર નરસું, અને છોડો માયાની આશરે:
તમમાં સાંઈ એમ છે, ભાઈ જેમ ચંપા ફુલ માંહે વાસરે. ૨૨૯
તો મુ... જેમ ફુલ માંહે વાસ છે, જેમ હરિ છે તમ હજુરરે:
જે ચૌટે ગીતાં ગાવે બાવલે, તે ગાફિલકે મન દુરરે. ૨૩૦

તો મુ... જેને સદગોર બ્રહ્માજી ભેટીયા, તે બોલે બ્રહ્મ જ્ઞાનની વાણરેઃ
નિત્ય નિત્ય ગતમાં આવી મલે, આજ કલિમાં હિન્દુ પરમાણરે. ૨૩૧
તો મુ... કલિમાં હિન્દુએ એક છે, જેને નારાયણ દેવ વિશેષરેઃ
એમ કલિમાં બ્રાહ્મણ એક છે, એમ મુસલમાન પણ એકરે. ૨૩૨
તો મુ... હિન્દુ ગોર બ્રહ્માની હદમાં ના રહ્યા, મુસલમાને મહંમદ ઉપરના આણ્યા ઈમાનરેઃ
જે ગોર બ્રહ્માના ઘરને ભૂલી ગયા, તબ એ દોએ ધરાયા નામરે. ૨૩૩
તો મુ... દેખો વ્રતિયા ક્યા કરે? જૂના વ્રત ધર્મને ધાએરેઃ
એ વ્રત ધર્મની વેલા વહી ગઈ, પ્રત્યક્ષ દેવ ઘટમાં બેટા આએરે. ૨૩૪
તો મુ... આજ પ્રત્યક્ષ બેઠા સાંઇયા, તે તલતલ ના લેખાં લેહરે,
જે હરામ ટુકડા ખાવે પારકા, તે આજ નિશ્ચે દોજક જાએરે. ૨૩૫
તો મુ... વ્રતિયા વ્રત ધર્મને જાણે નહિ, આજના વ્રત વછોડી જાયરેઃ
તે ઠામ હરિના જાણે નહિ, તે શુનકારના પૂજે પાયરે. ૨૩૬
તો મુ... વ્રતિયા શુન પૂજે બાવલે, એ મૂર્ખનાં જાણે કોઈરેઃ
જેણે ત્રણ ભોવન પેદા કર્યા, તે શુનકારમાં કેમ હોએરે? ૨૩૭
તો મુ... એ નિરંજન દેવ તો આગળ હતા, જ્યારે ન હતી આદમ ની જાતરેઃ
જ્યારે નિરંજને ઓંમકારે રૂપ ધર્યા, ત્યારે સંસાર નિપાઓ પોતાને હાથરે. ૨૩૮
તો મુ... વ્રતિયા વ્રત ધર્મ જાણે નહિ, તે કુળ વછોડી જાએરેઃ
બેસે ઉંચે થાનકે પણ્ડિત થઇ, તે દિદાર શાહના ના પાએરે. ૨૩૯
તો મુ... તેને દિદાર નદે સાંઇયાં, જે ઘર ઘરનાં ટુકડે અહાર લેએરેઃ
તે શિરકી કાઢે પાઘડી, અને ઘર ઘર ફેરા દેહરે. ૨૪૦
તો મુ... ઔટ ક્રોડી વાડી દયાલની, તે દેવે રચી છે આપરેઃ
જે વ્રતિયા યતી હોઇ ચુંટાવસે, તેને પંચ ગાય માર્યાનો પાપરે. ૨૪૧
તો મુ... કાયા વાડી છે દયાળની, તે દેવે પોતે રચી છે જેહરે,
વ્રતિયા જતી તેને થડથી ચુંટાવસે, તેના પાપનો ન હોવે છેહરે. ૨૪૨
તો મુ... આજ કલમાં વ્રતિયા કોણ છે? તેના ભેદના જાણએ કોઈરેઃ
પાંચ વશ રાખી ક્રિયા સો પાલશે, સદગોર કહે કલિમાં વ્રતિયા સોહિરે. ૨૪૩
તો મુ... રોમ બિચારા ક્યા કરે? જેને પાપ કપટ દિલમાં હોએરેઃ
જો સાચવટ હોયે દિલમાં, તો રોમ ન ચુંટાવે કોઈરે. ૨૪૪
તો મુ... આ રૂખ સર્વ વ્રતિયા તોલ છે, ઉનકે શિર બાલ હોએરેઃ
તે જીવ દયા પાલે બોહોત કર, પણ તે સ્વર્ગે ના પહોંચ્યા કોએરે. ૨૪૫
તો મુ... આજ ઘટમાં વ્રત કમાઇએ, ઘટમાં ધર્મના ઠારરેઃ

આ ધર્મ વ્રત છે દિલમાં, બાહેર ફરે સો ગમારરે. ૨૪૬

તો મુ... યોગી જંગમ બોહોત હે, બોહોત કરે ગુમાનરેઃ
આજ કલિમાં ગોર નર આવીયા, ભાઈ તિસ્કાએ ના જાણે ઠામરે. ૨૪૭
તો મુ... યોગી યુક્તિ જાણે નહિ, અને દિલ ના રાખે પાકરેઃ
તે ટુકડા ખાવે પારકા, અને ફોગટ ચોલે રાખરે. ૨૪૮
તો મુ... યોગી જૂઠા આપ હે, અને યોગ વછોડી જાએરેઃ
તે તો ઠામ હરિના જાણે નહિ, તે પથ્થરને લાગે પાએરે. ૨૪૯
તો મુ... ઘટમાં તિર્થ સન્મુખા, ઘટમાં ધર્મનો દ્વારરે,
ઘટમાં ધર્મ કમાઈએ, બાહેર ફરે સો ગમારરે. ૨૫૦
તો મુ... કલિમાં સાચા યોગી જંબુદ્વીપમાં, તે જાણે સર્વે યોગીના ઠામરેઃ
જેણે સર્વે યોગ સુજીયા, તેના ઇંદ્ર ઇમામશાહ નામરે. ૨૫૧
તો મુ... આજ યોગી યુગમાં એક છે, જેણે સરજી ચારે ખાણરે,
તે યોગીનાં દર્શનથી છુટીએ, એથી અમર થાએ પ્રાણરે. ૨૫૨
તો મુ... દેખો મુંડિયા વ્યેરાગી ક્યા કરે? જે જ્યોત ધર્મને ધાયેરેઃ
જે ઠામ હરિના જાણે નહિ, તે ટુકડા માંગી ખાએરે. ૨૫૩
તો મુ... જ્યોતિયા મુંડીયા બૈરાગી જાણે નહિ, અન્ય યોગકા મારગ લહેરેઃ
જે શિરકી કૂટે પાઘડી, અને ઘર ઘર ફેરવે દેહરે. ૨૫૪
તો મુ... જ્યોતિયા જ્યોત પ્રકાશી જાણે નહિ, અને જ્યોતિ ધર્મને ધાએરેઃ
જ્યોતિ પુરુષનો ઘર ભૂલીયા, તે તો યુગમાં માંગી ખાએરે. ૨૫૫
તો મુ... તેણે કુળ વછોડ્યું આપણું, અને ઘર ઘર માંગે ભીખરેઃ
પોતાનું દિલતો થર નહિ, અને યુગને દેવે શિખરે. ૨૫૬
તો મુ... મૂંડ મૂંડાવે હરિ મીલે નહિ, એમ તિર્થ કરે પાપ ના જાએરેઃ
જો જ્યોતિ પુરૂષકા ઘર ભૂલી ગયા, તે ચૌટે બેઠા ગીતાં ગાએરે. ૨૫૭
તો મુ... ચૌટો ચૌટે ગાડર મૂંડીએ, તેમ જ્યોતિયા વૈરાગી તે તોલરેઃ
જો મુંડ મુંડાવે હરિ મીલે, તો એ ગાડર પામે મૂલસે.. ૨૫૮
તો મુ... તમે હ્રદય ખોલી જુઓ આપણું, કાંએ ભૂલાવો લોકરે?
જો મુંડ મુંડાવે હરિ મીલે? તો ગાડર પામે મોક્ષરે. ૨૫૯
તો મુ... આજ મુંડીયા વૈરાગી કોણ છે? તિસ્કા ભેદના જાણે કોએરેઃ
જેને સદગોર બ્રહ્માજી ભેટીયા, કલિમાં જ્યોતિયા મુંડયિા વૈરાગી સોએરે. ૨૬૦
તો મુ... આજ કલિમાં જ્યોત છે જંબુદ્વીપમાં, તેના અથર્વવેદમાં જાણો ઠામરેઃ
જે સદ્દગોરને વાયકે ચાલીયા, તેના મુંડિયા વૈરાગી નામરે. ૨૬૧

તો મુ... જ્યોતિ પુરૂષ એમપાઇએ, દેહી કસે દર્પણ થાએરે:
જેમ લોઢું બાઇએ અગનમાં, ઉપરે દેઇએ ઘણકેરા ઘાએરે. ૨૬૨
તો મુ... ઘણના ઘા તો એરણે સહ્યા, અગનમાં પેસે બહુ વારરે:
તોએનાં પાયા જ્યોતકું, તબ દીયા હથોડા મારરે. ૨૬૩
તો મુ... જેણે માર હથોડાની સહી, અને રાખ્યા અગન શું નેહરે:
તોએ ના પાયા જ્યોતકુ, તબ શરાણે છોલાવી દેહરે. ૨૬૪
તો મુ... જેણે દેહ છોલાવી આપણી, અને કછુ ના રાખી ખોટરે:
ઇતના કષ્ટ જ્યારે શિર સહ્યા, ત્યારે દર્પણે આવી જ્યોતરે. ૨૬૫
તો મુ... જ્યોત જ્યોત આવી દિલમાં, કસણીથી હુવા અમુલરે:
મુનિવર એસા લોઢીએ, જ્યેસા જ્યોત આરસી તોલરે. ૨૬૬
તો મુ... મનમાં કપટ છે આપણે, દીલમાં ભરીયા બહોતરે:
જ્ઞાનના ઘણે કરીને કૂટીએ, તો દિલમાં આવે જ્યોતરે. ૨૬૭
તો મુ... જ્ઞાનનો ઘણ કીજીએ, ગુરુ શું રાખી નેહરે:
સોક્રિયાની શરણ કીજીએ, તે ઉપર છોલાવો દેહરે. ૨૬૮
તો મુ... જેણે દેહ છોલાવી આપણી, તેણે કછુ ના રાખી ખોટરે:
કાટ માંહેલો મટી ગયો, ત્યારે દર્પણમાં આવી જ્યોતરે. ૨૬૯
તો મુ... દર્પણ દીલને કીજીએ, તો તને હરિ છે હજુરરે
જેણે ગુરૂની કશણી શિર સહી નહિ,તે ગાફિલ કે મન દૂરરે. ૨૭૦
તો મુ... આપણી દેહા દર્પણ તોલ છે, તીસકા ભેદના જાણએ કોએરે:
જેણે મોહોર છાપ નહિ ભિસ્તકી, તે ફિર ફિર લોહા હોએરે. ૨૭૧
તો મુ... પ્રથમ ઇતના કષ્ટ શિર સહ્યા, તે યુગ જાણે સૌ કોએરે:
તેણે ખોટ જ રાખી દિલમાં, તે ફિર હુવા લોહેકા લોહેરે. ૨૭૨
તો મુ... લોહેકા લોહા ફીર હુવા, મૂર્ખ ભૂલ્યા સત્પંથની વાટરે:
જબ લોહાર કે ઘર ગયા, તબ ઘડીયા બોહોતેરા ઘાટરે. ૨૭૩
તો મુ... એ ઘાટ ઘડ્યા ક્યા કીજીએ? એ પડ્યા લોહાર કે હાથરે:
જે વેલાથી સો વહી ગઇ, હવે પડ્યા ઘડાવે ઘાટરે. ૨૭૪
તો મુ... તમે ધર્મના છોડો બાપડે, સત્પથ સાચી વાટરે:
જે સત્પંથ છોડી અળગા ચાલીયા, તેતો પડીયા ચોરાસી ઘાટરે. ૨૭૫
તો મુ... ઘાટ ઘડ્યા હવે નહિ ફરે, આજ કલિયુગ છેલ્લી સંધરે:
સદગોર કહે પોકાર કર, પણ મૂર્ખ ના ચેતે અંધરે. ૨૭૬
તો મુ... દેખો મુલ્લા મસીતે ક્યા કરે? તિસ્કા ભેદ ના જાણે કઓએરે:

ત્યાં જઇને તે પોકાર કરે, પણ સાહેબ બેહેરાના હોએરે. ૨૭૭
તો મુ... જે જીભ્યાએ પોકારે બોત કર, પણ સાંઇ શું હેત ના લાયેરેઃ
જેને કશણી દિલમાં ના રહી, તેથી સાહેબ દયાવંતા ના થાએરે. ૨૭૮
તો મુ... ગાફલ પોકારે બોહોત કર, જાણે સાહેબ છે બહુ દૂરરેઃ
પણ જ્યેસા તનમાં પ્રાણ હે, તેસા યુગમાં છે ભરપૂરરે. ૨૭૯
તો મુ... ગાફલ કે મન દૂર હે, તિસ્થી સાહેબ હોવે બહુ દૂરરેઃ
જો સાચા નેહ હોવે દિલમાં, તો સાહેબ છે હજુરરે. ૨૮૦
તો મુ... છાના નેહ રાખી એ શાહ શું, કરો ગોર નરની આશરેઃ
પણ જ્યેમ નયણા માંહે પુતલી, ત્યેસા તેરે સાંઇ તુજ પાસરે. ૨૮૧
તો મુ... જ્યસી નયણા માંહે પુતલી, ત્યસા સાહેબ હજુરરેઃ
જેની માયા મમતા મરે નહિ, તે ગાફળ કે મન દૂરરે. ૨૮૨
તો મુ... જ્યેસી નેનું માંહે પુતલી, તેસા સબ ઘટ હરિ ભરપૂરરેઃ
જીસ્કા ઇમાન પ્રગટ્યા, તે ઘટમાં દેખે હરિ હજુરરે. ૨૮૩
તો મુ... દેખો મુસલમાન ક્યાકરે? સુન્નત કરાવે દેહરેઃ
કલમો ભણે એ જીભથી, પણ દિલ શું ના રાખે નેહરે. ૨૮૪
તો મુ... રોજા નિમાજ નિત્ય કરે, અને હરામ મુર્દાર ખાયરેઃ
તીસે મુસલમાન મત કહો, તે લક્ષ ચોરાસી ફેરા ખાએરે. ૨૮૫
તો મુ... શરાબ સ્યતાના પીજીએ, ને પર સ્ત્રી પાસે જાયરેઃ
તીસે મુસલમાન મત કહો, તે લક્ષ ચોરાસી ફેરા ખાએરે. ૨૮૬
તો મુ... હરામ મુર્દાર કોણ છે? તિસ્કા ક્યું ના જાણે વિચારરેઃ
જાુઠી બદગોઇ હરામ છે, જીવ હિંસા સો મુર્દારરે. ૨૮૭
તો મુ... નિંદા બદગોઇ હરામ છે, લાંચ રૂશ્વત સો મુર્દાર,
તીસે મુસલમાન મત કહો, તે પડે લક્ષ ચોરાસી ઠારરે. ૨૮૮
તો મુ... આજ કલમાં મુસલમાન કોણ છે? ઇસ્કા કોઇના જાણે ભેદરેઃ
સદગોર ઇમામશાહે ભાંખીયા, અયેસા બોલે અથર્વવેદરે. ૨૮૯
તો મુ... આજ કલમાં મુસલમાન કોણ છે? તિસ્કા કહું તમને વિચારરેઃ
જેણે પાંચે સુન્નત કરાવી દિલમાં, સોહી સાચા મુસલમાન દીનદારરે. ૨૯૦
તો મુ... પ્રથમ જીભ્યા સુન્નત કીજીએ, પરનિંદા જાુઠને વારરેઃ
હરદમ સાહેબને સંભારીયે, મુખથી કેને ના કહીયે મારરે. ૨૯૧
તો મુ... દુજી ઇન્દ્રી સુન્નત કીજીએ, પર સ્ત્રી ગમનને વારરેઃ
ચામ કટાવે એ બાવલે, ઇસ્કા ક્યા રહ્યા વિચારરે? ૨૯૨

તો મુ... ત્રીજી આંખની સુન્નત કીજીએ, બુરી નજર શું મત દેખરે:
રૂપ રંગ સુજા સાંઇના એક છે, એ સર્વે એક જ મીટ્ટી પેખરે. ૨૯૩
તો મુ... ચોથી કાનની સુન્નતકીજીએ, હરિ નામ સુણતા દિન જાયેરે,
કેની નિંદા બદગોઇ સુણે નહિ, સોહી મુસલમાન ભીસ્તી કહેવાએરે. ૨૯૪
તો મુ... પાંચમી હાથ પગની સુન્નત કીજીયે, કોઇ પ્રાણી ઉપર હાથ ના ઉઠાએરે:
મારતા જીવને મુકાવીએ, ભાઈ અસતે ના દીજે પાએરે. ૨૯૫
તો મુ... પાંચે સુન્નત દિલમાં કીજીએ, અને ઈમાન સાબુત રાખરે:
રોજા નિમાજ કરે બંદગી, સો મુસલમાન દિનદાર પાકરે. ૨૯૬
તો મુ... જીકર બંદગી કલમા કહે, ગોર નર શું ઈમાન લાએરે:
જો નિત્ય નિત્ય ગતમાં આવી મલે, સો મુસલમાન ભિસ્તી કહેવાએરે. ૨૯૭
તો મુ... દયા દયા સબ કોઇ કહેવે, પણ દિલમાં ના રાખે સત્યરે:
સાચા મુનિવર આપણા, ઉનકું દયા આંખો અન્નતરે. ૨૯૮
તો મુ... આંખા અન્નત કેમ જાણીયે? જેણે ભેટ્યા સદગોર નુરરે:
જેણેજ્ઞાન આંખે શાહ નિર્ખીયા, તેનાં પાપજ થાયે દુરરે. ૨૯૯
તો મુ... દો દો આખાં સર્વને છે, પણ ઉલટા દેખે લોકરે:
જેણે પાંચ પવિત્ર કીધા નથી, સોકેમ પાવે મોક્ષરે? ૩૦૦
તો મુ... મોક્ષ મુક્ત તો પામીએ, જો દેહી કીજે મહી તોલરે:
તેમાં નેહકા રવૈયા બાઇયેં, તો શાહ માખણ પાવે અમોલેર. ૩૦૧
તો મુ... દુધ દહીમાં ગ્રથ છે, તેને પ્રગટ ના દેખે કોઈરે:
તે જ્યારે મથીને બાહેર કાઢીએ, ત્યારે ગ્રથ કહેવે સબ કોઈરે. ૩૦૨
તો મુ... ગોર નરશું વલોણા વલોઇએ, કૂડ કપટથી મત રાચરે:
સંસારમાંથી ગોર નર ગ્રથ કાઢી લીજીએ, અને દુનિયા તજીએ કરી છાસરે. ૩૦૩
તો મુ... જે ગોર નર શું વલોની ન શક્યા, અને કરતા મોટી વાતરે:
તે સંસારી ચાહે છાશકું, તેને ગ્રથ ના આવે હાથરે. ૩૦૪
તો મુ... દુનિયા છાશકું રાચીહે, સંસાર આહે છાછી તોલરે,
દન ચાર જો છાછી રાખીએ, તો કછુ ના આવે મોલરે. ૩૦૫
તો મુ... મૂલના આવે છાશકા, તે ખાટી હોવે તત્તક્ષરે:
પણ ગ્રથ મોંધે મૂલ છે, તે રાખો બોહોતજ પક્ષરે. ૩૦૬
તો મુ... એસા વલોણા વલોવો સાચસું, તમે દાનત રાખી ઠામરે:
સંસારમાંથી ગોર નર ગ્રથ લીજીએ, આપણએ છાછી શું નાહીં કામરે. ૩૦૭
તો મુ... પ્રત્યક્ષ આપણી કાયા ગોલી છે, તેમા ગોર નર રવૈયો બાએરે:

જો દમે દમે દેહા વલોવીએ, તો શાહ માખણ નયણે આએરે. ૩૦૮
તો મુ... એ પડછા છાછીકા યું કહા, આપણા હ્રદયમાં દેખો ખોલરેઃ
આ સત્પંથ પદારથ એમ છે, જેમ છાછી ગ્રથને મોલરે? ૩૦૯
તો મુ... અયેસા માખણ તો પાઈએ! હરિ શું વલોવતાં શંકામા રાખરેઃ
તમે તબ જા પાવો ગ્રથને, જો સંસાર તજો કરી છાસરે. ૩૧૦
તો મુ... જબ લગી કાયા આપણી, તબ લગ પીર શાહ વલોવો ઠામરેઃ
ક્યા ગોળી જયારે વણસી જાશે, પછી કછુ ના આવે કામરે. ૩૧૧
તો મુ... જબ કાયા ગોલી ફૂટી ગઈ, જેની દાનત ના રહી ઠામરેઃ
એ જીવ છાછ માંખણથી રહ્યા, પછી ગયા લક્ષ ચોરાસી ઠામરે. ૩૧૨
તો મુ... આજ કલિયુગમાં વેલા છે દોહેલી, તમે રાખજો આપણુ આપરેઃ
જો સદગોર ના ફર્માવ્યા કીજીએ, તો જાવે લક્ષ ચોરાસીના પાપરે. ૩૧૩
તો મુ... પાવલ પીને જે ગાફલ હોઈ રહ્યા, તેને સાહેબ દેશે ઘણકેરી મારરેઃ
સતી લોક તમે સાચા ચાલજો, તો ઉતરશો ભવ પારરે. ૩૧૪
તો મુ... અમરાપુરમાં વાશો તમારો, તે ઉપર કલ્પવૃક્ષની છાંયરેઃ
મનગમતા મેવા ભોગવશો, આનંદે અમૃત ફળ ખાએરે. ૩૧૫
તો મુ... પૂરા સત્પથ કમાઈએ, તો પરીયા તરશે ઈકોતેરસો આયેરેઃ
ઈકોતેરસો માઈ, બાપને સાસરી સાતના, તે લેઈ અમરાપુર જાએરે. ૩૧૬
તો મુ... એવા સુખ ત્યાં ભોગવો, વેહતરણી ઉતરો પારરેઃ
ગોરની સતે પાવલ પીજીએ, તો હરિ દેવે ત્યાં દિદાર રે. ૩૧૭
તો મુ... આદ અંતના દેવ એકઠા થાશે, જેણે કશણી કીધી ખાસરેઃ
જો ગોર ઈમામશાહનું ફરમાન માનશે, તો થાશે અમરાપુરમાં વાસરે. ૩૧૮
તો મુ... અમરાપુરમાં સુખ પામશો, તે ઈમામશાહને ફરમાનરેઃ
આ તપસ્વી ગોર ઈમામશાહ ઓધારશે, તમો અમર થાશો નિરવાણરે. ૩૧૯
તો મુ... પ્રથમ આઠ લાખ કરણ સરજીયા, ત્યાં ગોર ઈમામે તપસ્યા કીધી જાણરેઃ
એ ગોર પ્રતાપે અનંત કરોડી જીવ ઓધર્યા, જેણે અવિચળ રાખ્યું ઈમાનરે. ૩૨૦
તો મુ... પછી ચાર કલફે ઝાખા તર્યા, મેઘા કીન્નર અને તેત્રીસ ક્રોડી સિષ્યા જાણરે,
આ ગોરના તપે કરીને ઓધર્યા, અમર થયા નિર્વાણરે. ૩૨૧
તો મુ... કરતા યુગે બ્રહ્માજીએ તપ કીધા, સત્પથે ધાયા ભક્ત પ્રેહેલાદરેઃ
ત્યાં ગોરનાં તપે પાંચ ક્રોડ જીવ ઓધર્યા, તે પામ્યા અવિચળ રાજરે. ૩૨૨
તો મુ... ત્રેતા યુગે વશિષ્ઠજીએ તપ કીધા, તે ગોરે તપ કીધા ખાસરેઃ
ભક્ત હરિશ્ચંદ્ર ક્રોડી સાતશું, તે પામ્યા વઈકુંઠ વાસરે. ૩૨૩

તો મુ... દ્રાપર યુગે વિદુર વ્યાસ ગોરે તપ કર્યા, પૂરા પ્રેમે હરિશું ચિત લાએરેઃ
તેણે તપે નવ ક્રોડી યુધિષ્ઠર નીપન્યા, તે પોહોંચ્યા સ્વર્ગાપુર માંહેરે. ૩૨૪
તો મુ... કલિયુગે બાર ક્રોડી જીવ નીપન્યા, તે પીર સદરદીન સાથે જાયેરેઃ
ગોરે કંઇક મોટાઇ આણી દિલમાં, જેથી વજ્જર ભીંત આડી થાયેરે. ૩૨૫
તો મુ... એક પગે ગોર ઉભા રહ્યા, ગલામાં તોક પેહેર્યો તે વારરેઃ
એણી પેરે છમાસ ગુરૂએ તપ કર્યા, ત્યારે સાહેબે દીધા દીદારરે. ૩૨૬
તો મુ... આદીનાં ગોર પીર સુદર દીન કહીયે, તેના પીર હશનશાહ પરમાણરેઃ
તેમના પીર ઇમામશાહ જાણજો, અથર્વવેદી ગોર એ જાણરે. ૩૨૭
તો મુ... એ અગમ ચરિત્ર સુણો દેવના, સત્પંથના એ વ્યવહારરેઃ
ગોરના વચન અવીચલ પ્રમાણશે, તે પામશે અમરાપુરનાં દ્વારરે. ૩૨૮
તો મુ... આગે ચાર કલફ ત્રણે યુગ વહિ ગયા, આજ કલિયુગ છેલ્લી સંધરે,
તેમાં ચેતી શકો તો ચેતજો, નહિ તો પડશો ચોરાસીને બંધરે. ૩૨૯
તો મુ... ઇંદ્ર ઇમામશાહે એમ ભાંખીયા, તમે સાંભળો મુનિવર ભાઈરેઃ
જો આ છેલ્લી સંધે આવી મળો, તો મુનિવર સાચી તમારી કમાઈરે. ૩૩૦
તો મુ... પીર ઇમામશાહે સહી ભાંખીયા, સચિયારા અવિચલ રાખો ઇમાનરેઃ
સદ્ગોરજી વાણી એમ બોલીયા, સુણો મુનિવરો પૂરે ઇમાનરે. ૩૩૧
તો મુ... આવા અથર્વવેદી ઇમામશાહે, ભાંખીયા, આ કલિયુગે છેલ્લી સંધરેઃ
જે કોઇ ભણે સુણે ને પાલસે, તે પામશે નવ નિધરે. ૩૩૨
તો મુ... આ વેદ વચન એકમને સાંભળો, તમે એકાંતે નરને નારરેઃ
આ કહેણીયે જે ચાલશે, કહે ઇમામશાહ, તે નહિ અવતરે દૂજી વારરે. ૩૩૩

## સત્પંથ કર્મ પ્રયોગ.

પ્રકાશ પહેલો ૧ (સમષ્ટિ ધર્મ)

દોષ મુક્તોજ દોષ મુક્ત કરાવે છે.

મંગળાચરણ.

શ્રી પર, પરા, પરમ, પરમો, પરમાત્મા, આદ પુરૂષ, નિરંજન, નિરાકાર, સરજન હાર, રક્ષણહાર, સંહારનાર, મોક્ષદાતાર, પરમપૂજ્ય, કિરતારના પૂર્ણ વખાણ કોઇ પણ કરી શક્યું નથી, સાક્ષાત, પરમનુર શ્રી બ્રહ્માજી જેવા પણ 'અગમ અગોચર' કહી રહ્યા. વેદ 'નેતિ નેતિ' પોકારી ગયા, કિતાબોએ, 'કુલ્લે સ્યેયૈ-મુહિત' 'મઝહરૂલ અજાયબ,' 'અલી યુલ અઝીમ,' 'એલીયા એલીયા' 'અર્થાત' ' સર્વત્ર વ્યાપક', 'અગાધ,' 'અપાર''નવીન નવીન કળા પ્રગટાવનાર' 'અતિ મોટો' '(અલી)' ગાયા કર્યું છે આવી સ્થિતિ જ્યાં માહન્ મંડળની હોય તો પછી મારા જેવા પામરની શી ગુંજાસકે એના વખાણમાં શ્વાસ ભરી શકું? એ શ્રી

પરમ કૃપાળુ હોવાથી પોતાના સરજ્યાની સહાયાર્થે વખતો વખત મનુષ્ય રૂપે પધારી અમ અપરાધિયો ઉપર અનેકાનેક ઉપકારો કરનાર પરમ કૃપાળુના ચરણ કમળમાં શીર્ષ રાખી, એ વર્તમાન સમયના નુરી પુરૂષની ઓળખાણની ખોળમાં જીવન વ્યતિત કરતાં તે નામનું સ્મરણ રહેશે, એટલાજનેજ મારો મનુષ્ય જન્મ સફળ થવાનો માર્ગ માની એજ વખાણ, ભક્તિ જે કાંઇ ગણાશે તે ગણી સંતોષ પામીશ.

## સત્પંથ.

'સત્પંથ,'વર્તમાન સમયના નુરી પુરૂષની સેવામાં રહેણી કહેણીના અભેદને કહે છ. તે ઓશ્રી જે આજ્ઞાઓ નિયમતિ સત્ય માર્ગ સુલ્લભ થવા કરી ગયા છે તેમાં સંકલ્પ વિકલ્પ થવા ન દેવો તે કહેવાય.

## સત્પંથીઓ.

'સત્પંથીઓ,' ઘણા દેશો, ગામો, જ્ઞાતિયોમાં હોવાથી તેઓ શ્રી સદગોરની આજ્ઞા પાળવા ઉમંગી હોવા છતાં સમજ ફેરના કારણે પવિત્ર આજ્ઞાઓમાં ડોળ શોભા દેખાડવાની અભિલાષાએ કે અજાણ પણે કે કોઇ ધૂર્તોની ધૂર્તતાએ, કે દેખા દેખીના ચેપમાં ફસાયાથી, ઘણો ફેરફાર કરી, પવિત્ર વિધિઓને નિયમોમાં અવળ સવળ ગોટાળા વાળ્યા છે, જેથી કરી ધર્મ કલંકિત થયું, કેટલાએક ગર્વિષ્ટો ધર્મ સુધારાને બાને કુપંથગામી બની પાખંડ પૂજતા થઇ ગયા.

જ્ઞાતિ કે ગ્રામ વ્યવહારોમાં ગમે તેવો ફેરફાર હોય તો નભે! પણ ધાર્મિક વ્યવહારો કે નિયમોમાં જરા પણ વધઘટ, કે છુટ છાટ ચાલેજ નહિ. સર્વત્રના સત્પંથીઓ એકજ શાસ્ત્રાધિન હોવાથી ધર્મવિધિ એકજ પ્રકારની બધે હોવી જોઇએ.

## ચાર આશ્રમો.

મનુષ્ય તન માટે પ્રમાતમાએ મોક્ષ સરળ કરવા ચાર આશ્રમો આયુષ્યનાં પ્રમાણે નિર્માણ કરી આપ્યા છે. તેમાં મુખ્ય બ્રહ્મચર્યાશ્રમ છે, જેનું બ્રહ્મચર્યાશ્રમ સફળ થાય છે, તેનું જ આખું એ જીવિત સફળ થઇ, તે મોક્ષ માર્ગનો અધિકારી થાય છે,

૧. બ્રહ્મચર્યાશ્રમ, ૨. ગ્રહસ્થાશ્રમ, ૩. વાનપ્રસ્થાશ્રમ, ૪. સન્યાસાશ્રમ,

## બ્રહ્મચર્યાશ્રમ.

ભક્તિબ્રહ્મચર્યા આશ્રમની હદ શાસ્ત્રોમાં નીચે પ્રમાણે વર્ણવેલ છે, બાળક આશરે ૫-૭-૯કે ૧૧ વર્ષનો થાય, ત્યાર પછી તેને ધર્મ સંસ્કાર કરવો, એટલે બાળકને સ્નાનાદિએ પવિત્ર કરી પવિત્ર દેસી સ્વેત વસ્ત્રો ધારણ કરાવી, યજ્ઞ સમીપે ઉભો રાખી (માણ લેવરાવી) તેને અમૃત સીચન કરી, મુખી આજ્ઞાએ ગતને સત પ્રમાણે ભોજન નાદિ પ્રશાદ આપી, શુભાશિષ લેઇ ગુરૂ (ભણાવનાર મહેતાજી) દ્રારે વિદ્યાભ્યાષ માટે શિશુને રાખવો. પ્રથમ એવા આશ્રમો નભાવી શકાતા હોવાથી બોહોળા પ્રમાણમાં હતા. સત્પંથિયો ધારે તો હજુ એક મોટૂ પવિત્ર આશ્રમ ઉઘાડી શકે તેમ છે, જ્યાં સુધી એવા પવિત્રાશ્રમો હયાતી ન હોય

ત્યાં સુધી ગ્રામ, તાલુકા કે જીલ્લાની વિદ્યા શાળામાં વિદ્યાભ્યાષ કરાવવો. ધાર્મિકજ્ઞાનની કેળવણી જ્યાં પૂરણ અપાતી હોય, તેવી શાળામાં ગોઠવણ કરવી, નકાં સ્વઘરે શાળાના અભ્યાષ કર્મ પછી વડીલોએ ધાર્મિક અભ્યાષ કરાવવો.

ઓછામાં ઓછા દિકરાને ૨૦ વર્ષ અને દિકરીને ૧૬ વર્ષ યોગ્ય ગુણ કુળ જ્ઞાન સ્વરૂપ પ્રેમાળ ને સમાનતાવાળું જોડું ખોળી દિકરા દિકરી ને પરણાવી વ્રાભયયોક્ષમ પુર્ણ કરાવી ગ્રહસ્થાશ્રમી બનાવવા. અગ્યનાં કારણોઓ કદી બાળ વયમાં બાળક, બાળકી પ્રણાવ્યા હોય, તો પણ ગ્રહસ્થાશ્રમી તો ઉપર લખેલી વયેજ કરવા, નાની વયમાં પ્રણાવતી વેળા વર, કન્યાની આયુષ્યનો ફેરફાર ઉપર પ્રમાણેજ રાખવો.

**બ્રહ્મચારીના નિયમ.**

૧. ખોરાક જેથી વિષય (કામાગ્નિ) ઉત્તપન્ન થાયે તેવો તીખો, માદકપણાવાળો ના લેવો.

૨. આશન પૃથ્વી ઉપર જ રખાય તો ઉત્તમ છે, એક જ ચાદર ખાદીની, અગર કામળો રાખવો.શરદ ઋતુમાં બે રાખવા એક (૧) ઓઢે ને એક(૧) પાથરે.

૩. સ્નાન પવિત્ર જળ નિર્મળ અને તાજું (તરતનું) નદી, કુવા, તળાવ, નળાદિનું ઉનું કર્યા વિનાનું જ લેવું, વિધ્ન કે મંદવાડનાં કારણએ ગુરૂ કે વૈદ્યની આજ્ઞા હોય તોજ ઉનું પાણી લેવું

૪. આળશ, પ્રમાદ તજવો, નિંદ્રા અલ્પ કરવી. ગુરૂ સેવા ને સ્વધ્યાય પૂર્ણ પ્રેમે કરવા.

૫. મલિનતા બાંહ્યાંતરની પળવાર પર રેહવા દેવી નહિ, લાઈ સુતકાદિ આવે, મુદત થયે તુર્ત ઉતરાવી નિશદિન પવિત્ર રેહવું.

૬. શ્રૃંગારનાં સોળે ચિન્હો, અષ્ઠ પ્રકારનાં મૈથુન, દર્પ સુદ્ધાંત ત્યાગવા, કોઈનાં કે પોતાના ગુપ્ત અંગો ભણી દ્રષ્ઠી કરવી નહિ.

૭. કોઈ પણ સ્ત્રી જાતી સાથે કોઈ પણ સમયેઃ કોઈ પણ પ્રસંગમાં, કોઈ પણ સંજોગોમાં એકલા ઉભું રહેવું નહિ, તેમ વાત પણ ન કરવી. તેનાં અંગો ભણી દ્રષ્ટી પણ ન કરાય, તેમ સ્ત્રી જાતીનાં વખાણ, સ્વરૂપ કે ગુણ સંભાર્યા કે કહ્યા ન જાય.

૮. સ્ત્રી જાતીના ચિત્રામણો, ચારિત્રો, શ્રંગાર રશની નવલકથાઓ ન જોવી કે વાંચવી.

૯. કોઈનાં પણ સ્વરૂપનું ધ્યાન, યાદી, ચિત્તવનઃ હ્રદય ઉપર રહેવા ન દેવું. ગુરૂવિના અન્ય કોઈ પણ વ્યકિતનું સ્મરણ ન રહે.

૧૦. સંધ્યા ચારે વખતની, યજ્ઞ(ઘટપાટની) સેવા નિત્ય પૂર્ણ પ્રેમે સંભારી, સાચવી કરવી, તેમાં ભંગ પડવા નાં દેવું.

૧૧. ગુરૂજનો એટલે. માં, બાપ, દાદા, દાદી , કાકા, કાકી, ફઈ, ફુવા, મામા, મામી, માસા, માસી, ગુરૂ, ગુરૂપત્ની, વડીલબંધુ, મુખી, મુખિયાણી આદીની આમન્યા પાળી તેઓના વચનાધિન રેહવું.

ગૃહસ્થાશ્રમી થયા પછી પણ જન્મ પ્રયંત બ્રહ્મચારી રહી શકે છે. ગ્રહસ્થે શાસ્ત્રાનું કુળ જે સ્ત્રી સાથે પાણી ગ્રહણ કરેલું હોયઃ તે વિના અન્ય ગમે તેવી સ્વરૂપા, સદગુણી, આદિ,

મોહક, લાવણ્ય મયી કે ગુણીનો મોહ, પ્રેમ, ઇચ્છા, વખાણ, ખ્યાલ, ધ્યાન, ચિત્તવનાદિ કદીએ ન કરવા. સ્વકીયા ને પણ રજો દર્શનનાં છઠ્ઠે દિવસે રૂતુદાન આપ્યા પછી સાતમે દિવસે સુતક ઉતરાવી બીજીવારના રજો દર્શન સુધી બ્રહ્મચર્ય દમ્પતી (બન્ને સાધ સાધવી) એ પાળવું. મિથ્યાહાષ્ય વિનોદનો ત્યાગ કરવો. તો તેથી જીવન પર્યાંત બ્રહ્મચારી રહી શકે છે.



જીવન પ્રયંત એકલા બ્રહ્મચારી (ત્યાગી)નજ રહી શકાયઃ શાસ્ત્રો એ બાંધેલ મર્યાદાનો ઉચ્છેદ કરનાર દોષિત ઠરેછેઃ બ્રહ્મચર્ય પછી ગ્રહસ્થા શ્રમ, પછી વાનપ્રસ્થ, પછી સન્યાશનો જે પ્રતિબંધ મહાપુરૂષોએ રાખ્યું છે, તેજ યોગ્ય છે. તેનો અનાદર એજ મહાદોષનું મૂળ છે.

### ગ્રહસ્થાશ્રમ.

વીસ(૨૦) વરસ પછી યોગ્ય કન્યાનું પાણી ગ્રહણ કરી તે સાથે સશાસ્ત્ર સંસાર વ્યવહારનાં કર્મો (૫૦) પચાસ વરસની આયુષ્યસુધી કરતા રહી પ્રજા સદગુણી ઉછેરી પરમાર્થાદિકાર્યોમાં પ્રવૃતતા રહેવું.

આ પુસ્તકમાં ઘણા ખરા સર્વ નયિમો સર્વાશ્રમીયોના વર્ણાઇ ગયા છે.

### વાનપ્રસ્થાશ્રમ.

પચાસ(૫૦) વરસની આયુષ્ય સુધી ગ્રહકાર્ય અને સંસાર વ્યવહાર પ્રમાર્થ સાધી ર્ક્યા કરવા. એકાવન (૫૧)ના વર્ષથી એટલે લગભગ સ્ત્રીને રજ બંધ થઇ જવાનો સમય હોય છે ત્યારથી સંસાર વ્યવહારનું એકાંતિક કર્મ બંધ કરવું. સાધ સાધવીએ સાથે રહી ગ્રહ, સંસારિક કાર્યો બંધ કરી પ્રમાર્થિક કાર્યો આદરવાઃ નિર્વાહની ચિંત્તા પરિવારના શિર હોય છે. તેમ નાં હોયતો નિર્વાહ જેટલું જ સંચય રાખી બાકી પ્રમાર્થ સાધવું.

### સન્યાસાશ્રમ.

ત્રેસઠ(૬૩) વરસની આયુષ્ય સુધી સાધ સાધવી કાંઇપણ ગ્રહ કાર્ય પ્રમાર્થે સાધવા, કે પરિવાર પોષવાના પ્રમાણમાં કરી શકે છે. તેને ચોસઠ (૬૪) માં વર્ષ પછી તો પોતાના નિર્વાહનું સંપાદન કર્યા પછી સ્મરણાદિ વિનાં અન્ય કાંઇ કરવાનું રહેતું નથી.

ખરો સન્યાસિતો ગ્રહસ્થા શ્રમી છતાં સર્વ શ્રી નિષ્કલંકી નારાયણને જ અપર્ણ કરેછે. જેનું સર્વસ બ્રહ્માર્પણ હોય છે તે સદાએનો સન્યાસી છે. ઘર, બાર, કુટુંબાદિ ને ત્યાગી (તેને રઝળાવી મારી) ફક્કડ બની જગતમાં અક્કડ ફરનારા ત્યાગી નહિ પણ ઢોંગી ધુતારા છે. તેને સદાને માટે ત્યાગવા.

## પ્રભાત ને મેદાન.

નાની'પ્રભાત' (સવાર)માં છો ઘડી રાત રહે તે મસયે ઉઠી મેદાને જવું: મેદાને જવા બેસતા પશ્ચિમ દિશાએ મુખ કે પીઠ કરી કદીએ બેસવું નહિ, બનતાં સુધી ઉત્તર દિશાએ મુખ કરીને ન બેસાએ તે ઠીક છે. નવાણ, તળાવ, નદી કે દરીઆ નજીક, પવિત્ર દેવનાં સ્થળોમાં, કબરસ્તાનમાં મેવાના ફળઉ ઝાડ નીચે, કે રસ્તામાં ન બેસવું. દક્ષિણ દિશાએ મુખ

રહે ને ગુપ્ત અંગોકોઇની નજરે ન પડે તેવી રીતે બેસવું. હાથ પાણી લેવા(ગુહ્ય ઇંદ્રિયો સ્વચ્છ કરવા) પાણી ઓછામાં ઓછું અઢી શેર પવિત્ર(મલ મુત્ર કે કાંઇ એંઠવાડો લાગેલનું ન હોય તેવું) લઇ જવું, જેથી બંન્ને ગુહ્ય ઇંદ્રિયો પવિત્ર થઇ રહે. મેદાને બેસતાં જે દિશાએથી વાયુ આપણી સમીપ આવતો હોય તે ભણી તેને મુત્રની છાંટન લાગે તેવી રીતે પાણી રાખવું. ગુહ્ય ઇંદ્રિયો પવિત્ર કરતાં અવશ્ય લક્ષમાં રાખવું કે પ્રથમ ઉપસ્થ ઇંદ્રિયને ધોઇ પવિત્ર કરવી, તેમાં પુરૂષ વર્ગે પ્રથમ ઉપસ્થ ઇંદ્રીયની પ્રથમ નાડી જે ગુદાપાસેથી આવેલી છે તે નાડી ઉપર બે આંગળાં રાખી જરા ભાર દઇ દબાવી ઇંદ્રિયના મૂખ સુધી તાણી લાવી ખોંખારો કરવો, એવું ત્રણ વખત કરી, ઇંદ્રિયના મુખ ઉપર આવેલ વીર્યના ટીપાને ધોઇ નાખવું, એમ નાડી સાફ કર્યાથી વીર્યનું ટીપું નાડીમાં રહેવા ન પામે, જેથી પથરી, પરમીઓ, ગરમી આદિ ભુંડા રોગો ઉપજવાનો ભય રહે નહિ. ઉપર પ્રમાણે જો સ્વચ્છ ન કરે તો પેશાબ થયા પછી થોડી વારે વીર્યનું ટીપું પોતાની મેળે બહાર સરી આવી લુંગડું ને શરીર અપવિત્ર કરે છે. એ ટીપું કદી બહાર ન આવે તે રગમાં ને રગમાં રહી સુકાઇ જાય તો વર્ણેલભુંડા રોગો ઉપજી શરીરનો નાશ કરે છે. શરીર કે લુગડાને વીર્ય મુત્ર મળાદિ અપવિત્ર વસ્તુની જરાપણ છાંટ લાગેલ હોય તેવા શરીર કે તેવા વસ્ત્ર પહેરી ધર્મ ક્રિયા આદિના પવિત્ર કાર્યો ન કરી શકાએ, પવિત્ર વસ્તુઓને ન અડાય, પવિત્ર સ્થળોએ ન જવાય. તેથી શરીર અને સર્વ વસ્ત્રો ધોઇ પવિત્રજ રાખવા. પ્રથમ ઉપસ્થ ઇંદ્રિય સ્વચ્છ કરવી અને પછી ગુદાને ડાબા હાથે સ્વચ્છ કરવી.

મેદાને જવા બેઠા હોઇએ ત્યાં સુધી શ્વાચ્છો શ્વાસ ઓછો લેવાય તો સારું. દુષ્ટ જંતુઓ શ્વાસમાં ન મળે તો મંદવાડનો ભય રહેતો નથી.

મેદાને જઇ આવી પવિત્ર માટી (જ્યાં છાણ,મૂત્ર, માળાદિના પડતું હોય, તેવા સ્થળની) લઇ સ્વચ્છ પાણી એ પલાળી સારી રીતે હાથ ધોવા, જેથી મળની ચીકાશ હાથ ને ચોટેલી રહેવા પામે નહિ. પુનઃપાંચ કોગળા (ગળા સુધી પાણી પહોંચાડી કાઢી નાંખવું) તે રીતે કરવા, મોઢું ધોવું: છેવટે પગ ધોઇ, પવિત્ર થઇ, દાતણ કરી વિધિસહ સ્નાન કરવું.

જ્યારે જ્યારે મેદાને જવું પડે ત્યારે વર્ણવ્યાનુસાર પવિત્રથવાના સર્વ નિયમોનું સેવન કરવું. દાતણ સ્વારમાં ફક્ત એકજ વખત કરે, પુનઃઆવશ્યકતા નથી. મેદાને બેસતાં જ વસ્ત્રો અંગે ઉપર હોય તે સર્વ ધોઇ પવિત્ર કરવા.

## ક્ષૌર

'ક્ષૌર' (હજામત) કરાવવા હજામ(નાયી) મૂંઢ, રમતિયાળ, ચોર, લુચ્ચો, કે હાથે, પગે, કે આંખે ખામી વાળો ન હોવો જોઇએ. હજામતમાં રાચ સારા, તેજ ને સ્વચ્છ કરેલા હોય. પાણી પવિત્ર ચોખ્ખું હોવું જોઇએ. સાબુ આદિ સાહિત્યો ખાતરીથી પવિત્ર હોવા જોઇએ. હજામત કરાવી સ્નાન વિધિ યુક્ત કરવું, ને જે વસ્ત્રો શરીરે ધારણ કરેલા હોય તે સર્વ સ્વચ્છ કરી ધોવા.

 અપવિત્ર વસ્ત્ર પહેર્યા હોય કે શરીર અપવિત્ર હોય ત્યાં સુધી સંધ્યા, પાઠ, પૂજાદિ પવિત્ર કાર્યોના થાએ, દેવાસને કે પવિત્ર સ્થળોએ દર્શન ના જવાએ, વેદ શાસ્ત્રાદિ પુસ્તકોઃમાળા, પૂજાની સામગ્રીના થાળ, પરસાદાદિને ન અડાએ તે સદા સ્મર
ણમાં રાખવું.

સવારની સંધ્યા(વખત) સ્નાનથી પરવારી ભાંખ ફૂટે એટલે રાત્રિના છેલ્લા સમયે (પૂર્વદિશાએ પ્રકાશ એટલે ઉજાસ દેખાય ત્યારે)વિધિસહ કરવી. ભાંખ ફુટી ન હોય તો શ્રી સદગોની વાણીના શાસ્ત્રો મંત્રો, દુઆઓ આદિનો પાઠ કરવો. પાઠ કરતી વેળા જાણે સદગોરજી પ્રત્યક્ષ સમક્ષ રહી બોલી રહ્યા છે ને હું તેઓશ્રીની પવિત્ર વાણીનું શ્રવણ કરી રહ્યો છું તેવો ભાવ રાખવો.

ભાંખ ફૂટે વખત કરી ચરણઆમૃત (નુર-પાવળ) કરી પીવું. કુટુંબાદિ જેઓ પવિત્ર ક્રિયા પાળી શ્રીજીને આજ્ઞાધિન રહેતા હોય તેવાઓને પાવું. ક્રિયા ભ્રષ્ટને ધર્મહીણ ચંડાળ લેખાય છે, તેથી તેવાઓને ન આપવું, ભલેને પછી ગમે તે હોય! પુંનઃ સદગોરની શિખામણનું પઠન, મનન, તેની અગત્યતા, અંતરે વિચારી રહી, પવિત્ર સ્થળે, (ખાના, વગેરે) કે પવિત્ર પુરૂષોના દર્શને જઇ સત્સંગનો લાભ સમયાનુકુળ લેવો.

નિત્યકર્મ જે કરવાનાં છેને કરીએ, તે સર્વ ફળની આશાએ ન કરતાં એ આપણી ફરજ છે ને તે પૂર્ણ કરવા શ્રી સદગોરજીની આજ્ઞા છે, તે પૂર્ણ નહિ કરીએ તો મહાદનમાં માર પડશેઃ સદગોરજ આપણી સહાય નહિ કરે, તેમ સમજી ફરજ પૂર્ણ કરવા જ કરવાનાં છે.

## ઉપ્ અહાર

'ઉપ્ અહાર' (શિરામણ-નાસ્તો) દર્શનાદિ વિધિએથી પરાવારી રૂચિ હોય તો જમવાની આશિષનો મંત્ર ભણી ફર્માન માંગી, બ્રહ્માર્પણ (બિસ્મિલ્લાહ) કહી પવિત્ર ખાદ્ય વસ્તુનો આહાર કરવો. નકાં યોગ્ય રોજ ગારિક કે પ્રાપ્ત ગ્રહ કાર્યો કરવા.

## કાર્ય

'કાર્ય' સર્વદા દગા, પ્રપંચ, છળ, કપટ, ધૂર્તતા, લોભ, લાલસાદિ અસભ્યતા રહિત કરવા. જે કાર્ય કરવા પડે તે 'ઇશ્વર કૃપાએ મનુષ્ય દેહ મળેલી, તેનું કર્તવ્ય ધર્મ ભોગવે છુટકો છે તેથી ભોગવી લેવા કરૂં છું,' એવા ભાવે કરવા. મોટપ લેવા, ધનવાન થવા, સુખી થઇ મોજમજા ઉડાવવાઃ કે કોઇના દાબમાં રાખીસારો કહેવરાવવા ને હુકમ ચલાવવા, પુણ્યની આશાએ કે ફળની લાલસાએ, કદીએ કરવા નહિ, તેમ તેવી ઇચ્છાએ ઉદભવવા દેવી નહિ. કાર્યનું ફળ જે પ્રાપ્ત થાએ તે ઉપર સંતોષ માનવો. વિશેષ લોભ કરવો નહિઃ કોઇની ઇર્ષા કરવી નહિઃ સર્વકાળ સદગોરની શિખામણાનુકુળ વર્તન રાખી શ્રીસદગોરને અર્પણ કરી દેવા.

## વ્યશન.

'વ્યશન' સદગોર વિના અન્ય કોઇપણ જાતનું કરવું નહિ, કદાચ દુર્ભાગ્યે એ દુષ્ટ કર્મમાં સંડોવાયા હોઇએ તો જરૂર તૂર્તજ, ગમે તે ભોગે તે ત્યાગી જ દેવું. ધર્મ સેવતાં મરણનું

 આવવું એ જ સ્હેલમાં મોક્ષ મેળવવાનું દ્વાર છે.

ભોજન.

'ભોજન' અમુક અમુક નિયુક્ત સમયેજ પવિત્ર 'આદ્ય વસ્તુનું જ કરવું જેમાં લસણ, ડુંગળીઃ હિંગ, માંસ, મદિરાદિ દુષ્ઠ વસ્તુઓ પડી કે તેને અડી ન હોય. એંઠું, બોટેલું, ચાખેલું, ચાટેલું વાસી દુર્ગંધવાળું એઠાપાત્ર માંહેલુ અજાણ્યા કે કર્મ ચંડાળ માણસનું અજાણી રસોઇનું અન્ય ધર્મીનું દુષ્ટ કર્મચારીનું અડેલું કે રાંધેલું રજ સ્વલા સ્ત્રીનું રાંધેલું કે અડેલું ખાવું નહિ.

પ્રથમ શરીર અપવિત્ર હોય (મેદાને જઇ આવ્યા હોય કે વીર્ય પાતાદિ થયું હોય તો) સ્નાન કરી લેવુ. નહિ તો, હાથ, મોં, પગ ધોઇ ત્રણ કોગળા કરી, પવિત્રને સ્વચ્છ સાવધ થઇને જમવા બેસવું રસોઇ ભાણામાં ખપ જેટલીજ લેવી જે એઠું છાંડવું ન પડે.

રસોઇના પાત્રો સ્વચ્છને પવિત્ર લેવા-જેને અપવિત્ર વસ્તુ(છાણ,મુત્ર, એઠવાડો તેમ ઉપર વર્ણવેલી ત્યાજ્ય વસ્તુઓ પૈકીની કોઇ પણ) અડેલ કે ચોંટેલ ન હોવી જોઇએ. ધુળ કે કાટ વળગેલ ન હોય. સોના ચાંદીના કે તેના ગિલેટવાળા હોય એવા વાસણોમાં ખાવા પીવાથી રોગ ઉત્પન્ન થાએ, અથવા બુદ્ધિ ભ્રષ્ટ થવાથી ધર્મહારી જવાએ. ભોજનના પાત્રોથી આપણું આસન ઉંચુ કદી ન રાખવું.

જમતાં પહેલાં પ્રથમ પ્રાપ્ય રસોઇ શ્રી ગોરનરને અર્પણ કરવાનો મંત્ર ભણી શ્રી સદગોરજીને અર્પી રહેલ શ્રી સદગોરજીની પ્રસાદી ધારી પ્રાર્થના પછી પ્રથમ ગ્રાસે (કોળીએ) ફરમાન માગી બ્રહ્માર્પણ(બિસ્મિલ્લાહ) બોલી મુખમાં ગ્રાસ લેવો. જમતાં સુધી, વાત ચીત, બોલાબોલ કરવી નહિ. 'જમતાં સુધીજ મૌન રહી શકાએ તો જન્મ પર્યંત મુનિપણાના ફળની પ્રાપ્તિ થાએ છે.'

ભોજનના પદાર્થો પવિત્ર કમાણીના જ હોવા જોઇએ. ગૃહે. બાહર, મ્હેમાનીએ, નાતાદિના જમણો, આદિ સર્વ સ્થળોએ, ચોરી, લુચ્ચાઇ, ઠગાઇ, લૂંટ, વ્યાજ, જારી, કન્યાધન, ગોરનર દસાંશાદિનો માલ, ધન, ધાન્યાદિ કાંઇ પદાર્થનું ન હોવું જોઇએ.

સત્પંથીઓના ખાવાપીવાના પદાર્થોમાં વિષય ઉપરજાવનાર, બુદ્ધિ ભ્રષ્ટ કરનાર, વૃત્તિ તીવ્ર કરનાર, રક્તમાં ઉન્માદી ઉષ્ણતા ઉપજાવનાર, કામવાસના વધારનાર, ખોટી ગરમી ઉત્પન્ન કરનાર, મોઢાનો સ્વાદ બગાડનાર, દુર્ગંધ ઉત્પન્ન કરનાર, આંતરડાં, ફેફસાં, કાળજાું, આંખો, મગજ, હૃદયાદિ અવયવોમાં બગાડ કરનાર કોઇ પણ પદાર્થ ન વાપરવો તેમ જે પદાર્થમાં એ દુષ્ટ પદાર્થ પડ્યા કે ભેળવ્યા હોય તે પણ ન ખાવા કે ન પીવા- તદ્દન નજ વાપરવા. ભ્રષ્ટ અહારે રોગી થઇ પડશો, બુદ્ધિ ભ્રષ્ટ થએ મનુષ્ય જન્મ વ્યર્થ થઇ જવાનો તેમ રોગાધિન થવાથી પણ જીવતર ધિક્કારયુક્ત થઇ જશે. બુદ્ધિમાં ભ્રમ ઉપજવાથી ધર્મ ભ્રષ્ટ થએ મનખો અકારત થઇ જશે.

ભોજન સમયે મનમાં ભાવો પવિત્ર રાખવા, જેમ કે 'હું આ ભોજન મોજશોખ, એશ આરામ વધારવા કે માણવા જમતો નથી.- આ પરમાત્મા આકારની મનુષ્ય દેહ મળી છે તે

દેહીનો ફેરો શ્રી નિષ્કલંકી નારાયણના દર્શન સફળ થવા દેહી ટકી રહે તે સારૂં તેઓ શ્રીની પ્રસાદી લઉં છું' રસ સ્વાદાદિનો ને હુંપણાનો મોહ મુકી દઇ ખારી, ફીકી, મોળી, મીઠી આદિ વિશેષણોનો ઉચ્ચાર કરવો નહિ. પણ પ્રાપ્ય રસોઇના વખાણ કરવા. ભોજનથી પરવારી હાથ ધોઇ, કોગળા કરી, મોઢું સ્વચ્છ કરી, મોં ધોઇ, શ્રી ગોરનરનો આભાર માની, આશિષનો મંત્ર ભણી, શ્રીજીની દયા માગી પરવારી ઉઠવું.

'ઉપરોક્ત વિધિયુક્ત ભોજન કરનારને જન્મ પ્રયંતના અપવાસ (રોજા) કર્યાનું ફળ પ્રાપ્ત થાય છે.

## એઠવાડો.

'એઠવાડો' ભોજનથી પરવારી તુર્ત કાઢી નાખવો એટલે વાસણાદિ સર્વ સાહિત્ય ઉટકી, અબોટ કરી પવિત્ર કરી મુકી દેવા. ગંદવાડો કે એઠવાડો કાઢી નાખ્યાથી તંદુરસ્તી વધે છે, રોજી બરકતક થાય છે. ઇમાન સલામત રહેછે, મનોબળને હૃદયબળમાં વૃધ્ધિ થાય છે. એંઠવાડામાં ફરવાથી અપવિત્ર થવાએ, માખાદિ જંતુઓ વધવાથી રોગની ઉત્પત્તિનો ભય રહે. એવા ઘણા નુકશાન છે. જેથી ગંદવાડો, એઠવાડો કાઢવામાં આળસ જરાપણ કરવી નહિ.

## 'મ્હેમાન' (અતિથિ).

''મ્હેમાન'' (પરૂણા) પધારે કે પ્રથમ તેઓનો સત્કાર કરી. આદરભાવે ઘરમાં લઇ, હાથ પગ ધોવા પાણી ભરી પાત્ર આપી, પાથરણા વિગેરે આસન અને અગત્યનું સાહિત્ય તેઓને આધિન કરી, પીવા પાણી, ખાવા રસોઇ આપી સંપત પ્રમાણે ઉત્તમ પ્રકારે આગતા સ્વાગતા (મ્હેમાનગરી સરભરા) કરવી. મુખવાસમાં, વરિયાળી, એલચી, પાન, સોપારી આદિ વસ્તુઓ આપવી, પણ તમાકુ આદિ દુષ્ટ પદાર્થો ન આપવા. પુનઃપોતે ભોજન લઇ અતિથિ સન્મુખ અદબે ભેસી સત્સંગ લાભ લેવો.

પરમ પૂજ્ય શ્રી નરનાથ શાહોજી, કે શ્રી સદગોર બ્રહ્મા (પીર) કે હરિવંશ મુખી, મુશાફર, કે ભક્ત પધાર્યા હોય તો દરેક દરેકની પદવી અનુકુળ જ વિધિયુક્ત સેવના કરવી. ભોજન નિર્દોષજ જમાડવું. તેઓ આગળ રહી સત્સગનો લ્હાવો લેવો.

## વસ્ત્રા ભૂષણ.

'વસ્ત્રા ભુષણ' દોષિત ન પહેરવાં. ગળિના રંગવાળા, કાળા રગંના, મળમૂત્ર, રજ વીર્ય, છાણ, દારૂ, ગાંજો, ભાંગ, તમાકુ આદિનો સ્પર્શ થએલ, શરીરનાં ગુહ્ય અંગોના ભાગ દેખાય તેવા, ડોળના કે ફેશન, (છેલાઇને વરણાગીઆ કહેવરાવીએ તેવા, વણકરને ત્યાંથી પેણકોરીઆ આવે તેવાજ ખેર ભર્યા અપવિત્ર લુગડાં કદીએ નજ પહેરવાં.

જે વસ્ત્રને મળ, મુત્ર, દારૂ ભાંગાદિ નિષેધ પદાર્થનો છાંટોપણ લાગ્યો હોય તે વસ્ત્ર અપવિત્ર થયું લેખાએ ને તે એમને એમ પહેરાય નહિ. પણ તેને ધોઇ સ્વચ્છ કરી પહેરાય. સ્વચ્છ શરીરે સ્વચ્છ વસ્ત્રો પહેર્યા હોય તોજ ખાના વગેરે પવિત્ર સ્થળોએ જવાએ-પવિત્ર પ્રસાદની વસ્તુઓને અડાયઃ નહિ તો તેવા પવિત્ર રાખવાની કાળજી રાખવી. ખાવાપીવાના પદાર્થોને

પાત્રો ઉપર પણ એવા અપવિત્ર વસ્ત્રો ઢાંકવાકે ઓઢાડવા નહિ. પાણી પણ તેવા વસ્ત્રથી  ગાળવું નહિ. શાક, પાન, ફુલાદિ પદાર્થો પણ તેવાવસ્ત્રોએ બાંધવા નહિ. એવો દુષ્ટ વસ્ત્રો નો સર્વ સ્થળેથી ત્યાગ કરવો. - 'સ્વચ્છ કરવા.'

## પાણી.

'પાણી' ગળેલું પીવું. ઘ્યાળવાનાં વસ્ત્ર, ઉપર લખી ગયા પ્રમાણે ખાદીનાં, જાડા, ધોઇને પવિત્ર કરેલા, વાપરવા. પાણીનું પાત્ર હંમેશાં ઢાંકેલ રાખવું પીવાનું કે વાપરવાનું પાણી સ્વચ્છ હોવું જોઇએ. દુર્ગંધ રહીત, અપિવત્ર માણસનું અડેલું, લાઇવાળા કે સુતકીના ઘરનું કે તેમનું એડેલું, કોઇનું પણ એંઠું, અપવિત્ર વસ્તુવાળું, કે અપવિત્ર વસ્તુથી અડેલું, અજાણ્યા વાસણનું કે અજાણ્યા માણસનું, સ્વાદ રહિત કે હાનિકારક પાણી કદીએ પીવું નહિ.

## કેફી

'કેફી' પીણા, જેવા કે દારૂ, ભાંગ, તાડી, તમાકું, અફીણ, ગાંજો, ચડશ,મદદ, ચંડુલાદિ પદાર્થો પીવા નહિ તેમજ સુંઘવા પણ નહિ. માજમ પણ ન ખાવી.

કાયા, માયા, સંપ,બુદ્ધિ, વંશ. ધર્મ, સંપદાદિનો નાશ થઇ, કલેશ અને નુકશાન ઉપરજાવનાર કોઇ પણ વસ્તુ જે પદાર્થમાં પડી હોય કે અડી હોય તે પદાર્થ ખાવા કે પીવા નહિ.

કોઇ દુષ્ટ પ્રસંગે ભોજનાદિમાં, એ વસ્તુઓ અડેલ કે પડેલ પદાર્થ પીરસાયો હોય તો તે સમયે તેવા અન્નજળાદિ ભોજનનું ભાણું પીરસાએલું ત્યાગી દઇ ઊઠી જવાનો દોષ નથી.

## લઘુશંકા.

'લઘુશંકા' કરવા (પેશાબ કરવા) જતાં ઉપરસ્થ ઇંદ્રિયને ધોઇને પવિત્ર કરવા જેટલું પવિત્ર પાણી લઇ જવું. પેશાબ કરવા બેસતી વખતે ગુપ્ત અંગ કોઇની નજરે ન પડે તેમ દક્ષિણ દિશા તરફ મુખ રાખી બેસવું. દેવસ્થાનો, કબરો, માર્ગો, મેવાનાંકે ફળ, ફુલના, ઝાડો નીચે, નવાણ કાંઠે, તળાવ, નદી, કે દરીઆ પાસે ન બેસવું.

મુત્રની છાંટ વાયુને લીધે ન પડે તેવી રીતે પાણીનું પાત્ર રાખવું, પેશાબ કરી રહ્યા પછી ઉપસ્થ ઇંદ્રિયની ધોરી નાડીમાં વીર્યનું ટીપું ન રહે તે માટે મેદાને જવાની વિધિમાં જણાવ્યા પ્રમાણે નાડીને સ્વચ્છ કરી ઇન્દ્રિયને ધોવી.

પેશાબ કરી આવી પાણીથી હાથ ધોઇ, ત્રણ કોગળા કરી (ગળા સુધી પાણી પહોંચાડી કાઢી નાખવું,) મોં, પગ થોઇ પવિત્ર થઇ જવું, એ પ્રમાણે કરવાથી શરીર નિરોગી રહે છે.

## બપોર.

'બપોર' (દિવસના પ્રથમના બે પહેર પુરા થયા પછીનો સમય) અર્થાત્ આપણા પડછાયા પુર્વ દિશાએ ઢળવા માંડે કે બપોરની સંધ્યા(વખત) કરવા મેદાને જઇ આવ્યા હોઇએ તો સ્નાનાદિ કરીને, નહિ તો હાથ, મોં, પગ, ધોઇ, ત્રણ કોગળા કરી પવિત્ર પણે કરવાનું કે કામ કાજ કરવાનું ન બન્યું હોય તો સ્નાન કે હાથ પગ ધોવાની કંઇ અગત્ય નથી. પણ શ્વાછો શ્વાસ સ્વચ્છ કરવા માટે ત્રણ કોગળા કરવા) ગમે તેવું યજ્ઞ(પુજા)સિવાયનું અન્ય

કાર્ય હોય તોપણ એને અધઘડી માટે થોભાવી વખત તુર્ત કરી લેવો. મળેલા 'વખત' નો

સમય કદી ત્યાગવો નહિ.

## પાછલો દિવસ.

'પાછલો દિવસ' એટલે બપોરને સમીસાંજના વચ્ચેના સમયનો ભાગ. તે સમયમાં સંસારિક, વ્યવહારિક, નીતિને ધર્મનું રક્ષણ થાય તેવા ધાર્મિકને પરમાર્થિક કાર્યો સમયાનુકુળ હોયતે લોભ ને ઈર્ષા રહિત થઈ કરવા.

## સમી સાંજ.

"સમી સાંજ" ( સૂર્યને અસ્ત પામવાનો સમય) જેમાં દિવસનો ભાગ જરા પણ રહ્યો ન હોય તેને, કહે છે. સમી સાંજ પહેલાં ઘડી બેઘડી વ્યવહારિક કે ગૃહના કાર્યમાંથી નિવૃત્તિ થઈ (પરવારી) સ્નાનની જરૂર હોય તો તે કરી લેવું: નહિ તો હાથ, મોં , પગ, ધોઈ ત્રણ કોગળા (આગળ લખ્યાં પ્રમાણે) કરી દર્શન કરવા, ખાનામાં (પોશાળ મંદિરે) કે જ્યાં ગત મળતી હોય ત્યાં સહ કુટુંબ જવું. ત્યાં જઈ સર્વ ગતને મળી એક બાજુએ માર્ગ મળે ત્યાં બેસી જાપના મંત્રની (પીરશાહની) કે 'તોબા' (ગુન્હાની માફીની માગણી)ની માળા કરવી અથવા સ્મરણ ધ્યાનાદિ પ્રસંગો સંધ્યાનો સમય થાય ત્યાં સુધી કરવા. બોલાબોલ કે બેસવા સારૂ સારી જગ્યાની ખોળની ગરબડ કે ફરા ફર કરી ગતનું ધ્યાન ભંગ કરવું નહિ. 'એથી ગતનું ધ્યાન ભંગ કર્યાનો દોષ લાગે છે."

એ સમયેમુખી આદિ જ્ઞાની પુરૂષો શ્રી સદગોરની વાણીનું સ્ફોટન કરી સમજાવી સત્સંગ કરતા હોઈતો તે વચનામૃતનું પાન પૂર્ણ કાળજી રાખી કરવું. (અર્થાત્ લક્ષ રાખી જ્ઞાનનો લ્હાવો લેવો.)

આત્મ ઉદ્ધારનો માર્ગ જ્ઞાન બોધજ છે. જો સત્સંગનો લાભ મળે તેમ ન હોય તો ફક્ત મંત્રચ્ચાર જ (વચનામૃતો)નાં પદ, મંત્રો આદિ સ્ત્રોતો બોલવા, અને જેવો અર્થ સમજતા હોઈએ તેવો અર્થકરી બતાવવો. આવી રીતનો પણ સત્સંગ કરવો.

સંધ્યાનો સમય પ્રાપ્ત થએ મુખી સંધ્યા કરાવે તેમ ગતે મુખીને આધિન રહી (બોલે તેમ બોલી અને કહે કે કરે તેમ કરી) સંધ્યા કરી લેવી. સંધ્યાથી પરવારી મુખીની આજ્ઞાલઈ ગતમે મળી ઈચ્છિત સ્થળે જવું.

## રાત્રી

'રાત્રી'એ રસોઈ સધર્માનુકુળ હોય તે, હાથ, મ્હોં પગ ધોઈ, ત્રણ કોગળા કરી, આસને બેસી શ્રીગોરનરને અર્પણ કરવાનો મંત્રબોલી ફર્માન માગી, બ્રહ્માર્પણ(બીસ્મીલ્લાહ) કહી વિધિ સહ આરોગવી (જમવી) રાત્રિનો અહાર ક્ષુધા કરતાં પોણો લેવો. ભોજનાદિથી પરવારી એઠવાડો કાઢી નિશાનીનાં થાળ લઈ સહ કુટુંબ ખાનામાં યજ્ઞ (પૂજા) નો લાભ લેવા જવું અન્ય સ્થળે ભટકવા, ફરવા, બેસવા, કે મળવા જઈ ગ્રામ ગપાટા સપાટા મારવા રોકાવું નહિ.

## ખાના (પોશાળ)માં

'ખાનામાં' પેસતાં પહેલાં શરીર ને વસ્ત્રો, શુદ્ધને પવિત્રજ હોવાં જોઇએ. અપવિત્ર વસ્તુ કે અપવિત્ર માણસને પણ અડવું નહિ, પગ ધોઇનેજ ખાનામાં દાખલ થવું. ખાનામાં આવવાના સમયે ચામડાના પગરખા પહેરી આવીએ તે કરતાં લાકડાની ચાખડીઓ (પાવડીઓ) પહેરી આવવું ઉત્તમ છે. અને તે ચાખડીઓચામડાના પટાવાળી ન હોવી જોઇએ. ઉઘાડા પગે કે પગરખા પેરી પોશાળ આવ્યા હોઇએ તો હાથ પગ ધોઇને જ અંદર દાખલ થવું. રસ્તાની રજ કણઓથી પવિત્ર થવા, હાથ મોં પગ ધોઇ, ત્રણ કોગળા કરવા જ જોઇએ. પછી ખાનામાં આવી શ્રી સદ્ગોરજીને મળીને, તેઓશ્રીની ગેરહાજરી હોય તો મુખી, ગતને મળવું, મળી રહી. જ્યાં જગ્યા મળે ત્યાં બેસી, યજ્ઞનો (પૂજાનો) સમય થાય ત્યાં સુધી મંત્રની કે તોબાની માળાઓ કર્યા કરવી. શ્રી મુખ વાણીનાં સ્તોત્રો(શાસ્ત્રો)ની કથા કરવી. પ્રસંગે સત્સંગનો લાભ લેવાયતો તે ઉત્તમ છે. શ્રી સદ્ગોરના વચનોનો ઉચ્ચાર થતો હોય તે સમયે વક્તાને શ્રોતાએ, જાણે શ્રી સદ્ગોરજી સાક્ષાત્ પોતેજ બોલી રહ્યા છે એવું લક્ષ ને ભાવ રાખવો. ખાનામાં ભાંગ, તમાકું, અફીણ, લસણ, ડુંગળી, ગાંજો, દારૂ માંસાદિ દુષ્ટ વસ્તુઓ કે એ વસ્તુઓનો ઉપયોગ કરનારા માણસો આવવા દેવા નહિ. અપવિત્ર શરીરવાળો કે લાઇ સુતકી મુદત પુરી થયા વિનાનો, કુતરાદિને ખાનામાં પેસવા ન દેવા. પરધર્મી, દુષ્ટ કર્મચારી, નીચ જનો પણ ખાનામાં પેસે નહિ તેની સંભાળ રાખવી. ભાંડ, ભવૈયા, ગુણકા, મજાખીને ખાનામાં જોવા સરખું પણ આવવા ન દેવા. ચોવટ,પંચાત, રમત, ગમત, ભાંડાઇ, ભવાઇ, નાચ, છંદ કે મુજરા કદીએ ખાનામાં નજ થાવા દેવા. તેમ ખાનામાં આવનાર મુનિવરોએ તેવાઓને અડવું પણ નહિ. ભૂલે ચુકે અડાઇ ગયું હોય તો સ્નાન કરી લેવું. ખાનામાં ધર્મ ક્રિયાના ઉપયોગનાં સર્વ સાહિત્યો પૂરાપુરાં રાખાવં. કોઇ પણ ધર્મી ખાનામાં આવી પોતાનો 'વખત' કરવા ઇચ્છતો હોય તો તેને રંચ માત્ર પણ રોકાઇ જવું ન પડે તેવી રીતના સર્વ સાધનો પરીપૂર્ણ ખાનું રહેવું જોઇએ,'ખાનું' સુવા બેસવાનું શ્થળ નથી. એ તો ભક્તિ કરવાનું સ્થળ છે તે નિત્ય યાદ જ રાખવું.

## પૂજા

'પૂજા' (યજ્ઞ)નો સમય થાય ત્યાં સુધી આવેલા મુનિવરોએ સત્સંગમાં કે માળા ધ્યાન, સ્મરણાદિમાં નિમગ્નજ રહેવું, અન્ય વ્યવહારી પ્રસંગો ભણી મનોવૃત્તિ જવા દેવી નહિ. મુખી જ્યારે યજ્ઞ વિધિનો મંત્ર (દુવા) બોલી યજ્ઞ કાર્યકરવા ઉભા થાઓ ત્યારે તેમની સાથે જ ગતમંડળે (બાઇ, ભાઇ, યુવક, વૃદ્ધ) સર્વેએ ઉભા થઇ મુખી યજ્ઞ કાર્ય ક્રમમાં જે જે આજ્ઞા અને ઈસારા કરે તે પ્રમાણએ તેમને આધિન રહી કરે જવાં. મુખીયે યજ્ઞનાં મંત્રો સર્વગત સાંભળે તેવી રીતે ભણવા ને ગતે તે એક ચિત્તે સાંભળવાં. તોબાની કે જાપના મંત્રની માળાઓ કરે જવું.

મુખી, યજ્ઞ, કરવા પશ્ચિમ દિસા સન્મુખ રહી બેસી શકે. અન્ય દિશાએ બેસી યજ્ઞ કરી શકાએ નહિ. શ્રી સદ્ગોરની આજ્ઞા લોપી અન્ય દિશાએ બેસી કરેલ યજ્ઞ નહિ પણ પાખંડ

કર્યું કહેવાએ, તેથી યજ્ઞ નિષ્ફળ નીવડી, મુખી ચંડાળ બની, ગત દોષિત બને છે.
મુખી પ્રથમ પોતાની વિધિનો મંત્ર બોલે પછી તોબાનો મંત્ર ભણી માણનો મંત્ર માણ લઇને બોલી લે કે બે જણા માણ ઉતરાવે. ત્યાંથી યજ્ઞનના આસન ઉભા રહી મંત્રોચ્ચાર કરે. પછી 'જમણા પગ' નો મંત્રોચ્ચાર કરી પશ્ચિમ દિશા તરફ મુખ રાખી આસન વાળી યજ્ઞના કાર્યનો આરંભ કરે, યજ્ઞ સદગોરજીની આજ્ઞાનુસાર દેવ થાપના મંડાણની દુઆ પ્રમાણે વિગતે વિગતે કરે જાએ-શોભા વધારવા કે ડોળાદિ પાખંડ દેખાડવા વધ ઘટ, હેરફેર, જોડ મેળ કે કાંઇ પણ ઉલ્ટચા સુલટી જોડાણ કરે નહિ. આ કાર્યમાં પોતાની નિપુણતા કે હોંશ દેખાડવાની નથી. અહીં તો આજ્ઞધિન રહી ધર્મ કાર્ય કરવાનું છે. સારો દેખાવ કરવા જતાં આજ્ઞનો બંગ થાય તો તેથી સદગોરના દ્રોહી થયાના પાપના ભોગી થવાય છે. યજ્ઞ મટી પાખંડ લેખાય છે. ગતને પુણ્યને બદલે પાપ મળે છે. પાપે મુકવા આવેલી ગત ઉલટું પોટલાં બાંધી ઘેર જાય છે,
મુખી યજ્ઞ વિધિના મંત્રો સર્વ એક પછી એક વિધિ કરતાં પ્રગટ બોલતા જાએ, કે જેથી કરીને એ મંત્રોનું જ્ઞાન મેળવવા ગત ભાગ્યશાળી થાય-'યજ્ઞના ફળની પ્રાપ્તિનો મહિમા પ્રગટે ને ગત તે ફળ ભોગવવા ભાગ્યશાળી નિવડે. ગત પણ મુખીના મંત્રોચ્ચારને શ્રી સદગોરજી પ્રત્યક્ષ સાક્ષાત્ મંત્રોચ્ચાર કરે છે તે ભાવે એકે ધ્યાને સાંભળે. શિજદાને સમયે માથું ઠેઠ પૃથ્વી સાથે અડાડે, શિજદો કરતાં ધ્યાનમાં રાખવું કે 'શ્રી નરનાથ ખુદાવિંદ પ્રત્યક્ષ, વૈરાટ રૂપે, ઘટગતમાં વ્યાપક ને વ્યક્તિ રૂપે સમિપ, ઘટપાટ રૂપે બ્રહ્માંડ હાથમાં ધારણ કરી રહ્યા છે - તેઓ શ્રી પંડજે અક્ષય્યપાત્રમાંના અમૃતનું સિચન કરી અમર કરવા સેવામાં બોલાવી રહ્યા છે-શ્રી બ્રહ્માજી પણ એજ રૂપમાં ભેળા દર્શન આપી શ્રી નરનાથની ઓળખાણ આપી રહ્યા છે- તેઓ શ્રી નેજ આ શિજદો કરૂં છું. પછી ઉભા થઇ ધ્યાન શ્રી દગોરજીનું જ રાખે. મુખીને સદગોરજીનો પ્રતિનિધિ લેખવો. જ્યાં સુધી કળસ આસનથી અળગા ન થાએ ત્યાં સુધી કોઇથી બેસાય કે હરાય ફરાય જ નહિ. સાખીઓ (મુખી સાથે કામ કરનાર) મુખી આજ્ઞાએ યજ્ઞ કાર્યમાટે જ બેસ ઉઠ કે હર ફર કરી શકે.
યજ્ઞ વિધિમાં કળસ, પાટ અને પીઆલીઓનાં પાત્ર ખાસ માટીનાં જ લેવાય. વર્જિત ધાતુનાં પાત્રો શ્રી સદગોરે નિષેધ કરેલાં હોવાથી યજ્ઞ સમયે ઉપયોગનાં નથી તેથી તે ન લેવાએ. વર્જિત ધાતુનાં પાત્રે યજ્ઞમાં વાપરનારા ગુરૂદ્રોહી(ચંડાળ) લેખાય છે, કળસ, પાટ, અને પીઆલીઓ સિવાયનાં અન્ય પાત્રો, યજ્ઞ કાર્યમાં અન્ય સ્થળે વપરાય છે. જેવા કે થાળ, થાળીઓ, વાટકા, પ્યાલા, લોટા, ઘડા, ચરૂ, ચમચા આદિ કાંસા, તાંબા, પિત્તળની ધાતુનાં હોય તો હરકત નહિ પણ સોના ચાંદિની ધાતુનાં તો જન હોવાં જોઇએ, 'કારણ એ ધાતુ સદગોરે વર્જેલી છે.' વર્જ્ય દાતુ સંત્પતીઓથી ગ્રહણ થઇ શકે નહિ.
ચરણામૃત લેવા મુખી આજ્ઞાએ, એક એક, બેબે, કે ત્રણ ત્રણ જણાએ શાંતિથી આવવું. પગે લગી છાંટ ત્રણ વખત લઇ ત્રણે વખત શિજદા કરી ફર્માન માગી અમીનું પાત્ર કરમાં પઈ,

 પ્રી જઇ, તેને તે સ્થળે મૂકી, પગે લાગી, હેજંદા કહી, ઉભા થઇ, યજ્ઞ સ્થળે પૂંઠ ન થાએ તેવી રીતે  આસને આવી ઉભા રહેવું. કળસ ઉતરે ત્યારે બેસી મુખીની આજ્ઞાએ પ્રસાદ જમી યજ્ઞ વિધિ પુર્ણ કરી મેળાથી પરવારી યજ્ઞ પાત્રો સ્વચ્છ કરી પવિત્ર સ્થળે મૂકી દેવા. યજ્ઞ સાથે જમણવાર હોય તો તે ખાનાની બહાર અન્ય ગૃહે કે સ્થળે હોયતો યજ્ઞ કાર્યથી પરવારી જોત, ગાદી, વગેરે યજ્ઞ સામગ્રી તે સ્થળેથી ઉપાડી અન્ય પવિત્ર સ્થળે મૂક્યા પછીં જ ભોજન કરાય પણ ખાનામાં તો પ્રસાદી સિવાય બીજું કંઇ જમાય જ નહિ.

## મુખીને યજ્ઞ.

મુખી યજ્ઞ કરવા પશ્ચિમ દિશાએ મુખ રાખી બેસી શ્રી સદગોરની આજ્ઞાનુસાર વિધિ ક્રમવાર કરે. પ્રથમ પાટ, અક્ષત, પછી પાટે પૈસા મૂકવાની શ્રીજીની આજ્ઞા છે. તેને બદલે રૂપાના પૈસા કે ગિલિટ કે ઢોળ ચઢાવેલ કોઇપણ નાણું મૂકાય નહિ. જે પૈસા પૈસા તરીકે ઓળખી શકે, જેને અજાણ્યો માણસ પણ 'પૈસો' કહી શકે તેવા જ પૈસા વપરાવા જોઇએ.

હિંદુસ્તાનમાં જે પૈસાનું ચલણ છે તે પૈસા ત્રાંબાની ધાતુનાજ બને છે - તે સિવાયના અન્ય બનાવટી પૈસા મૂકનાર ગુરૂદ્રોહના પાપના ભોક્તા થાય છે. પૈસા પાટે મૂકવામાં આવે તે ઉપર મૂર્તિ કોઇ પણ પ્રાણીની ન હોવી જોઇએ.

પાટે પૈસાનો વિધિ કરતી વેલા મુખી, પૈસાને ચંદન, પુષ્પાદિનો વિધિ કરી શકે નહિ. ચંદન, પુષ્પ વગેરે ચડાવવાની વિધિ સમય કળસની વિધિ કરી રહ્યા પછી આવે છે. તે સમયે વિધિ યુક્ત શ્રી સદગોરની આજ્ઞાનુસાર જ્યાં જ્યાં ચર્ચવાનું છે ત્યાં ત્યાં ચર્ચવું.

પાટ, પૈસા, કળસ, કળસનાં અક્ષત, દશદિશા છાંટ, ને મોટી છાંટ એટલા સમયેજ શિજદા વિધિ યુક્ત કરવા.

યજ્ઞવિધિમાં દશ દિશાની છાંટ પછી કુલ રૂષિવરને હેજંદાના મંત્રોચ્ચાર કર્યા પછી તુર્ત ચારે દેવોના થાળો આજ્ઞા પ્માણેજ લઇ તેનો મંત્રોચ્ચાર વિધિ સહ કરવો. પછી થાળના પાવળનો વિધિ કરવો: આટલી વિધિ પૂર્ણ કરી રહ્યા પછી યજ્ઞમાં સાંપ્રત કાર્યો અનુક્રમે કરવા. પ્રથમ ઊઠાસણાનું કાર્ય પૂર્ણ મંત્રો ને વિધિ સહ કરવું. આસન વસ્ત્રોને છાંટની વિધિ પછી ઊઠાસણામાં દેવનો પ્રસાદ ધરાવવાની વિધિએ મંત્રોચ્ચાર થએ ઉઠાસણાનું કાર્ય પૂર્ણ થાએ છે. પછી  બાળક તથા નવા ધર્મીને ધર્મ દિક્ષા (કાંકણ બંધાવવા) નો વિધિ કરવાનો છે. પછી વર કન્યા પરણાવવાનું કામ થાએ. (જ્ઞાતિ સમુહ અન્ય ધર્મીહોય કે કન્યા અન્ય ધર્મની લાલવાની હોય(અન્ય ધર્મીને ઘેર પરણાવાનું હોય) કે અન્ય ધર્મીને કન્યા આપવાની હોય, કે પ્રથા એવી પડેલી હોય, તો અન્યનાં લગ્નો થતાં હોય તેમજ થવાં દેવાં, પણ જ્યારે પુખ્તવયે ગૃહસ્થાશ્રમમાં જોડાવાનો સમય જોડકા (વરકન્યા) ને આવે ત્યારે કન્યાને સાસરે લાવી પહેલાંજ વરકન્યાનાં કાંકણનો વિધિ કરવો. તે પહેલાં એકાન્તવાસ આપવો નહિ) ઉપરના કાર્યો એક સાથે આવ્યા હોય તો અનુક્રમે લખ્યાનુસાર કરવા. તેમાં આગળ પાછળ થાય નહિ. - કરે તો " કરનારા દોષિતછે. " સર્વ  કાર્ય સાથે ન આવ્યા હોય તો

 જેટલા આવ્યા હોય તેટલા ઉપર લખ્યાનુસાર ક્રમવાર જ પતાવવા. ઉપરનાં કાર્યોની પૂર્ણાહુતીએ કળસ ઉપરથી અજ્ઞતુતારી, મોટી છાંટ નાખી, સુતકીનાં સુતકો પ્રથમ સ્ત્રીયોનાં, પછી પુરૂષોનાં ઉતરાવવાનો વિધિ મંત્ર સહ કરવો. કોઇ કાર્ય કરવાનું યજ્ઞમાં મુખી સમીપ ન આવ્યું હોય તો છાંટ પછી તુર્ત નુર (પાવળ, અમી) પીવાનો સમય થાય છે.

નુર પીતાં પીનારના એવા ભાવો રહેવા જોઇએ કે હૃદયનું મળ ધોઇ, આંતરિક જ્યોતિ પ્રકાશક આજ શ્રી ગોરનરનું ચર્ણામૃત છે. એથી હૃદય પવિત્ર થઇ આત્મ દર્શને પરમાત્માના આક્ષાત્કારનો આ એક જ મૂળ પ્રયોગ છે.' ગતે અમી પીધા પછી મુખી મંત્રોચ્ચારે પીએ: આસનેથી કળસ અળગા કરી, દરેક સાહિત્ય મંત્રોચ્ચારે વિધિ યુગ્ત અળગા કરે-દરેક કાર્ય પ્રસંગે ફર્માન માગતા રહે.

કળસ ઉતરે ત્યારે ગતે બેસવું, મુખીને યજ્ઞને વિધિનાં મંત્રોચ્ચાર કરવાના હોય ત્યાં સુધી ગતે શાન્ત બેસી મંત્રો સાંભળવા. મંત્રો બોલી રહ્યા પછી મુખીની આજ્ઞા લઇ શ્રીમુખની વાણીનાં સ્તોત્રો(શાસ્ત્રો) સુસ્વરે ગાવાં. ઉપરા છાપરી ગાવાં નહિ. એક બોલી રહ્યા પછી બીજાએ ગાવું.

મુખી પોતાની યજ્ઞ સામગ્રીના કાર્ય વિધિ યુક્ત સમાપ્ત કરી રહ્યા પછી અક્ષય પાત્રનો મંત્ર ભણે કે જ્ઞાન બોલનારા રૂષિવરો ચુપ રેહ. સાખીઓ પ્રસાદ મેળવી વ્હેંચી દે. (ઘણા માણસો હોય તો મુખી આજ્ઞાએ બીજા માણસો પણ પ્રસાદ વ્હંચવા ઊઠી શકે છે.) મુખી પ્રસાદનો મંત્ર ભણી આજ્ઞા આપે કે પ્રસાદ ફરમાન માગી તેજ સ્થળે બેસી જમે:ઘેર પ્રસાદ ન લઇ જવાય. પછી મુખી આશિષનો મંત્ર બોલેકે મુનિવરો પોત પોતાનાં આસનેથી ક્રમવાર એક એક ઉભા થઇ મુખી તથા ગતનો પંજો લઇ હારબંધ ઉભા રહે. મુખી આસનેથી ઊઠી ગતનો મેળો લઇ, યજ્ઞાસન સમીપે ઉભા રહી, ગતને પરવારી ઘેર જવાનો મંત્ર ભણી, ગત સાથે નમન કરી, આજ્ઞા આપે. રૂષિવરો ઇચ્છિત સ્થળે જાએ.

'આજ્ઞા વિના અધુરા યજ્ઞે જનાર ગતનો મેલો ભાંગ્યાના દોષને પાત્ર થાય છે.''

ગતને જમાડનારે યાદ રાખવું કે સ્વગૃહે યજ્ઞ કરાવી ગત જમાડવી. ખાનામાં એ કાર્ય ન થાય. ખાનું ભક્તિ, ધ્યાન, સ્મરણાદિ સત્સંગ અર્થે જ બેસવાનું સ્થળ છે.

યજ્ઞથી પરવારી ખાનામાં સ્મરણ ધ્યાનાદિએ બેસવું હોય તો પશ્ચિમ દિશા ભણી મુખ રાખી બેસી શકાય. ખાનામાં ઊંઘાય નહિ. ખાનામાં ઉંઘનારો ભજનમાં ભંગાણ પાડનાર જેટલો દોષિત છે. (કારણ કે એકને સુતેલો જોઇ બીજાને આળસ ઉપજવાથી શ્રી શાહનું સ્મરણ ત્યજી દેવાઇ ઉંઘના સ્મરણમાં લીન થઇ જાય છે.)

## ગુના છોડાવનાર

'ગુના છોડાવનાર' પ્રથમ જેના જે દોષો, છાનાં કે પરગટ કર્યા હોય તે તેને ખુલાસાવાર વગર સંકોચે કહી, ગમેતે ભોગે તેની માફી મેળવી તેના મનનું સમાધાન કરે. પછી ગતમાં આવી સર્વ સમક્ષ વગર સંકોચે સર્વ પાપો પ્રકાશી ખુલ્લે ખુલ્લા જેમ બન્યા હોય તેમ કહી

દે, (બોલવામાં બીભત્સ વાત ન આવે) પછી કાલાવાલા કરી ગત પાસે ક્ષમા માગેઃ શ્રી સાહોજીને સન્મુખ ધારી ધ્યાન રાખી વિનવેને અરદાસ કરે કે 'મારા પાપોની ક્ષમા આપી દોષ મુક્ત કરનાર શ્રીજી આપ ધણી છો. પછી દોષ બુદ્ધિ ન ઉદ્દભવે તેવી પ્રેરણા કરવાને આપજ સમર્થ છો.' ગતે પણ તોબા તોબા કરી શ્રીજીને સન્મુખ ધારી કરગરી કરગરી અર્દાશ કરવી. મુખી તેના મંત્રોચ્ચારથી માણાદિની ક્રિયા વિધિ યુક્ત પૂર્ણ કરે. ગુના છોડાવનાર જાણે શ્રી સદ્દગોરજી સમક્ષ માફી માગી રહ્યો હોય એવા ભાવે રહે. 'સર્વ દોષ તેઓ શ્રીએ માફ કરી દીધા છે.' એમ પોતે પોતાને મન સાથે પોતાને નિર્દોષ માને. પછી દોષિત બુદ્ધિને વારો.

## યજ્ઞથી પરવારી.

'યજ્ઞથી પરવારી' વસ્ત્રાદિ ઉતારી, ઓછા કે ફેરબદલ કરી ધ્યાનાદિ, ભક્તિ, માળા, સ્મરણ કરતાં રહેવું.

## મધ્ય રાત્રિ.

'મધ્ય રાત્રિ' ની સંધ્યાનો સમય થાએ સંધ્યા વિધિ યુક્ત કરવી. યજ્ઞ કાર્ય પૂર્ણ થતાં, મધ્ય રાત્રિની સંધ્યાનો સમય થાય તો તુર્ત ગત સાથે કરવી. યજ્ઞ કાર્ય લંબાય અને સંધ્યાનો સમય વ્યતિત થતો હોય તો થવા દેવો, પણ યજ્ઞની વિધિમાં ભંગ પાડવો નહિ, યજ્ઞ કાર્ય સમાપ્ત થએ તુર્ત મધ્ય રાત્રિની સંધ્યા કરવી. જો સવારની સંધ્યાનો સમય થવા આવ્યો હોય તો એ પ્રથમ કરી મધ્ય રાત્રીની સંધ્યા કરી લેવી. ગણા ભાગે સંધ્યાનો સમય વ્યતિત ન થાય તેવી જોગવાઇ પ્રથમ કરી રાખવી.
મધ્ય રાત્રિએ યજ્ઞ હોય તો ધ્યાન રાખવું કે પ્રથમ સંધ્યા કરી રહ્યા પછી જ મધ્યરાત્રિના યજ્ઞનું કામ ધરવું.

## રાત્રિ શયન.

'રાત્રિ શયન' મધ્ય રાત્રિની સંધ્યા(વખત) કે યજ્ઞ (પૂજા) થી પરવારી સૂવામાં વસ્ત્ર પહેરી ઉત્તર કે પશ્ચિમે માથું રહે તેવી રીતે સુવું. સુતાં નિદ્રા આવે ત્યાં સુધી શ્રી ગોરનરની પવિત્ર વિભૂતિનું ધ્યાન રાખવું. જાપ જપતા જપતાં જે પાપો થયા હોય તેની માફી શ્રીજી આગળ તેમને પ્રત્યક્ષ માનીને માગી એ જ ધ્યાનમાં તલ્લીન રહી નિદ્રાવશ થવાય તેવી પ્રેરણા એ રહેવું.
પાથરણું સાદુંઃસ્વચ્છ, અને ભોંય ઉપર રાખવું. 'પલંગાદિ ઉંચી શૈયા, ગાદલાં કે ઘણા ગોદડા ઉપર સુવાથી આળસ વધે છે અને ધ્યાન ભંગ થવાય છે. ભક્ત અને મુમુક્ષોઓના માટે આસન (પાથરણા) વાસ્તે માત્ર એક ચાદર (પછેડી) કે કામળો પાથરવાને અને ટાઢ હોય તો એક ઓઢવાને બસ છે. એથી વિશેષ પાથરણું કામીજન અને સુખ પિપાસુને યોગ્ય ગણાય. તેવાઓને ભક્ત મુમુક્ષુ, સાધુ કે પવિત્ર સત્પંથી કહી શકાય જ નહિ. માટીમાંથી ઉપજેલું, પુનઃમાટીમાંજ મળી જનારૂં માટીનું સ્થુલ શરીર માટી ઉપર જ રહે તે અતિ શ્રેષ્ઠ

 છે. જુઓ! શ્રી સદગોર નરનાથ ખુદાવિંદ સમ્સો તબ્રેજી સાહેબને પાથરણામાં માટીજ પ્રિય હતી. - માટીથી અળગા થવા ઈચ્છતાજ ન હતા. તેમજ શ્રી ખુદાવિંદ શ્રી નિષ્કંલકી નારાયણ અલી સાહેબને પણ ભોંય ઉપર સુવું એટલું પ્રિય હતું કે તેઓ શ્રીની આખા દેહીએ માટી વળગી રહેલી જોઈ તેમજ બીજા ગુહ્ય ભેદોને લઈને શ્રી સદગોરજી નબી મહંમદ સાહેબ તેઓશ્રીને 'માટીના પિતા' કહી બોલાવતા.

સત્પંથી થવા ઈચ્છનારે, સ્વપ્ને પણ ઉંચા સ્થાને આસન રાખવાની અભિલાષા કરવી નહિ, તેઓને તો સોળે પ્રકારનાં શ્રૃંગાર આઠે અંગની નિરાળ રાખવાના છે, (ઉચ્ચ પાથરણું તે મૈથુનાદિ સોળ શૃંગારમાંન એક શ્રૃંગાર છે.) એ ભોગવનારા ધર્મ ભ્રષ્ટ થાયે છે.

## સંસાર વ્યવહાર.

'સંસાર વ્યવહાર' (સ્ત્રી પુરૂષનું એકાન્તિક કર્મ) મધ્યરાત્રિની સંધ્યા કરી રહી સર્વના સૂઈ ગયા પછી નિરાળા એકાન્ત સ્થળે કરવું. તદ્દન નવસ્ત્રા ન થવું. લજ્જા રક્ષણ જેટલું વસ્ત્ર તો અવશ્ય રાખવું. ગુહ્ય ઇંદ્રિયો નિહાળવી નહિ બોલ બોલ કે વાતો ન કરાય, મનુષ્ય દેહનો ધર્મ મુનિવર વૃદ્ધિનું કાર્ય જાણી, પવિત્ર સત્પંથી પુત્રની પ્રાપ્તિ અર્થે, ધર્મ સેવાનું ફળ ધારી કરવાનું છે. વિષયની સુખ પ્રાપ્તિએ ઇંદ્રિયોને તૃપ્ત કરવા કે એશ આરામ ભોગવવાની ઈચ્છાએ સહગમન કર્મ ન કરાય.

એ કર્મ સમયે વિછાણ સુવાના બિસ્તરાથી નોખો કરવો ને તે સાધારણ પાથરણું હોવું જોઈએ કે ધોતા સુગમ પડે.

સંસાર વ્યવહારનું કર્મ શ્રી સદગોરની આજ્ઞાનુ સાર તો દર માસે એકવાર સ્ત્રીને ઋતુ આવેથી છઠ્ઠે દિવસે થઈ શકે છે.

'ઉત્તમ ફળદાઈ' સ્ત્રીને માસિક રજ પ્રાપ્ત થયા પછી છઠ્ઠે દિવસે સ્નાનાદિથી શુદ્ધ થઈ બંને જણએ જાપનો મંત્ર બોલતા ફરમાન માગી પવિત્ર પ્રેમે સત્ય નિષ્ઠાએ કરવાથી થાય છે.

'મધ્યમ ફળદાઈ' રજના ચાર દિવસ વ્યતિત થએ રજબંધ થયે ચોથો પાંચમો ને છઠ્ઠોએ ત્રણ દિવસ, બંને જણા પવિત્ર પ્રેમે સ્નાનાદિથી શુદ્ધ થઈ જાપનો મંત્ર બોલતા ફરમાન માગી સત્ય નિષ્ટાએ કરવાથી થાય છે.

'કનિષ્ઠ ફળદાઈ' રજના ત્રણ દિવસ વીત્યે ચોથો, પાંચમો, છઠ્ઠો, આઠમો, નવમો, ને દશમો, એટલા દિવસ બંને જણા સ્નાનાદિથી શુદ્ધ થઈ પવિત્ર પ્રેમે જાપનો મંત્ર બોલતાં ફરમાન માગી સત્ય નિષ્ટાએ કરવાથી થાય છે.

રજના દિવસોમાં એકાંન્તીક કર્મ તદ્દન નજ કરી શકાય. કરનાર મહા દોષિત ને નાકિ બને છે.

ઉપરની ત્રણે આજ્ઞા વગરના દિવસોમાં સ્ત્રીને ફરીવાર રજ પ્રાપ્ત થાય નહિ ત્યાં સુધી સહગમન કર્મ થાય નહિ. સાતમો દિવસ સુતક ઉતારવાનો હોવાથી તે દિવસે એકાન્તિક કર્મ થાય નહિ.

સ્ત્રીને ફરી રજ પ્રાપ્ત થાય ત્યાં સુધી દંપતીએ ધૈર્યથી બ્રહ્મચર્ય પાળવનું છે. ઉત્તમ ફળદાઇ કાર્યની રીતિએ વર્તનાર નરનારીઓને શાસ્ત્રમાં ઉત્તમ બાળ બ્રહ્મચારીને બ્રહ્મચારિણી વર્ણવ્યા છે, આવા પવિત્ર બ્રહ્મચારી અને બ્રહ્મચારિણીઓની પ્રજા સદ્ગુણી બળવાન, કાન્તીવાન, શુરવીર, સત્પંથનું રક્ષણ કરનાર, મુમુક્ષુ. પવિત્ર મુનિવરોજ ઉત્પન્ન થાય છે.

એકાન્તિક કાર્ય સમયે એક રૂમાલ જેટલો વસ્ત્રનો કકડો સાથે રાખવો તે કટકો કર્મથી શાન્ત થઇ ઊઠતી વખતે સાધ્વી પોતાના અંગ ઉપર રાખી વીર્યને વસ્ત્રમાં ઝીલી લઇ નીરાળી જગ્યાએ વીર્યને સંતાડી દઇ ઇન્દ્રીય ઊના પાણીએ સ્વચ્છ કર્યા પછી હાથ, પગ, મોં ધોઇ ત્રણ કોગળા કરી વિધિયુક્ત સ્નાન કરવું. પળવાર પણ અપવિત્ર રહેવું નહિ. પહેરેલા લજ્જા રક્ષણ વસ્ત્રને પણ ધોઇ સ્વચ્છ કરી પવિત્ર કરવું. શૈયા ત્યાગતાં વીર્યથી અન્ય સ્થળ અપવિત્ર ન થાય તેની પુર્ણ સંભાળ રાખવી.

સ્વપ્નાવસ્થાના વિકારના દોષે વીર્ય સ્ખલિત થાય તો પણ તુર્ત ભ્રષ્ટ થએલ વસ્ત્રો અને શરીર ધોઇ પવિત્ર કરવા. તુર્તજ વિધિયુક્ત પિશાબ કરી વિધિ યુક્ત સ્નાન કરવું.

**માસિકને વૃદ્ધિ સુતક.**

'માસિક' સુતક સ્ત્રીને સાતમે દિવસે ઉતારવું. વૃદ્ધિ સુતક (બાળ પ્રસવનું) ચાલીસ દિવસે ઉતારવું. બળકને ધર્મ દિક્ષા (કાંકણ)ની વિધિ તેવાજ મસયે કરવી. દિક્ષા વિધિ કંઇ પ્રંસગશાત્ વ્હેલી મોડી થાય તેથી કાંઇ ઘણી અડચણ નથી. પણ સુતક તો તુર્ત મુદ્દતપુર્ણ થએ ઉતરાવીજ લેવું. સુતકીના ઘરનું કોઇએ ખાવું નહિ,-તેમજ અડવું પણ નહિ. સહભોજન અને સ્પર્શથી સુતક આવે છે. અડનારનું સુતક સ્નાન કર્યાથી અને ખાનારનું સુતક, સ્નાન કરી છાંટ નખાવવાથી ઉતરે છે.

કોઇ કુટુંબીજનને બહાર ગામ જવાનુ હોયતો તે સ્નાન કરી છાંટ નંખાવી સુતક ઉતરાવી ને જાયઃ સુતક ઉતરાવ્યા પછી જો તે સુતકી ને અડે કે તેના ઘરનું ખાય તો તેને સુતક પાછું આવે છે, તેથી સુતકીના ઘરનું પછી ખવાય નહિ.

**મરણ સુતક.**

'મરણ સુતક' શબને (મુડદાંને)સ્નાન કરાવ્યાં પહેલાં અડનારાઓને સ્નાન કરાવનારા સર્વને ચઢે છે. શબને સ્નાન કરાવ્યું હોય અને તેને સ્નાન કરેલો પુરૂષ અડે તો તેને સુતક ફરી ચઢે છે. એવા સર્વ સુતકીઓએ નવરાવેલા શબને નાહ્યા વિના અડવું નહિ.

શબને સ્નાન કરાવનાર, ઉંચકનાર, દાગ આપનાર  અડનાર સર્વે પવિત્ર હોવા જોઇએ. નહવરાવ્યા પહેલાં જે અડ્યા હોય તેઓએ શબને નવરાવ્યા પછી અડવું કે ઉચકવું હોય તો સ્નાન કરી લેવું, શબને ભુમિદાગ આપ્યા પછી સર્વ કાંધિઆ આદિઓએ સ્નાન કરેલું હોય છતાં ડાઘુઓએ (આભડનારાઓએ) તો ફરીથી સ્નાન કરવું જ.

મરણ સુતક સ્નાન કર્યેથી ઉતરી જાય છે. સ્નાન કર્યા પછી દેવ દર્શને જવામાં કે પવિત્ર વસ્તુને અડવામાં પુજા, વખત કે વગેરેમાં જવામાં કે ભાગ લેવામાં કોઇ પ્રકારનો બાધ

ત્રાથી, પણ ત્રીજે દિવસે ઉઠાસણા સમયે મરનારનાં આપ્તજનોએ તોબા તોબા કરતા રહી દોકડો દમડો મુકી છાંટ લેવી અને મરનારના આત્માના કલ્યાણાર્થે સર્વગત મંડળે 'તોબા તોબા' કરવું, અથવા જાપની માળા ફેરવી.

શબને વિધિયુક્ત સ્નાન કરાવી, અત્તર, ખુશબોઇ, કપુર, ફુલ, અબિલાદિ સુગંધી પદાર્થો સંપત પ્રમાણે અર્પવા. સફેદ, સ્વચ્છ, સ્વદેશી વસ્ત્રનો પોશાક (કફન) પહેરાવવો. ઉપરની સોડ માથાથી પગ સુધી એકેક વેંત લાંબી રાખવી અને તે જાડા વસ્ત્રની હોવી જોઇએ. પછી શબને જનાજા(ખાટલો, ઠાઠડી) માં સુવાડી મુકામ માં લઇ જવું. મરનાર પાછળ રડવું કુટવું નહિ. જાપનો મંત્ર કે 'તોબા તોબા' બોલ્યા કરવું. પુણ્ય દાનના સંકલ્પો કરવા અને મરનારના આત્માના પુણ્યાર્થે, પુજાઓ, ઉઠાસણાં આદિ ક્રિયાઓ કરાવવી. તેનું દેવું રહી ગયું હોય તો ચુકવી દેવું. શોગતો ઉઠાસણું વાળીને ત્રીજે દિવસેજ મુકી દેવો.

### મના.

'મના' (કબર, શબને દાટવાનો ખાડો) શબની લંબાઇ જેટલી ઉત્તર દક્ષિણે લાંબી, સ્ત્રીના શબના કાનની અણી સુધી, એટલે કે તેની છવેંત ઉંડી, પુરૂષના શબની છાતી જટલી, એટલે કે તેની જ પાંચ વેંત ઊંડી, પોલાણમાં શબની જરૂર જેટલી પહોળી ખોદવી.

મના તૈયાર થયા પછી માંહે અત્તર, ખુશબોઇ, ગુલાબજળ, કપુર, ફુલાદિ પવિત્ર સુગંધી પદાર્થો સંપત પ્રમાણે શબની નીચે અને આજુ બાજુ નાખવા. માંહે અગળાઇને અપવિત્ર વસ્તુ કાંઇ પણ પડવા દેવી નહિ. તેમ અપવિત્ર પુરૂષે તેમાં ઉતરવું નહિ પુર્ણ રીતે સ્વચ્છતાઇ રાખવી.

શબને મનામાં ઉત્તર દિશામાં માથુ રહે તેમ ચત્તું સુવાડી પશ્ચિમે મુખ રાખવું, વિધિના મંત્રો મુખીએ ભણવા ધીમે ધીમે શબ ઉપર પછડાય નહિ તે પ્રમાણે અને શબ દેખાય નહિ ત્યાં સુધી માટી નાખવી. ઉપર દેખાય તેવી રીતે મના બનાવી નિયમ પ્રમાણે મુખીએ મંત્ર વિગેરે ક્રિયા કરી ભોમદાગની વિધિ પૂર્ણ કરવી. (જંગલ અંદરની કબરો જનાવરો ખોદે નહિ તેવી મજબુત કરવી.)

ભોમદાગથી પરવારી સર્વ જનોએ મરણનું સ્નાન તેનો મંત્ર ભણી વિધિ સહ કરી જાપનો મંત્ર (મનમાં) જપતાં જપતાં ખાને કે હજુર સ્થળે આવી પગે લાગી મરનારના મોક્ષ માટે આશીષ માગી પોત પોતાના ઇચ્છિત સ્થળે જવું.

ત્રીજે દિવસે શોક તજવો પણ જે ગામ કે જ્ઞાતિના બાહ્ય વ્યવહારો કરવાના હોય તે વગર સંકોચે કરવા.

### લગ્ન.

'લગ્ન'ની બાહ્ય વિધિ દેશ, જ્ઞાતિ કે કુટુંબની રૂઢિ અનુસાર કરવી, પણ વર કન્યાની ગ્રથિના જોડાણનો સંકલ્પ તો સત્પંથી વિધિયુક્ત જ યજ્ઞ સમીપે મુખી હસ્તેજ થવું જોઇએ.

### દશાંશ (દસોંદ).

'દશાંશ' પૂર્ણ કમાણીનો દશમો ભાગ શ્રી ખુદાવિંદ નર નાથશ્રી સાહોજીના નિમિત્તનો કાઢી,

શ્રી સદગોરજી પ્રગટ બારે કળા સહિત હોય તો તેઓશ્રીને મુખી હસ્તે અર્પણ કરવો. શ્રી સદગોરજી જો પ્રગટ ન હોય તો શ્રી સદગોરનું મુખ તે પવિત્ર ક્રિયાચાર વાળો આજ્ઞાંકિત મુખી છે તેને શોંપી દેવો.

શ્રી નરનાથ ખુદાવિંદ શ્રી શાહોજી પ્રગટ ગાદીએ મનુષ્ય દેહે બિરાજેલા હોય છે તે સમયે તેઓશ્રીની પવિત્ર નુરાણી દેહી સોળે કલા સહિત પ્રત્યક્ષ શોભતી હોય છે. શ્રી ખુદાવિંદ બ્રહ્મ સ્વરૂપ સદગોરજીની દેહ ગાદીએ બિરાજે છે ત્યારે બાર કલા સહિત પ્રત્યક્ષ દેદિપ્યમાન હોય છે. એ કળા વિનાનું ખાલી ખોખું કોઇ ગાદીદાર કે વગર ગાદીદાર શ્રી નર,(ઇમામ) કે શ્રી ગોર(પીર) થવાનો દાવો કરતો હોય. તો તે દંભી પાખંડી, દુષ્ટ, ચંડાળ છે. તેને તુર્ત તજવો.

## ચાલીસોં.

'ચાલીસો' પૂર્ણ કમાણીનો ચાલીસમો ભાગ શ્રી સદગોરજીના નિમિત્તે કાઢી તેઓશ્રી પ્રગટ (બાર કળા સહિત) હોય તો આજ્ઞાંકિત મુખી હસ્તે અર્પણ કરવો, અને શ્રી સદગોરજી પ્રગટ ન હોય તો પવિત્ર આજ્ઞાંકિત મુખીને સોંપી દેવો.

## અર્પણનું સાહિત્ય.

'અર્પણ સાહિત્ય' સર્વ પવિત્ર હોવું જોઇએ તેને નિષેધ પદાર્થો કે નિષેધમય પદાર્થો લાગેલા કે ભળેલા ન હોય. તેના વડે તે બનેલા કે રંગેલા પણ ન હોવા જોઇએ. અર્થાત્ બાધા ચઢાવવા વાસ્તે એકવાર ચઢેલો પદાર્થ ન હોવો જોઇએ. જે ઉપર એક વાર સંકલ્પ થઇ ગયો હોય તે પદાર્થ પુનઃપૂજવા યોગ્ય કે દેવને અર્પણ કરવા યોગ્ય ન જ રહ્યો. ઉઠાસણાદિ પ્રયોગોમાં જે પદાર્થ એકવાર અર્પણ થઇ ચુક્યો હોય અને દેવની છાંટ પડી ગઇ હોય તેને તેજ ફરી તેવા કામમાં લેવાય નહિ. ચઢાવેલું કે અર્પણ કરેલું ફરી ચઢાવવાથી ઓકેલું ખવરાવવા જેટલો દોષ લાગે છે. કંઇક લોભી, દંભી ચંડાળ પુરૂષો માયાની જાળમાં ફસાયાથી આવા ગુડા કૃત્ય કરે છે તે ધર્મ નહિ પણ પ્રપંચ માનવો. ધર્મમાં લોભ કરવાનું કે માયાનો સંગ્રહ કરવાનું હોય જ નહિ. શુદ્ધને પવિત્ર વૃત્તિએ શ્રી સદગોરજીની આજ્ઞાના પાલનને જ ધર્મ કહે છે.

જે જે પદાર્થ, વસ્ત્ર, વાસણ, દાણા, નાળિયેર, નાણું, જણસ, પશુ, જમીન, સાકર, ગોળ વગેરે દેવને એકવાર અર્પણ થઇ ચુક્યો તેનો સંગ્હ કરી તેની કિંમત ઉપજાવી ન શકાએ, તેમ ફરીવાર ચડાવી પણ ન શકાએ. તેતો દાન પાત્ર જ થયું. તેને સુપાત્રોમાં, અર્થાત્ સત્પંથી હરિવંશો, પવિત્રને અશ્કત સત્પંથી સેવકો, નિરાધાર બાળકો, બાળકોને સત્પંથી કેળવણી આપતી હોય તેવી સંસ્થા, દુષ્ટ કર્મથી દુર રહેનારા અપંગો, વગેરેને વ્હેંચી દેવું. એમ કરવાથી જ અર્પણ કરનારનો શ્રમ સફળ થાય છે. એજ પવિત્ર વસ્તુનો સદુપયોગ થયો લેખાય છે.

 ...સુકરીત આદિ માલનો સંગ્રહ કરી રાખી વેચી સાટી નાણા ઉપજાવી તેનો સંગ્રહ કે વેપાર કરે છે તે દુષ્ટ ચંડાળ છે. લુચ્ચા, ચોર, ધુતારા, પાખંડી,જનોજ દેવને ચડેલો માલ વેચે છે. દોષિત કાર્યોમાં વાપરે છે, સંગ્રહ કરી દોલત વધારવાના મોહમાં પડે છે, અને પરધર્મી અને દુષ્ટજનોને પોષી સ્વધર્મનો નાશ કરાવે છે. એવા શ્રી સદગોરજીની આજ્ઞા લોપનારા ચંડાળોનો ભરોસો કરી કદી પણ તેમને પવિત્ર વસ્તુ પૂજવા, ચડાવવા કે અર્પણ કરવા સોપંવી નહિ અને તેવાઓનો ભરોસો કરનાર સત્પંથી રહી શકે પણ નહિ. ચંડાળોજ ચંડાળને આસરે રહી તેને પૂજે અને પોષે છે.

## શ્રી ગોરનરનો માલ

'શ્રી ગોરનરનો માલ' તેની વિધિ પ્રમાણે વપરાવો જોઇએ. તેનો દુરઉપયોગ કરનાર ચંડાળ છે. તેવા દુષ્ટ ચંડાળોના હાથમાં એ માલ ન આપવો ને તેઓનો ભરોસો પણ ન કરવો. એ પવિત્ર નાણાંથી પવિત્ર સત્પંથ ધર્મ વૃદ્ધિનાં કાર્યો જ થવાં જોઇએ. એ વિનાનાં બીજા સર્વ કામમાં વપરાય તેને દુરૂપયોગ કહે છે.

## દુષ્ટ ઇચ્છા

'દુષ્ટ ઇચ્છા' કોઇ કાળે સ્વપ્નામાં એ ન કરવી. પર સ્ત્રી, પરધન, પરવસ્તુ, પરધાન્ય, પરપશુ હિંસાદિક દુષ્ટ કાર્યની કામના ઉદ્દભવવા ન પામવા દેવી. નાચ, છંદ, ભાંડાઇ, ભવાઇ, નાટક, ચેટક, ઢોંગ, સોંગ, જુગાર, વ્યસન, વ્યાજ, તોફાનાદિ દુષ્ટ કાર્ય પ્રસંગોના મેળાવડામાં કે તમાસામાં, જોવા, ભાગ લેવા, કે ઉભો કરવા નજવું. શ્રી સદગોરજી આગળ હંમેશાં અરદાશ કરતાં રહેવું કે એવી દુષ્ટ ઇચ્છા કદીએ ઉદ્દભવવા ના પામે.

## આપ્ત જન.

'આપ્ત જન' મા, બાપ, દીકરા, દીકરીઓ બેનો, ભાણેજો, ભાઇઓ, કાકાઓ, ફઇઓ, મામાઓ, માસીઓ આદિ કુટુંબીજનો, ગુરૂ, ગુરૂપત્ની, ગુરૂ બેનો ને ગુરૂ ભાઇઓ આદિ ધાર્મિકજનો અપંગ અને નિરાધાર જ્ઞાતિજનોને ગણાવાની શાસ્ત્રની આજ્ઞા છે. તેવાઓમાં વિદ્યાનો પ્રચાર કરાવવો. ધાર્મિક જ્ઞાન તેઓના નિત્ય કર્મનો વિધિ કરાવી પ્રચારમાં મૂકવો. ધર્મ પ્રચાર જ્ઞાને કરી બહોળા વિસ્તારમાં પ્રસરે તેવા ઉપાયો યોજતા રહે તેવા શુદ્ધ ભાવમાં લીન રાખવા બનતું કરવું.

ધાર્મિક નિયમો ને ક્રિયાચારોનોલોપ ન થવા દે, તેમ તે પવિત્ર કાર્યોમાં આળસુ કે પ્રમાદી ન બને તેવી યોજનાએ તેઓને પ્રવીણ કરવા. એવા આપ્ત જનોની સર્વ પ્રકારે સેવામાં ને સંભાળમાં રહેવું.

## દાન પુણ્ય.

'દાન પુણ્ય' સુપાત્ર મનુષ્યોનેજ આપવું. સત્પંથની આજ્ઞાને આધિન રહેનારાઓ પવિત્ર શ્રદ્ધાળુ સત્પંથમાં દાન પુણ્ય લેવા અધિકારી ગણાએલા હોય તેઓને ફળની અનિચ્છાએ આપવું (કરવું). જેઓ દયા, ક્ષમા, દિનતા, આદિ શુભ ગુણે શોભી રહ્યા હોય, સત્પંથની

સર્વ ક્રિયાઓ શ્રદ્ધા યુક્ત પાળતા પળાવતા હોય, શ્રી ગોરનરની વાણીમાં સંકલ્પ વિકલ્પ ન કરતા હોય, શુદ્ધ વાણીને તેના મૂળ સ્વરૂપમાંજ વર્ણવતા હોય, તેમાં જોડમેળ કોઇ પ્રકારની ન કરતા હોય, શ્રી સદગોરની આજ્ઞાઓ સાચી માની તેમને આધિન રહી પૂર્ણ શ્રદ્ધા યુક્ત રહેતા હોય, એવા પવિત્ર ચારિત્ર્ય શાળી પુરૂષોજ દાન, પુણ્યના પદાર્થો લેવા-દેવા વાસ્તે સુપાત્રો છે, તેઓનેજ આપવાથી ફળ થશે.

### પરમાર્થ.

'પરમાર્થ' ગમે તે પ્રસંગે, ગમે તેવા પ્રાણીઓ સાથે, ગમે તેવે સ્થળે, ગમે તેવી સ્થિતિએ, ગમે તેવા ધર્મિ સાથે, ગમે તેવી દિશામાં, ગમે તેવા દુષ્ટ ભ્રષ્ટ કર્મચારી સાથે વગર સંકોચે કરવાની આજ્ઞા છે. ગુણ નાત જાત, લાભ કે હાનિ જોવાનું કાંઈપણ નથી. કોઇ પણ પ્રકારે સંકટમાં સપડાએલ પ્રાણી પવિત્ર સ્થિતિમાં લાવી ઉધ્ધાર કરવાના સર્વ પ્રયોગો બની શકે તેમ કરવા.

પરમાર્થનો ખરો અર્થ એ છે કે કરેલી ભલાઈનો બદલો ફળ કે લાભ લેવાની ઇચ્છા તદ્દન નજ હોયે, પરમાર્થના સર્વ કાર્ય સત્ય ધર્મપરાયણ થઇને જ કરવા.સર્વ કાર્યમાં જનમાત્ર જ્ઞાની અને સત્પંથી બની સંપીલા કેમ રહે? તેવાજ નિયમો સચવાઇ રહેતા હોય, દેશોધ્ધાર અને જનોધ્ધાર થતો હોય, એવાજ વિચારો સહિત આદરેલા કાર્યને પરમાર્થ અને પવિત્ર કાર્ય કહે છે. એજ કાર્યો સફળ ને ઉત્તમ છે.

### તીર્થ.

'તીર્થ' યાત્રાનાં સ્થળોએ જવું. જે જે સ્થળે પવિત્ર નુરી પરમ મહાન દિવ્ય જ્યોતી અખંડ પ્રકાશીત પરમ પરમાત્મા આદિ પુરૂષે મનુષ્યદેહે સ્મરણ કરી પવિત્ર કાર્યો કર્યા છે.-જે સ્થળો ને શ્રી મુખે પવિત્ર તરીકે વર્ણવ્યા છે તેવાં સર્વ સ્થળો તીર્થ યાત્રાનાં સ્થાનકો છે. પોતાનાં ગૃહ કાર્યોથી નિવૃત્ત થઇ શાન્તવૃત્તિથી અમુક અમુક સમયે યાત્રાએ જવું જ, ઉત્તમ યાત્રી તો પગે ચાલી યાત્રા કરનાર જ લેખાય છે, અશક્તતાએ અને દુર દેશનો લાંબો પ્રવાસ હોય તો વાહનની જોગવાઇ કરી જનાર યાત્રાળુને પણ ફળ પ્રાપ્ત થાય છે. પવિત્ર સ્થળોએ તેવી તેવી ઘટનાઓ બની છે શ્રીજી એ ક્યા ચરિત્ર અત્રે કર્યા છે તેનું હૃદયપટ પર ચિત્ર દોરી ધ્યાન કરવું. એજ ભુતકાળનો સમયઆજજ પ્રવર્તતો હોય! તેવી કલ્પનાએ દર્શન કરવું. 'શ્રીજી મારી સમક્ષ છેને હું આ સમયે સેવામાં ઉભો છું. પગે લાગું છું. એવું ધ્યાન ધરવું. એવી પવિત્ર કલ્પનાથી વૃત્તિઓ જાગૃત થઇ, મન શાન્તિ પામી પવિત્ર પણે ધર્મ દઢ થાય છે. અને મોક્ષને પમાય છે.

માર્ગમાં દરેક સમયે શ્રી ગોરનરની આજ્ઞા પ્રમાણે પવિત્ર વિભુતિનું જ ધ્યાન કરવું. રટણ સ્મરણ, જપના, લવના વિચારાદિ સર્વ તેમના જ રાખવા. અન્ય ઇચ્છા કે વાસના જરા પણ ઉદભવવા દેવી નહિ.

પવિત્ર સ્થળોએ બનતા સુધી નિત્ય અપવાસિત અને જાગૃત રહેવું. સવાર, સાંજ બંને વેળા

 પ્રસાદિના સ્થળોએ દર્શનાર્થે જતાં ભેટ કે સોગાદ ગજા સંપત પ્રમાણે લઈને જવું. ખાલી હાથે ન જવાય. દર્શન સમયે શ્રીજી એ-તે સ્થળે જે સ્વરૂપ ધારણ કર્યું હોય, જે કાર્યો કર્યા હોય તે બંધુ એક પછી એક સંભારી તેનું સ્વરૂપ હ્રદય ઉપર ચીતરી લેવું. જાણએ એજ લીલા અવલોકી રહ્યા છીએ, એ ભાવનાઓ રાખી યાત્રાનાં સ્થળોએ ફરવું.

દિવસે નિત્ય કર્મ અને દર્શનાદિ સર્વ કર્મ આટોપી લઇ શ્રી મુખની પવિત્ર વાણીનું પઠન, પાઠન, શ્રવણ, મનન, નિદિધ્યાસન, સત્સંગાદિથી નવીન જ્ઞાન મેળવવાના પ્રયત્ને પ્રેરિત રહેવું. પવિત્ર અધિકારી પાત્રોનેજ દાન દેવું યાચકોને પણ સંપત પ્રમાણે સંતોષવા.

યાત્રાદિ કોર્યાથી પરવારી સ્વસ્થાને પોહંચતાં સુધી માર્ગમાં પણ અન્ય ભાવનાઓ ઉપજવા દેવી નહિ. પવિત્ર સ્થળોનો ચિતાર આબેહુબ દ્રષ્ટિ આગળ નિત્ય રાખવો. એજ સ્થળ ફરીએ છીએ, દર્શન કરીએ છીએ એવા ભાવો જાગૃત રાખવાને બનતુ કર્યા કરવું.

સ્વઘરે પણ એજ સ્મરણ રહે ગ્રામવાસીઓ આગળ વર્ણન કરી યાત્રાની ઇચ્છા સુદ્ધ ભાવે ઉપજે તેવા પ્રકારે કથા કરવી. પોતાની ભાવનાઓ પુનઃ પુનઃ નવીન કરવી. દાન પુણ્ય જમણવારાદિ કરવા.

સત્પંથે સ્વીકારેલા ભારતવર્ષે કળિયુગના પવિત્ર સ્થળો આ પ્રમાણે છેઃ-

૧. શ્રી પીરાણા(ઇમામપુર-હીમપુર) જી. અમદાવાદ. દેશ ગુજરાત.
૨. શ્રી ખંભાત ઠે. નારંગસર તળાવ કાંઠે.
૩. શ્રી પાટણ સરસ્વતી નદી કાંઠે.
૪. શ્રી દેવા ગમા જી. ખેડા (ચિલોતર)
૫. શ્રી રૂણ ગામે જી. ખેડા (ચિલોતર)
૬. શ્રી અમદાવાદ. ઠે. સારંગપુર દરવાજા બહારક અને કોચરબે.
૭. શ્રી કુક્સ. તા. સીનોર. રાજ્ય વડોદરા. (કાનમ પ્રા.)
૯. ધોળકા (વૈરાટ) દક્ષિણે બારની બાજુ.
૧૦. શ્રી સાબરમતી નદી. અમદાવાદ. જમાલપુર દરવાજા પાસેના ફાટે આરેથી તે નવા પરાના આરા સુધી. (અમદાવાદથી ધોળકે જતા રસ્તામાં આવે છે.)

## સંકટ સ્થાનો.

'સકંટ સ્થાનો' જ્યાં જ્યાં નરનાથ શ્રી સાહેજી કે શ્રી સદગોરજીનાં પવિત્ર નુરાણી શરીરોને ચંડાળ પુરૂષોને લીધે કષ્ટ સહન કરવું પડ્યું હોય, કંટાળી જે સ્થળનો ત્યાગ કર્યો હોય, જ્યાં ભ્રષ્ટાચાર પ્રવર્તતો હોય, પાખંડ પૂજાતું હોય, શ્રી જીના, સત્પથીઓની કે સત્પથની નિંદા થતી હોય, ધર્મ ભ્રષ્ટ થવાતું હોય, શ્રી સદગોરની આજ્ઞાનું પાલન ન થતું હોય, ધર્મને બાને જ્યાં ઢોંગ પુજાયો હોય તેવા સર્વે સ્થાનો 'સંકટ સ્થનો' લેખાય. એ સ્થળો જવાનું થાય ત્યારે શ્રીજી ને પડેલું સંકટ સંભારી શ્રીજી એ કેવી ક્ષમા રાખી, અને કેવી

સત્યનિષ્ઠાથી શિયળ સાચવ્યું, કેવી ઉત્તમ રીતે ધૈર્ય રાખ્યું- એવા ઉત્તમ ગુણો આપણે ગ્રહણ કરવાને બનતું કરવું. દુષ્ટતામાં ફસાએલા ઉપર દયા રાખવી તેઓને સત્પંથે પ્રેરવા અને કુંપંથીથી પ્રંપંચીઓને પાછા હઠાવવા પ્રયત્ન કરવો. એવે ઠેકાણે નાણાં આપી કુતર્કોને ટેકો આપવો નહિ. નહિ તો ધર્મ તોડવા જેટલો દોષ લાગશે.

## પુણ્ય તિથિઓ.

'પુણ્ય તિથિઓ' શ્રી પવિત્ર પુરૂષોના પુણ્ય કાળ યાદ અપાવનારી હોવાથી સ્મરણમાં રાખવા અને તે પવિત્ર તિથિઓના ઉત્સવોમાં ભાગ લેવા સારૂ એ પવિત્ર સ્થળોએ જઇ ભાગ્યશાળી થવું. જો કોઇ તિથિએ પવિત્ર સ્થળે ઉત્સવમાં ભાગ લેવા જઇ ન શકાય તો પોત પોતાના ગામના ખાનામાં એ પવિત્ર ઉત્સવો પૂર્ણ ઉમંગે ઉજવવા. ગતમેળો કરવોઃ સ્વગૃહો, માર્ગો, ખાના વગેરે શણગારવા(દિપાવલીઓ, વાવટા, તોરણ, ફુલ, પાન, ગોટા, માંડવા, ચંદરવા આદિ બાંધી શુશોભિત કરવા) સારા અને પવિત્ર વસ્ત્રાભૂષણ ધારણ કરી સુગંધાદિ દ્રવ્યો લગાવવા. ગૃહકાર્યો(ખેતી, વેપાર, વણઝ, મઝુરી આદિ સર્વ પ્રકારની રોજગારી) બંધ કરી, સત્સંગ કે ધ્યાનાદિમાં નિમગ્ન કહેવું. દુષ્ટ વાસના ઉપજવા ન દેવી. સારાં સારાં ભોજન પવિત્ર રાંધી પ્રસાદ ધરાવવા. દાન પુણ્ય કરવું અને આવી રીતે પવિત્ર કાર્યોમાં પ્રવર્તવું.

## વૃત.

'વૃત' શુક્રવારે ચંદ્રોદયનું અર્થાત શુક્રવારી બીજનું પુર્ણ વિધિસહ કરવું. ગુરૂવારની સવારથી વ્રતનું મંગળાચરણ થાય છે. ગુરૂવારે આખો દિવસ(ચાર પહોર) કોઇએ ખાવું, પીવું, સુંઘવું કે ચોપડવું નહિ. એવી વિધિનો અપવાસ રાખી જાપનો મંત્ર જપ્યા કરે, અથવા ભજન શાસ્ત્રાદિ શ્રી મુખવાણીના બોલે કે શાંભળે. (શ્રીમુખની વાણી બોલતાં કે શ્રવણ કરતાં ઝાણે કે શ્રીજી પોતે સમક્ષ વદી રહ્યા છે તેવો ભાવ ધ્યાન સહિત રાખવો.) વખત તો તેના સમયે કર્યા કરવા. રાત્રિએ સમી સાંજની સંધ્યા કરી રહ્યા પછી યજ્ઞમાંના શાહના થાળની પ્રસાદી પાવળ સાથે આવે તે આરોગી. પાણી ચળુ કરવા જેટલું પી, આખી રાત (ચારે પહોર) જાગરણ કરી રાત્રિ સત્સંગમાં કે ધ્યાનાદિમાં વયતીત કરવી. તે સમયે કાંઇ પણ ખાવા, પીવા કે ઉંઘવાની ઇચ્છા કરવી નહિ, મધ્યરાત્રિની સંધ્યા પછી ઇચ્છેલ કે પ્રાસંગિક યજ્ઞ(પૂજા) હોય તોજ તેમાં શાહ થાળને પાવળ ગ્રહણ કરવું, ચળુ જેટલું પાણી લેવુઃ બીજું કાંઇ નહિ, શુંક્રવારે આખો દિવસ(ચારે પહોર) ગુરૂવારના દિવસની પેઠે જ અપવાસ રાખવો. સાંજે ચંદ્ર દર્શન કરી, સમી સાંજની સંધ્યાથી પરવારી, વ્રરતના બારે પહોર ચંદ્ર દર્શનથી પુરા થાએ. યજ્ઞથી પરવારી પોણો આહાર કરવો. ચંદ્ર દર્શન કરી પાત્રોનો પુણ્ય દાન દેવા. (કુપાત્રને દાન આપવાથી વ્રત નિષ્ફળ થાય છે.)

ગતમેળો, જમણવાર, પુણ્યદાનાદિ ઉત્તમ કાર્યો કરવાનું સત્પંથીઓનું આ મોટું પર્વછે. આ વ્રતના દિવસો જો પવિત્ર પુણ્ય ભૂમિ શ્રી પીરાણામાં વ્યતિત થાય તો એથી અધિક એકે પુણ્ય નથી. યુગ પર્યંતની શુક્રવારી બીજો કર્યાનું ફળ થાય છે.-પણ વિધિયુક્ત થાય તોજ.

આ પવિત્ર દિવસોમાં સર્વપ્રકારનાં ગૃહકાર્યો બંધ રાખી ફક્ત સત્સંગ, ધ્યાનાદિ ભક્તિ ભાવોમાંજ નિમગ્ન રહેવું.
જ્ઞાતિ કે ગતાદિ ધાર્મિક જનોને સંપત પ્રમાણે ભોજન આપવું હોયતો શનીવારે સવારમાં યજ્ઞ કરાવી અપાય છે. સંપત પ્રમાણે પવિત્ર હરિવંશ, પવિત્ર મુખીઓ, પવિત્ર મુસાફરો, પવિત્ર ભક્તાદિને તેડાવી આપવું એ ઉત્તમ છે. ખાનાઓ, માર્ગો, સ્વગૃહો, વગેરેને માડવા, તોરણ રૂશ્નાઈ(દિપાવલી) આદિ શોભાની સામગ્રીથી શણગારવા. શરીરે પણ પવિત્ર વસ્ત્રો, સુગંધી દ્રવ્ય, આભૂષણ વગેરે ધારણ કરવા. પર્વનો દિવસ ઉમંગ અને ખુશી આનંદમાં વ્યતિત કરવો. ઉમંગની અંદર કોઇ પણ કાર્ય ધર્મ ભ્રષ્ટ કરે એવું ન થવું જોઇએ.

## ઉપાસના.

'ઉપાસના' શ્રી ઇમામગોરની આજ્ઞા ધ્યેય પણેરાખી તદનુસાર સ્વીકારવી. પાણી પત્થરાદિ પાખંડીને ઢોંગી ધતિંગો ટાલી દેવા. ધર્મમાં ભેળ થવા ન પામે તેવી સવજ્ઞ પ્રકારની સામગ્રી રાખવી.

## પાઠને સ્વાધ્યાય.

'પાઠને સ્વાધ્યાય' શ્રી ઇમામ ગોરનાંજ વચનામૃતોનું જ હોવું જોઇએ, આકાશી (અપુરૂષ્ય) વાણી વેદો, કિતાબોનું આપણે સમજી શકીએ તેવી શૈલીમાં આપણા જ સત્પંથના મહાન નરો શ્રી ગોર કે શ્રી શાહોજીરૂપ વ્યક્તિઓએ ભાષાંતર (અર્થ) કર્યુ હોય તેના પાઠો કરવા. અન્ય ધર્માવલંબીઓના જોડેલા, મેળવેલા, રચેલા પુસ્તકોનો પાઠ કે અભ્યાસ ન કરવો. તેમ એવું અન્ય સાહિત્ય જો સત્પંથના સાહિત્યમાં પેસી ગએલું દેખાએ તો તરત તે પર સાહિત્ય જુદું કાઢી ત્યાગી દેવું. એવા પર સાહિત્યનો પેસારો કરનાર દાંભિક પુરૂષ મહાન્ ચંડાળ છે. એવા ધુર્તોને પ્રથમથીજ ત્યાગવા પર વાણીના પ્રવેશથી અન્યનો ઢોંગ ધર્મમાં પેસી જાયછે, તેથી ઢોંગીઓ ફાવી જવા પામે છે. ઢોંગીઓનો પેસારો થતાં ધર્મમાં ભેળ પડતાં ધર્મ અર્ધદગ્ધ (ભેળ સેળીઓ) બની જવાથી નામનો પણ ધર્મ રહેતો નથી અને છેવટે પડી ભાંગે છે.

## પરપુસ્તકો.

'પરપુસ્તકો' કહેવાય છે તે (અન્ય ધર્માવલંબીઓએ કલ્પેલું સાહિત્ય.) સત્પંથીઓએ શોધ ખોળની દ્રષ્ટિએ વાંચવું. તેના નિયમો કાંઇ સત્પંથીઓને બંધન કર્તાનથી. માત્ર તેમાની સત્યતા ને પવિત્રતાજ ગ્રહણ કરવાની છે. સત્પંથીએ ગમે તેધર્મ કે સાહત્યિની સત્યતા, પવિત્રતા અને ઉત્તમ ભાવનાઓ ગ્રહણ કરવાની છે, તે માંહેની સત્યતાનો અનાદર ના કરી શકાય, જો શ્રી સદગોરની આજ્ઞાનુસાર હોય તોજ. સાહિત્યવાલા ધર્માવલંબીઓ જો તે પવિત્ર નિયમોનું સેવન કરતા નહોય તો તેઓને વીનવી તે પ્રમાણએ ચાલવા ઉમંગ દેવરાવવો. તે સાહિત્યમાંથી પવિત્રતા શોધી અન્ય ધર્મીઓને દેખાડી આપવાથી જ તમે સત્પંથની ઉત્તમતા સિદ્ધ કરી શકશો.

ગમે તે ધર્મનું સાહિત્ય વાંચતાં તેની દુષ્ટ બાજુ ધ્યાનમાં ન લેવી. તેમ તેની નિંદા પણ ન કરવી.

નાસ્તીકોનું, પાંખંડીઓનું, પાખંડી પૂજકોનું. કૃત્રિમ ધર્માવલંબીઓનું, નાચ, છંદ, ભાંડ, ભવાઈનું, શ્રૃંગારનું ને હાસ્ય વિનોદાદિનું, બુદ્ધિ ભ્રમિત થતી હોય તેવું સાહિત્ય કદીએ વાંચવું, વંચાવવું સાંભળવું, સંભળાવવું, ખરીદવું કે ખરીદાવવું નહિ.

## સત્પંથી કર્મ પ્રયોગ.

### પ્રકાશ બીજો.

### વ્યક્તિ ગત ધર્મ.

### મા, બાપ.

'મા, બાપ' ગુરૂ, ગુરૂપત્ની, દાદા, દાદી, નાના, નાની, કાકા, કાકી , મોટો ભાઇ, મોટી બેન, ફઇ , માસી આદિ વડીલોની સેવાએ તેઓની આજ્ઞાધિન રહેવું. તેઓ સમીપ ઉગ્રભાવે જવું કે બોલવું નહિ તેમના કરતાં ઉચ્ચસ્થાને બેસવું નહિ, તેઓ નિરંતર સુખી રહે અને માન ભંગ ના થાએ, તેઓની પવિત્ર પદવી જળવાઇ રહે તેવી રીતે તેમને રાખવાની કાળજી અહો નિશ રાખવી. અન્ય કુટુંબીજનો પણ રહેણી કહેણીએ રહે તેનો વિવેક જાળવતાં રહેવું અને જળવાઇ રહે તેવું શિક્ષણ આપ્યા કરવું.

### કુટુંબ.

'કુટુંબ' સાથે સભ્યતાએ સ્નેહયુક્ત ભાઇચારે વર્તવું. એક બીજાની મદદે જરૂર પડે આવવું ને જવું. સદાને માટે સંપ અખંડ રહે તેવી કાળજી રાખવી, કુસંપ ઉપજે તેવા કાર્યો કદાપિ ન થવા દેવા. ખાર, વેર, ઈર્ષા, અદેખાઇ, લોભાદિ દુષ્ટ વૃત્તિઓનો ત્યાગ કરવો ને કરાવવો.

### સ્ત્રી.

'સ્ત્રી' એ પોતાના પતિને ઈશ્વર તુલ્ય પૂજ્ય, સૌભાગ્યદાતા માની તેને આધિન ધર્મ સચવાય ત્યાં સુધી રહેવું. ધર્મભ્રષ્ટ કરનારી આજ્ઞા લોપવામાં દોષ નથી.

સર્વપ્રકારના સ્ત્રી ધર્મો, તેમજ રજાદિ સુતકો નિતિયુક્ત સાચવી પાળવા. પતિસેવાથી પરવારી આજ્ઞા લઇ દેવમંદિરે દર્શનાર્થે જવું. દંપતી એકજ ધર્મમાં હોય તો સાથે જવું ઉત્તમ છે. પતિ આજ્ઞા ન આપે તો ઘરે ધર્મ નિયમો જાળવી પતિસેવા પરાયણ રહેવું.

ગૃહકાર્યો ધર્માનુસારજ કરવા. સાસુ સસરા આદિ ઈષ્ટજનોની માબાપ જેટલીજ અદબ રાખવી. પર પુરૂષને ભાઇ, બાપ તરીકે લેખવો. તેનું ઉત્તમપણું, કાન્તિ, તેજ મોટાઇ, બળ, રૂપ, ગુણ, હાસ્યવિનોદ, ચેષ્ટાદિ સ્વપ્ને પણ સંભારીને આસક્ત થવું નહિ. પરપૂરૂષ સાથે એકાન્તમા કદી એ ઉભા ઉભા કે બેસીને વાત કે વિચાર કરવા નહિ. ક્ષણવાર ઉભા પણ ન રહેવું. ગમે તેવી ભયંકર આપદ્‌ના વખતમાં પણ જે ઘરમાં પરપુરૂષ સૂતો હોય તે ઘરમાં ગમે તેવા આપણા સ્નેહીઓ સાથે હોય તોપણ યુવાન સ્ત્રીએ સુવું નહિ.

બાળબચ્ચાં, કુટુંબીજનોને ધર્મશિક્ષણ આપતા રહેવું. પવિત્ર નીતિ અને વ્યવહાર સાથે ધર્મ

રહી સંપ જળવાઇ રહે તેવી રીતે વર્તન રાખવું ને રખાવવું.

પ્રજાને સ્વચ્છંદી થવા દેવી નહિ. ધર્મપરાયણ, નીતિનિપુણ અને કેળવાએલી નીવડે તેવી કાળજી રાખવાની ફરજ માતા તરીકેની સ્ત્રીઓને છે.

જગતમાં પ્રધાનપદે સુધારાની મુળ માલિક અને દાતા માતારૂપ સ્ત્રીઓજ ગુરૂ છે. જેની માતા કુભારજા, વઢકણી, ગંદી હશે તેની જ પ્રજા દુષ્ટ અને દુરાચરી નીવડી રોગી અને અલ્પ આયુષ્યવાળી થશે. 'સ્વતંત્રતાનાં ફળ ભયંકર છે.'

## પુરૂષ.

'પુરૂષે' પોતાની સ્ત્રીને અર્ધાંગના ગણી તેની સાથે બેદરકારીથી વર્તવું નહિ, જુલમ ગુજારવો નહિ, બિભસ્ત વ્યવહાર લેવો નહિ, હદ ઉપરાંત કામ લેવું નહિ અને તેનું શિયળ, શરીર, લજ્જા: અને ધર્મનું રક્ષણ કરવું. વડીલોની સમીપ સ્ત્રી સાથે છુટથી ભાષણ ન કરવું અને પોતાની સ્ત્રી પોતાના વડીલોની સેવા સ્વીકારે તેવું શિક્ષણ તેને વિનયથી આપવું. મોક્ષધર્મ, કુળધર્મ જ્ઞાતિ અને ગ્રામ્યધર્મોથી પ્રવીણ બનાવવી અને ગૃહકાર્યામાં સહભાગિણી બનાવવી, ક્લેશથી પ્રજા નિઠોર થઇ ચંડાળ બને છે.'

ભાઇ, ભાંડુ, બાળબચ્ચાં અન્ય કે સ્વજન સમીપ સ્ત્રીની હાંસી, મજાક કે અમર્યાદિત ચેષ્ટા કે ચાળા કંઇ કરવા નહિ. અદબ, માન, આભરૂ, લજ્જા, અને ધર્મ જળવાઇ રહે તેમ વિવેક નો પ્રબંધરાખવો.

પર સ્ત્રીને મા, બેન તરીકે ગણી તેના રૂપ, ગુણ, ચાળા કે ચેષ્ટા ઉપર મોહિત ન થવું. તેના મજાક, મરોડાદિ ચાળા સ્વપ્ને પણ સંભારવા નહિ. આઠે પ્રકારના મૈથુનનો ત્યાગ કરવો તેમ તે સંભારવાની પણ ઇચ્છા ઉદ્દભવવા દેવી નહિ.

પ્રજાને, વિદ્યા,ધર્મ,નીતિ, હુન્નર કારીગરી, ધંધો કે રોજગારની ઉત્તમ પ્રકારની કેળવણી આપવાનો બોજો મહાન્ ગુરૂ પિતારૂપ પુરૂષ ઉપરજ છે. એ ફરજ જે પૂરૂષ બજાવતો નથી અને પ્રજા મૂઢ ઉછરે છે તેને પુર્વના ચંડાળ જન્મથી મનુષ્ય થએલો ઓળખવાની એંધાણી છે અને મુવા પછી મહાનીચમાં નીચ જન્મે નર્ક ગામી થવાનો પુરાવો છે. એ રૂણ ગમે તે ભોગે પુરૂષે ઉતારવું જોઇએ.

મોટી ઉંમરે લગ્ન થાય તો તે ઉત્તમ છે. આપત્તિને લીધે અથવા કંઇ પ્રસંગવશાત્ નાની વયમાં લગ્ન કરાવી લેવાય છે.પણ ગૃહસ્થધર્મનો પ્રવેશકાળ તો અનુક્રમે વીસ અને સોળ વર્ષ જછે. તેવો પ્રસંગજ ઓછી વયે ન આવવા દેવો તે ઉત્તમ છે.

બાળકો આનંદી સ્વભાવવાળાં કેમ બને તેની કાળજી તેમને ઉછેરનાર માબાપે કરવાની છે. દુષ્ટ સંગ, દુષ્ટ ખોરાક, કુટેવો, સેલસપાટાની આદતવાળાં અને વ્યસની ન બને તેવી કાળજી પ્રથમ થી પુર્ણ રીતે રાખવી.

## બેનો, ભાણેજો.

'બેનો, ભાણેજો' ની દેખરેખ રાખવી એ મહા પુણ્યનું કાર્ય છે. તેઓની સેવાને ટેલ કરતાં

રહેવું. એઓ પુણ્ય કરવાનું સ્થળ હોવાને લીધે તેમને ધર્મ દેહ્લી (ધર્મનો ઉંબરો) કહે છે.

બનતા પ્રયત્ને તેમને દરેક પર્વે, લગ્ને, ઉસ્તવે કે પવિત્ર દિવસે નોતરી, જમણ, વસ્ત્રો, આભૂષણ, રોકડ વગેરે સંપત પ્રમાણએ આપવા . તેમની સુખે દુઃખે સંભાળ લેવી. આપત્ કાળના સર્વ પ્રસંગોમાં જાતે જઈ નાણાદિથી મદદ કરી તેમનું સક્ષણ કરવું.

ધાર્મિક શિક્ષણ પુર્ણ આપવું. જો તેઓ ધર્મ કાર્યમાં ભાગ લેવા બેદરકાર રહેતા હોય તો શિખામણ આપવી. ધર્મ વિરૂદ્ધ વર્તતા હોય તો સર્વ પ્રકારે ત્યાગી દેવા.

### દીનજનો.

'દીનજનો'ગામ, પરગામ, સ્વ કુટુંબ, કે સંપ્રદાયનાં સર્વ પવિત્ર વૃત્તિવાળાનું પોષણ થાય તેવી કાળજી રાખવી. દીન જનો ધર્મને દેહ શુદ્ધ નીતિ રીતિએ ટકાવી - સાચવી શકે તેવી ગોઠવણ કરવી- અથવા ગોઠવણ કરાવવાનો પ્રયત્ન કરવો.

### ભક્તો.

'ભક્તો' સત્પંથ શાસ્ત્રાનુસાર પવિત્ર ભક્તિ, નિયમ ધર્મ સાચવી કરતા હોય તેવા સર્વનું સન્માન વડીલો પ્રમાણે કરવું. ગામમાં કે અન્ય સ્થળોએ તેમની પ્રતિષ્ઠા જળવાઇ રહે, તેઓની પાસે સત્સંગથી સત્પંથનો પ્રચાર કરાવી વિસ્તાર વધારવા ધર્મ શાસ્ત્રની કથા, કિર્તન કરાવવા.

સત્પંથી આલમને પુત્રવત્ લેખી તેઓએ સદા શાસ્ત્રના ઉપદેશે ભક્તિ જ્ઞાનનો પ્રચાર કરતા ફરવું. સાવ સ્વાદ ત્યાગવા. કોઇપણ પ્રકારનો મોહ કે પ્રેમ રાખવો નહિ. ઈર્ષ્યા આળસ વગેરેને ત્યાગવા. સદા શાસ્ત્રાનુસાર જ રહી નમ્રતાઇ મુકવી નહિ. શૈયા પૃથ્વી પટ્ની કરવી.

### આગેવાનો.

'આગેવાનો' ગામના, જ્ઞાતિના અને ધર્મના સશાસ્ત્ર નીતિ રીતિ યુક્ત હોય તો તેઓની મર્યાદા જાળવી આધિન રહેવું. માંહોમાંહેના કજીઆ, ટંટા, બખેડા આદિનો નીવેડો તેઓ પાસેથી લેવો. તેઓની ધર્મ ભ્રષ્ટ કરનારી કે નીતિ ભ્રષ્ટ કરનારી કોઇ પણ આજ્ઞા માનવી નહિ.

આગેવાનોએ વેહ્રોવંચો કરવો નહિ. તમામને પોતાના પુત્રવત્ લેખી પુર્ણ ધર્મશાસ્ત્રાનુસાર ન્યાય કરવો. પક્ષાપક્ષી કે વેહ્રોવંચો કરનારો આગેવાન કે પંચાતીઓ ચંડાળ છે, તે કોઇક દિવસે નષ્ટ ભ્રષ્ટ થઇ જશે.

### પેટીઆ. (ભગવું લેવાની ઈચ્છાવાળા.)

'પેટીઆ' કે જેઓ ઉદર નિર્વાહાર્થે સંસ્થાઓમાં આવી પોષાય છે. તેઓએ સંસ્થાના તેમજ ધર્મના નિયમો પૂર્ણ કાળજી રાખી પાળવા. મૂળ સ્થિતિ કે જેને લીધે, ઘરબાર, કુળ, જ્ઞાતિ, અને ગામ તજીને આવવું પડ્યું હોય તે નિત્ય સંભારી રાખવી. સદગોરના શિષ્યો તરફથી મળતા માન, પાન, નાણાં, વૈભવાદિ જોઇ ફુલાઇને ધર્મ ભ્રષ્ટ ન થવું. દોલત ઉપર મોહીને અંધ ન બનવું. મનમાં કોઇપણ પ્રકારની મોટાઇનો વિચાર આવવા ન દેવો, સેવાભાવ અને

દીન વૃત્તિએજ રહેવું.
હરિવંશ મુખી, મુખ્ય કાર્યવાહક મુસાફર સાધારણ મુસાફર કે કામદાર મુસાફરોની આમન્યા લોપવી નહિ. સંસ્થાની, હરિવંશની, સર્વ કાર્ય કરતા મુસાફરોની, અતિથિઓની અને સેવકોની સેવા પ્રેમપૂર્વક કરવી.
મુસાફરો સાથે મુસાફરીમાં હોય ત્યારે મુસાફરોને બાધ ન આવે અને નિયમ સંયમાદિ ધર્મ સચવાએ તે રીતે વર્તવું, નાણા સંબંધી વ્યવહાર ઉદાસ વૃત્તિએજ કરવો. મુસાફરોને પૈસાદિને અડવું પડે તે જાળવતાં રહેવું. મુસાફરોને ધર્મ ભ્રષ્ટ ન થવા દેવા. ધર્મ ભ્રષ્ટ થતા મુસાફરની બરદાસ કરવી નહિ.
મુખ્ય કાર્યવાહક મુસાફર કે અમુક કાર્ય કર્મચારી મુસાફર જે કામે મોકલે તે કામ શાસ્ત્રાનુસાર હોય તો વગર વિલંબે કરવું. તેનો અનાદર કરવો નહિ. શાસ્ત્રો શીખવા, શીખવાડવા, વિદ્યાભણવી ને ભણાવવી, સગા સંબંધી જ્ઞાતિ આદિ સર્વના મોહને ત્યાગી શ્રી સદગોર સાથે સ્નેહ જોડી તેઓશ્રીના વચનને આધીન રહી સેવામાં નિમગ્ન રહેવું.
સંસ્થાના ખેતર, વાડી, શીમ, ગૌશાળા, નોકર ચાકર વિગેરેની દેખરેખ ને તપાસ જાતે રાખવી. આ સંસ્થા અને તેના અંગનું સર્વ પ્રકારનું સાહિત્ય સદગોરનું છે, હું માત્ર સેવક છું, દાસ છું, મારે તો સાચવીને સેવા કરવા જેટલોજ અધિકાર છે, તેનો ઉપયોગ કરવાને હું લાયક નથી, એવા સત્ય ભાવે ઉદાસી રહી મૂળ ગરીબીએજ સેવા કરતા રહેવું.
પેટીઓ જ્યારે પૂર્ણ ક્રિયા, નિયમ, ધર્મ જ્ઞાનાદિ જાણી, શીખી, પાળી પારાંગત થઈ જાય ને તેને મુસાફર થવાની ઈચ્છા હોય, તે સર્વ નિયમો અચુક વગર ટૂટયે જાળવી પાળી શક્યો હોય, પાળ્યા કરશે તેવી તેમાં શક્તિ હોય ને સ્વીકારતો હોય ત્યારે જ તેણે શ્રી હરિવંશના પવિત્ર પુરૂષો આગળ પ્રતિજ્ઞા કરવી કે 'આ સત્શાસ્ત્રના મુસાફરપણાની સર્વનિયમો વગર ટૂટયે પાળીશ ત્યારે જ હરિવંશજનોએ પોતાના મુખ્ય કાર્યવાહક મુસાફર અને અન્ય મુસાફરોથી તપાસને સલાહ સૂજ કરી પૂર્ણ ખાતરી કરી પેટીઆને મુસાફરની પદવીનું ચિન્હ ભગવા રંગનું વસ્ત્ર આપવું.
ભગવું વસ્ત્ર માટીના રંગનું છે. એ રંગ માથે બાંધી ફરવાનો હેતુ એટલોજ કે શરીર માટીનું, ઉપર માટી, નીચે માટી, છેવટે આ શરીર 'માટીમાં જ મળવાનું છે. માટીમા 'જતાં આજ માટી મારી ચોદિશાએ ફરી વળશેઃ છેવટની આશ્રયદાતા અને સંઘાતી માટી છે. માયા, દોલત, કુટુંબાદિ સાથે નહિ આવતાં આ માટી જ સાથે રહેશે. એવો મોતનો ભય રહી છેવટનું ભાન રહે. દુષ્ટ કાર્યને મોહમાં ન સપડાય એવા પવિત્ર હેતુએ પવિત્ર પુરૂષોએ માટીનો રંગ પસંદ કરી ઉત્તમ માન્યો છે. મુસાફર બનવાની પ્રથમ શ્રેણી થઈને આવે છે, પછી તેને મુસાફર બનાવે છે.

## મુસાફરો.

'મુસાફરો' (અર્થાત્ મુસાફરી કરનાર, પ્રયાણ કર્યા કરનાર, એક જ જગ્યાએ ન રહી શકે

તેવા, જેને હંમેશા મુસાફરી કરવાની છે તે , સફરી, જનારા, આ લોકમાં અરૂચિ થઇ હોય તેવા, ઉચાટ મનના, પર લોકની અરૂચિવાળા,. દેવલોકમાં જવા ઇચ્છનાર, અહીંથી જનાર, આ લોક ત્યાગી દેનાર, મડદું, મુવેલા, નિસ્પૃહી, માયાથી નિવૃત્ત થએલો, મુમુક્ષુ, કુટુંબાદિની મોહજાળથી કંટાળેલો ઉદાસી, માયારહિત, ત્યાગી, મમતા રહિત થનારો, સન્યાસી, આજ્ઞાંકિત, ભક્ત, સંયમી, ફકીર, પરદેશી, પંથી) કાકાઓ જેનું બીજુ નામ છે તે જેને પેટીઆઓમાંથી બનાવવામાં આવે છે તે, તેમાંના કેટકાલ ઝોળી ફેરવવા ગામોગામ સત્પથીઓમાં વિચરે છે, કેટલાક આશ્રમનાંજ કાર્યો કરે છે, કેટલાક સંસ્થાની સેવાના કાર્યોએ નિયુક્ત કરેલા હોય છે. જેમકે ગાદીની, રોજની, ઢોલીઆની સેવા કરવી. કોઠારી, કારભારી, ખેતી આવતા સેવકો આશ્રિતો અને અતિથીયોની દેખરેખ ને સંભાળ રાખી સેવા કરવી, સદાવૃત્ત દેવાનુંઃ દરબાનપણું કરવું વગેરે.

'મુસાફરો' શ્રી સદગોરની સંસ્થાના સેવા કરનારા હોવાથી તેઓ શાસ્ત્રાધીન હોય ત્યાં સુધી તેઓનો ઉત્તમ પ્રકારે સત્કાર કરવો. મુસાફરોએ શૃગાંરિક, માદિક, મોહિક, માયિક વગેરે સર્વ પ્રકારના પદાર્થો ત્યાગેલા હોય,. સંગ, છંદ, દોલત, માયા કુટુબાદિનો મોહ વર્જે. તાંબુલ સરખું પણ શ્રી શાહના થાળની પ્રસાદી વિનાનું હોય તો ન ખાયે. ઉપરનાં નિયમો વિરૂદ્ધનો મુસાફર ન કહેવાય.

મુસાફર આજ્ઞા લઇ મુસાફરીએ સચરે ત્યાં દરેક ગામે મુખી આજ્ઞાએ સત્ય શાસ્ત્રોની કથા કીર્તનાદિથી જનસમૂહને સત્પંથનો મહિમા પૂર્ણ સમજાવે. અન્ય ધર્મીઓની શંકાનું સમાધાન બનતા પ્રયત્ને શાન્તીથી કરે.સર્વના મન રાજી રાખીને જ ધર્મનો પ્રચાર કરતો રહે. જ્યાં જ્યાં જ્ઞાની પુરૂષો મળી આવે ત્યાં તેઓનો સહવાસમાં સહી વિશેષ જ્ઞાન મેળવે. કામ, ક્રોધ, લોભ, મોહ, ઈર્ષા, દંભ, માયિક કાર્ય, નાચ, છંદ, ભવાઇ, કુકર્મ, હિંસા, વ્યાજ, વ્યસન, મોજ, મજાહ, એશ, આરામ સુખ વૈભવાદિના કાર્યો તજી તજાવે.

દશાંશાદિ શ્રી ગોરનરનો માલ ઝોલી ફેરવી એકત્ર કરી પવિત્રશથળે પેટીઆ હથુ રાખી શ્રી સદગોરજી પ્રગટ પણ હોય તો (ગાદીએ બારે કળા સહીત બિરાજતા હોય તો) તેઓશ્રી ના ચરણ કમળમાં અર્પી દે, શ્રી સદગોરજી પ્રગટ ન હોય ને તેઓશ્રીની સંસ્થામાં સેવા કરવા ઠરાવેલ મુખ્ય સેવક (કાર્યવાહક) જો સદ્‌ગોરની આજ્ઞાધિન હોય તો તેને સોંપી દેવો, નહિ તો તે માલ મુખીને પાછો સોંપાવી દેવો. શ્રી ગોરનરનો માલ કુમાર્ગે ન જાએ, ધૂર્તોને લુચ્ચાઓ ન પોષાય, પરધર્મીઓ ન અડે તે પૂર્ણ લક્ષમાં રાખવું.

ઉક્ત પવિત્ર માલ કોઈપણ મુખી, મુસાફર, કાર્યવાહક કે ધર્મી વાપરી ઉપભોગ કરી શકે નહિ. તેમજ જે સત્પંથી નથી તેવા મનુષ્યોને સોંપી પણ શકે નહિ. પરધર્મીઓને તેને હાથ પણ અડાડવા ન દેવો. પૃથ્વીપટે સૂક્ષ્મ પથારી રાખે, મોટૂં ઓશીકુ ન રાખે. સર્વ પ્રકારની શોભા, આડંબર, ડોળ કે ગૃહસ્થાઇ દેખાડવાનો મોહ ત્યાગે.

નિત્ય શ્રીમુખ વાણીમાં સંશય રહિત થઇ આસ્થાવાન્ રહે. તેનું જ પઠન, પાઠન,

નિદિધ્યાસન કરે, ક્રિયા, નિયમ કે આજ્ઞાનો ભંગ નજ થવા દે. આજ્ઞા લોપી હોય તેવાઓનો સંગ ત્યાગે, શાસ્ત્રાભ્યાસ કરી સર્વ પ્રકારની વિદ્યા શીખાય તેમ વર્તે. સ્ત્રીઓના સ્હવાસનાં સર્વ પ્રકારનાં કાર્યો ત્યાગવા. આગંતુક મુસાફર કે અતિથિને શાસ્ત્રાભ્યાસ કરવવો. મુસાફરોની છેવટ મરણ બાદ પૂર્ણ વિધિની ભૂમિદાહને ઉઠાસણાદિની ક્રિયા કરતાં જે કોઇ ખર્ચ થાય તે સર્વે સંસ્થાએ કરવો. છેવટ સુધી મુસાફરોની શાંતિને ખામી આવે નહિ તેવો પ્રબંધ સાચવવો.

## મુખ્ય મુસાફર.

'મુખ્ય મુસાફર' સંસ્થામાં નિયુક્ત કરવામાં આવે છે. તેણે સંસ્થાના સર્વ નિયમો પાળવા ને પળાવવા. હરિવશની સંભાળ સેવક ભાવે રાખવી. મુસાફરો, આશ્રિતો, પેટીઆઓ, અતિથિઓ, સાધુઓ, ભક્તાદિની દેખરેખ સંભાળ પૂર્વક રાખવી. દરેકનું માન તેની હદ સુધી જાળવવું. મુસાફરોથી સાંસારિક, વ્યવહારિક, ખેતી, વ્યાપાર, મજૂરી, સાટા, લેવટદેવડાદિનાં કાર્યો ન લેવાએ. તેઓ પાસેથી તો ધર્મ, જ્ઞાન, વિદ્યાભ્યાસાદિ કાર્યો કરાવ્યા જાએ. જ્ઞાન પૂર્ણ થઇ લાયક થએલ મુસાફરને મુખીની આજ્ઞા લઇ તે સ્થળે ઝોળી ફેરવવા પેટીઆ સાથે મોકલવો. વસ્ત્રો સ્વદેશી, સ્વચ્છ, ભગવાં અને શ્વેત પૂર્ણ રીતે વાપરવા. ભોજનાદિ સાહિત્ય શાસ્ત્રયુક્ત પામ્યા કરે તેવી જાતની દેખરેખ રાખવી. ઝોળીથી પરવારી આવતા મુસાફરો કનેથી પેટીઆનો સર્વ હિસાબ તપાસી લે. આવેલો માલ શ્રી ગોરનરનો હોવાથી તે ઉપર પોતે પણ કંઇ ઇચ્છા રાખે નહિ, ને તેનો સંગ્રહ ન કરે, તેમ તે ઉપર પોતાનો અધિકાર છે એવો મોહ કદી ઉપજવા ન પામે તેવી જવૃત્તિએ રહે, નહિ તો સહેજમાં સત્પંથી ટળી જશે. હરિવંશ સર્વ પ્રકારે પૂજ્ય પાત્રા છે. શ્રી સદગોરની ગેરહાજરીમાં સર્વ પ્રકારે તેઓની આજ્ઞાધીન રહી, સેવા બરદાસ ભરણ પોષણ કરવું , ભણાવવા, ધર્મપ્રચાર વિશેષ થાય, તેવા સર્વ પ્રકારના કાર્યો અને સાહિત્યો મેળવી આપી સહાયકારી રહેવુ.

મુખીઓને સદગોરના મુખ સમાન માની માન આપવું. તેઓથી પોતાની પદવી શિષ માનવાન મોહ કરવો નહિ.

આવતા અતિથિઓને પૂજ્ય તથા માનવંત્ માની તેઓનો સ્તકાર કરવો. ધાર્મિક અડચણો ન નડે તેવી સર્વ પ્રકારની જોગવાઇ કરી આપવી. સત્ય શાસ્ત્રોનું પઠન પાઠન, સત્સંગ વગેરે કરાવવા.

શ્રી ગોરનરના માલનો સદા સદુપયોગથાય, જેથી સત્પંથનો બ્હોળો પ્રચાર થાય તેવા કાર્યોમાં એ માલ વપરાય, સત્પંથીઓ જ્ઞાની બને, હરિવંશ વિદ્વાન, સત્પંથી બને તે પોષાએ, બાળખો જ્ઞાન, શાસ્ત્ર, અને વિદ્યાર્થી કેળવાઇ સત્પંથની સેનાના વીર યોદ્ધા બને, દીન અને અનાથોનું રક્ષણ થાય, સદાવૃત અપાય એ નાણા વ્યાજ વ્યસનમાં ન ખર્ચાય, તેનાથી દુષ્ટ વસ્તુઓ ન ખરીદાય, શૃંગારાદિના પદાર્થો એકત્રન કરાયઃ દુષ્ટો ન પોષાયઃ ધર્મીઓને નોકર રાખી ધર્મનું સર્વ કાર્ય કરાવાય.

મુખ્ય સેવક આદિ સર્વ મુસાફરોએ પૂર્ણ ત્યાગ વૃત્તિએ નિવૃત થઈ સાધુ, ફકીર થઈને જ રહેવાનું છે. ઘરેણાં, સોનું, ચાંદી, હીરા માણેક આદિ હાથે પણ ન ઝલાય, પેહરવાનાં વસ્ત્રો શ્વેત અથવા ભગવાંજ રખાયઃ તે સિવાયનાં મોહક કોઇ પણ પ્રકારના વસ્ત્રને ન અડાય. સુવાની પથારી સૂક્ષ્મમાં સૂક્ષ્મજ રાખી શાકય. મુખ્ય કાર્યવાહકની ઉત્તમતા તો પૃથ્વીની જ શૈયા બનાવવામાંજ છે. તેનાથી આડંબર, મોટપ કે ગૃહસ્થાઇનું કાંઇ પણ ચિન્હ દેખાડવા સરખું પણ ન રખાય, શ્રીમુખની વાણીમાં પૂર્ણ આસ્થાવાનજ રહેવાય. તેમાં તર્ક વિતર્ક કર્યું ન જાય. સર્વ પ્રકારની વિદ્યાનું જ્ઞાન મેળવવું, સર્વધર્મનાં રહસ્યો જાણવા, હઠ અને ઉગ્રત ત્યાગી સરળતાથી અને નમૃતાથી શાસ્ર પ્રમાણે ધર્મ પ્રચાર કરવો. કોઇનું પણ મન ન દુભાય તેની પૂર્ણ કાળજી રાખવી. અધર્મનું એકે કાર્ય સંસ્થામાં ન થવા દેવું. ધર્મ ભ્રષ્ટો, અધર્મીઓ, ધર્મ દ્રોહીઓ, ધર્મની ક્રિયાના આળસુ, પ્રમાદીનો તથા નાસ્તિકોને સંસ્થામાં રહેવા ન દેવા.

હરિવંશની સશાસ્ત્રા આજ્ઞાધીન, શ્રી સદગોરજી બાર કળા સહિત પ્રગટ ગાદીએ ન બિરાજે ત્યાં સુધી રહેવાનું છે. હરિવંશના અભાવે મુખિઓ આધીન વર્તવું. મુખ્ય સેવક સ્વતંત્ર કદી પણ રહી શકે જ નહિ.

## મુખી.

'મુખી' શ્રી સદગોરના મુખ સમાન શ્રી સદગોરનો પ્રતિનિધિ હોવાથી તેમનું માન પૂર્ણ જાળવવું. મુખીને આજ્ઞાધીન રહી પવિત્ર હૃદયે સેવા કરવી મુખીની આજ્ઞા જો નીતિ યુક્ત ને ધર્મ શાસ્ત્રાનુસારજ હોય તો માનવી. ધર્મ વિરૂદ્ધ એક પણ વાત માનવી નહિ. તેઓની પાસેથી મુખીની હદ સુધી ધર્મ શિક્ષણ લેવું.

મુખી વિના અન્ય શિષ્ય મંડળના કોઈપણ ભક્ત, પટેલ, મુસાફરાદિથી યજ્ઞનું કાર્ય કરી શકાય નહિ, (મુખી દૈવયોગે કોઇ અજોગના ભોગ થયા હોય તો તેમની આજ્ઞાથી પૂર્ણ જ્ઞાની, નીતિ ધર્મ નિયમ સાચવનારો પુરૂષ યજ્ઞની ગાદી પર બેસી શકે.

યજ્ઞનો મુખ્ય હોતા 'મુખી' છે. શ્રી સદગોરનો નીર્ણીત કરેલો મુખ્ય પુરૂષ છે. તેની મર્યાદા લોપનાર ગુરૂદ્રોહી છે.

મુખીએ શ્રી સદગોર તથા શ્રી નરનાથ ખુદાવિંદ શાહોજી અને હરિવંશને જ પૂજ્ય અને શ્રેષ્ઠ માનવાના છે. વર્ણોક્ત વ્યક્તિયો વિના મુખીથી અન્ય કોઇ શ્રેષ્ઠ નથી. મુખીઓએ ઉક્ત પુરૂષો કનેથી ધર્મ ધ્યાનાદિ સર્વ પ્રકારનું જ્ઞાન આધિન રહી શીખવું. મુખી મુખ્ય કાર્ય વાહકાદિ સર્વ મુસાફરો ધર્મ વિષયિક કે વ્યવહારિક ભાગની હરિવંશના અભાવે શિક્ષા કરી શકે છે.

દશાંશાદિ સર્વ પ્રકારના નાણા શ્રીસદગરૂનો માલ હોવાથી મુખીએ પોતાના કબજામાં રાખવા. શ્રી સદગોર પ્રત્યક્ષ હોય (બારે કળા સહિત) તો તેઓશ્રીને પોંપી દેવા અથવા તેઓની આજ્ઞાનુસાર વ્યવસ્થા કરવી. શ્રી સદગોરનો માલ સુપાત્રે વપરાય તેમ ન હોય અથવા

[illegible] જવાનો ભય હોય તો દરિઆ મુસાફરને સોંપી દેવો. એ પવિત્ર માલથી ધર્મના શુત્રુઓ પોષાય નહિ. ધર્મ શત્રુઓ પોષવાથી ધર્મનો નાસ કરવા જેટલું જ પાપ લાગે છે. ધર્મના પૈસા અન્ય ધર્મી હસ્તે ન જ જવા દેવા.

મુખીએ પોતાના સર્વ વ્યવહારો મુખીની ક્રિયા આદિ મંત્રોમાં જે શ્રી સદગોરની આજ્ઞા મુખીની ક્રિયાની અને દેવ સ્થાપનાં મંડાણની દુઆમાં વર્ણવેલી છે તે પ્રમાણે જ રાખવા. આજ્ઞા વિરૂદ્ધનું એક પણ વર્તન કરવું નહિ. સર્વ પ્રકારે સદા મનસા વાચા કર્મણા એ શ્રી સદગોરાધીન રહેવું, દોષિત કાર્યો સ્વપને પણ આવવા ન દેવા. ક્ષમાવાન્ રહી દીન પણે વર્તવું.

મુખી જ શ્રી સદગોરને ઓળખાવનાર પવિત્ર વિભૂતિ છે. શ્રી સદગોરજી નરનાથ શ્રી સાહોજી ઓળખાવી દે છે.

મુખી એક નિયમ કે એક ક્રિયા ભ્રષ્ટ થાએ કે તુર્ત તેને ગતે ત્યાગી દેવો, અગર માફી આપી પ્રાયશ્ચિત્ત કરાવી લેવુ. શ્રી સદગોરજી પ્રગટ હોય ત્યાં સુધી મુખી સ્થાપવાનું કાર્ય તેમને આધીન છે. ને તેઓશ્રીના ગુપ્ત સમયે ગતે પોતાનાંથી પવિત્ર, નીતિ નિયમ જ્ઞાનવાળો પુરૂષ-વિદ્વાન ખોળી સદાચારી હોય તો મુખી નીમી શકે છે.

## હરિવંશ

'હરિવંશ,' શ્રી સદગોર બ્રહ્મા, શ્રી નરનાથ ખુદાવિંદ શ્રી શાહોજી (વિષ્ણુ), ને પવિત્ર મહાપુણ્યવતી આદ શક્તિ-એ ત્રણ સદેહે એક કુટુંબમાં જોડાએલ હોય, તેવે પ્રસંગે તેઓ ત્રણએથી એકત્ર પણ એક વંશ ઉત્પન્ન થાય તેને કહે છે. એજ વંશમાં શ્રીજીના બંને નુર પ્રસંગે ભેળાને પ્રસંગે નોખા આવ્યા જ કરે છે.

પ્રસંગે પ્રસંગે વંશબીજા કુળમાં લઇ જાય છે ને કુળ બદલ્યો (ફેરવ્યો) કહેછે. એ નુર જ્યારે વંશ ફેરવે તે સમયે અતિ વિચિત્રપણે વર્તાય છે. ઘણા સત્પંથીઓ પણ ભોળવાઇ જુના ખાલી ખોખા જેવા રહેલાને વળગી રહી પાખંડ કરે છે. કેટલાક નવીન ધતિંગ ઉભુ કરી વંશથી કરી પાખંડના પૂજારી બને છે. વિરલાજ શ્રીજીની કૃપાએ ખરી ખોલે સતત પ્રયાસે વંશના ભેદ ગોતી લે છે.

શ્રી ગોરનરના આજ્ઞાંકિત વંશજો તેમના વારસ છે, જ્યારે જ્યારેશ્રી ગોરનર પ્રગટ નથી હોતા ત્યારે ત્યારે તેઓશ્રીના આજ્ઞાંકિત વંશજોની સેવા કરવી. આજ્ઞામાં રહેવું. જ્ઞાન લેવું, છેવટના જ્ઞાનદાતા ગુરૂ એ વિના અન્ય કોઇ થઇ શકે જ નહિ.

હરિવંશજો નિત્ય પરમાર્થવૃત્તિએ રહે, સર્વ કાર્ય વ્યવહાર શ્રી સદગોરની આજ્ઞાનુસાર જ રાખે, શ્રી ગોર નરની આજ્ઞામાં રંચ માત્ર પણ શંકા પડતું કાર્ય ન કરે, બનતા પ્રયત્ન ને પ્રયોગોએ સર્વ પ્રકારની વિદ્યા શીખી સર્વ ધર્મના રહસ્યનું જ્ઞાન પ્રાપ્ત કરે, જનમંડળોના સંશયોનું નિવારણ કરે, ખાર, વેર, અદેખાઇ, કે ઇર્ષા કોઇ પણ પ્રાણી સાથે કરે નહિ. સૃષ્ટિમંડળને પોતાના સહોદર સમાન માની સરખોજ પ્રેમ ભાવ સર્વમાં રાખે, કોઇના મનને

દુભાવવાની ઇચ્છા ન કરે, સાત્વિક વિચારો ઉપજાવવા સર્વથા અહારો સાત્વિક તેમજ વ્યવહારો પરમ સાત્વિક જ રાખે.

શ્રી ગોરને શ્રી નરના પુણ્ય રૂપ પવિત્ર પદવીધર્મમાં ઉત્તમમાં ઉત્તમ એ જ છે. તેવી ઉત્તમતાના કારણે હરિવંશની પદવી મહાજોખમ ભરેલી છે. ખાંડાની ધારે ચાલવું ને હરિવંશની પદવી સાચવવી તે એક સરખું છે, રંચ માત્રપણ દ્રષ્ટિ મર્યાદાથી ડગતાંજ એ પદવીથી પડીને પાપી થવાય છે. પવિત્ર પદવીથી પડનારો અધમદશાનો ભોગી નીવડે છે. પવિત્ર પદવી શ્રી ગોરનરના પ્રસાદે કરી પ્રાપ્ત થઇ હોય, તે જળવાઇ રહે તે સારૂ પૂર્ણ કાળજી રાખી સ્રી સદગોરજીનાં વચનામૃતોનું પઠન કર્યા કરી તેને આધીન રહેવા- પ્રયત્નશાળી રહેવું.

સર્વ પ્રકારે સત્પંથનો પ્રચાર બહોળા પ્રમાણમાં થાય તેવી રીતે સદાને માટે વર્તન રાખી સદાચારે રાખવા રહેવા હરિવંશજનો તત્પર રહ્યા કરે.

## પવિત્ર પદવીથી પડેલો.

'પવિત્ર પદવીથી પડેલો' ગમે તે જન હોય પણ તે સત્પંથી આલમની નજરે તુછ્છ થઇ જાયછે. સત્પંથથી પડનારા અધર્મને સત્પંથીઓ ચંડાળ જ લેખે છે, પુર્વના એવા ઘણા બ્રહ્મ પુત્રો ને મહા રૂષિઓ શંખવો આદિદાણવો ઉત્પન્ન થઇ ગયા છે. તેવાજનો ધર્મમાં અતિ વિઘ્નો ઉપજાવે છે. ધર્મીઓને દુઃખ દઇ ધર્મ છોડાવવાનું કરે છે. ધર્મ ભ્રષ્ટ બની ધર્મીઓને ભ્રષ્ટ કરવા મથી રહે છે. તેવા જ ધર્મનો નાશ કરનારા છે. એવા ઘણાકારણોને લીધે ક્રિયા આચાર ભ્રષ્ટ પતન પામેલાથી સર્વ સત્પંથીઓએ અળગા રહેવું. નહિતો તેઓના ઉપરદ્રવોમાં સપડાય વિઘ્નમાં પડી રીભાઇ રહેશે.

પતિત પાવન ના થાએ ત્યાં સુધી કોઇ પણ સાચો સત્પંથી તેને અડે કે વાત સુદ્ધા પણ કરે નહિં. તેવી ક્રિયાભ્રષ્ટતાના લીધે તેઓમાં કોઇ પણ વ્યવસ્થા રહેવા દેવાયજ નહિં.

## ધર્મના દ્રોહીઓ.

'ધર્મના દ્રોહીઓ' શ્રી સદગોરના વચનોને ઉથાપનાર, શ્રી મુખની વાણીમાં કલ્પના યુક્ત ભાવાર્થો ફેરવી ક્રિયા, આચાર, નિયમમાં ભેદ પાડી, નહિ પાળવા દેનારા, શ્રીજીની ને ધર્મની હાંસી કરનારા, શ્રીજીની આજ્ઞાઓનું રૂપાન્તર કરી ધર્મમાં સ્વાર્થ ઉમેરનાર, પવિત્રને પુણ્ય ગણાએલ જગ્યા, વસ્તુ, નિયમ, સ્થળ વંશ, વાક્ય કે મંત્રના ચાલા, ચેષ્ટા, મજાક કે હાંસી કરી હલકી પડાવવા મથન કરનારા, ઉન્માદી પ્રમાદી, ભ્રષ્ટ અહારી, ભ્રષ્ટ વ્યવહારી થએલાને અન્યને તેવા કરવા ઇચ્છનારા હોવાથી ચંડાળ છે. એવા દુષ્ટજનોથી સત્પંથીઓ અળગાજ રહે તો તેઓનું કલ્યાણ છે. ક્રિયા ભ્રષ્ટ દ્રોહીઓ અને પરધર્મીઓને ધર્મ સંસ્થા આદિમાં મદદગાર તરીકે રાખી શકાયજ નહિ. તેવાઓને ધર્મના ને સંસ્થાના સર્વ કાર્યોથી વેગળાજ રાખવા ઉત્તમ છે. ધર્મી માત્રને જો ધર્મ ખોવો હોય ને દુઃખી થવું હોય તોજ પરધર્મીને ક્રિયા ભ્રષ્ટોને ધર્મ સંસ્થામાં જગ્યા આપશો.

## સત્પંથીઓ.

'સત્પંથીઓ' ઉપરના સર્વ વ્યવહારો જાળવી રાખેથી સંત્પથી રહી શકાશે, એથી જ ભવસાગર સેજે તરી મોક્ષગામી થવાનો ઉપાય હાથ આવશે. સત્પંથી બની બંને ભવમાં આનંદે રહેવાનો ખરો માર્ગ આજ છે. સત્પંથની પુરાતન દીવ્યતા પુનઃ દિશાઓમાં વ્યાપક એજ પવિત્ર રૂઢીએથી કરશો. શ્રી ગોરનર દયાળુ અનંતનો મસૂહ એકત્ર કરવા અને જગતને ઉદ્ધારવા પધારી મોક્ષ આપશે ત્યારે જ સત્પંથીઓએ પોતાની ફરજ પુરી કરી લેખાશે. એ અવશ્ય સર્વ સત્પંથીઓને લક્ષમાં રાખવાનું હોવાથી અહોનિશ સ્મરણામાં રહો ને સાચા સત્પંથી થાઓ 'તથાસ્તુ.'

## આપત્ કાળ.

'આપત્ કાળ' ધર્મ કાર્યોમાં સંસારિક કે રાજ્યદ્વારી ભય કે જ્ઞાતિની ને ગ્રામસમુહોની અડચણો એ ધર્મનો કે જીવનો નશ થવાનો ભય કે જોખમ આવી પડવાની ધાસ્તી આદિ બીકના સમયને કહે છે.

આપત્કાળે ધર્મ સચવાય ને જીવને જોખમ ન થાએ તેથી સમય સુચકતા શીખવવા સારૂ બાહ્ય રૂપાંતર જ્યારે હિંમત હારી ગયા હોઈએ ત્યારે કરી લેવું. (દેખાવ પુરતું).

ક્રિયા, વિધિ, નિયમ, નીતિ ધર્મ આદિ સાચવતા શરીરને કંઈ મંદવાડનું કષ્ટ, જીવના જોખમનો ભય ઉપજતો હોય, તેમ તે ભયને બોજો સહવા શક્તિ ન હોય, બીકને લીધે હિમત ન રહી શકતી હોય ત્યારે મન શાન્ત કરવા શરીર રક્ષાણાર્થે ક્રિયા બંધ રાખવી કે હેરફેર કે બદલવી પડે તો તેમ કરવું.

દશાંશાદીના ધર્મના નાણા યોગ્ય ઉપયોગમાં ન વપરાતાં દુષ્ટ સ્થળે જતા હોય, ઘરે કે બાહેર રાખી શકાતા ન હોય ત્યારે તે નાણા દરીઆ મુસાફરને સોંપી દેવા.

પાણીની પ્રાપ્તિ ન થાએ, પાણી અડે મંદવાડ વધવાનો ભય હોય, તેવે સમયે પવિત્ર માટી લઈ તે ઉપર હાથ સ્વચ્છ કરી હળવેથી બંને હાથમાટી ઉપર મુકી તે હાથે જેમ સ્નાન કે હાથ પગ ધોવાનું કરીએ છીએ તેમ તે સ્થળોએ ફેરવવાની વિધિ કરવી. સમયે સમયે હાથ ફેરવતાં જવું ને માટી વાળ કરતાં જવું, પાણી મળે કે ભય ટળે સ્નાન તુર્ત કરી લેવું.

આપત્કાળની વ્યાખ્યા ગંભીર જોખમી હોવાથી અગત્યના ભયંકર સમય વિના તેનો ઉપયોગ કરવાનો નથી.

# શ્રી ચેતામણી

## ચેતો ઋષિવરો ગુરૂ કહે

## શ્રી સદગોર બ્રહ્મવાચા

હેજી, આદ નિરંજન અવતયા, તેનું થાનક છે એરા ખંડ માંહે, સદ્ગોરે સોહી દેખાડીયા,
તે સેવીયા નવે ખંડ માંહે, ચેતોઋષિવરો ગુરૂ કહે, નરને નારાયણજીએ એમ કહ્યા. ૧
હેજી, આલ નબીજીની કહીયે, મહંમદ પીર અલ્યે હિસ્સલામ આએ, ઈસરે આલથી જે કોઈ ભૂલશે,
તે તો જાસે દોજકની માંએ. ચેતો-૨
હેજી, એરે આલથી આલજે ચાલી, તે તો આવી કેક નગરી માંહે,
વરજા સેહેરમાં તેનું થાનક કહીયે, શ્રી ઈસ્લામ શાહ બેઠા છે ત્યાંએ. ચેતો-૩
હેજી, જામા જામા માંહે નરજી આવીયા, તેની આલતે ચાલી સાર,
આ ચાલીસ સીપારા કુરાનના, તે માંહેથી ત્રીસ છે દુનીયાની માંએ. ચેતો-૪
હેજી, દશ સીપારા બાકી રહ્યા, તે તો છે આ ઘર માંહે,
અથર્વ વેદ તે કહીયે, તેની વાણી છે સદગોરની મુખ માંહે. ચેતો-૫
હેજી, આલ અલી નબીની જુગો જુગઆવી, તેમણે કીધો ધર્મ ઉપાએ,
પીર ઈમામ શાહે દેખાડીયા, તે નરઅલી મહંમદ શાહ કહેવાયે. ચેતો-૬
હેજી નુર માંહેથી નુર પ્રગટયા, તેનો વાસો છે નુરજ માંહે,
તેમણે આ સત્પંથ પેદા કીધા, તે ખેળી કાઢો કુરાનની માંહે. ચેતો-૭
હેજી, ચાર વેદ અને ચાર કીતાબ બોલીયા, સદ્ગોર સરવે તે આંએ,
ઈલમ અલ્લાહ જીએ ભેજીયા, ફરજ સર્વે કુરાનની . માંએ. ચેતો-૮
હેજી, ફરજ કુરાન માંહેથી ઉપન્યા, તે તો પરવરીયા પૃથ્વીની માંએ,
સરીયત તરીકત હકીગત રાહ કહીએ, તેની માએની છે મારફત માંહે. ચેતો-૯
હેજી, મારફત માંહેથી કાઢી કરી, તે તો આપી સતંપંથીઓને આજ,
રેહેણી રાખો નિશ્ચ કરી, તો સરસે આપણા જીવોના કાજ. ચેતો-૧૦
હેજી, ઈસરે રેહણીથી જે કોઈ ભૂલશે, તેનું ઠામ નહિ કોઈ ઠાએ,
તે તો ફેરાફરે ચોરાસી માંહે, તે તો મોક્ષ નહિ પામેરે કાંએ. ચેતો-૧૧
હેજી, લક્ષ ચોરાસી યોની તો છુટીએ, જો રહીએ સદ્ગોરના ફર્માન માંહે,
દશાંશ દેજો આપણા સદ્ગોર મુખે, તો વાસો થાશે વૈકુંઠ માંએ. ચેતો-૧૨
હેજી, વકુંઠ છે આ ઘર માંહી, તેના સુખ કહ્યા નવજાએ.
સદ્ગોરે દીઠી તેવી કહી, ત્યાં હુરાં મલાયક કહેવાએ ચેતો-૧૩
હેજી, અનંત મેવા તે મોહોલ માંહે, તે ઘરની શોભા છે અપાર,

મુનિવાર ૠષિવર ત્યાં મહાલશે, લીલા લાડ કરશે તે ઠાર ચેતો-૧૪
હેજી, એવા તે ઘર તે જીવ પામશે, જે ચાલશે સત્પંથ માંહે,
ખરા દશાંશી શુક્રિતે પુરા હશે, તેની સાખ છે ઇલમની માંહે. ચેતો-૧૫
હેજી, ઇલમ આલથી પ્રગટયા, તેની સાંખ છે કુરાનની માંહે,
કુરાન અરસ માંહેથી ઉપન્યા, તેની સાખ છે આ ઘર માંહે, ચેતો-૧૬
હેજી, આ ઘર દેખીને જે ભૂલશે, તે તો જાશે, દોજકની મોહે,
આદ ઉનાદથી આ ઘર કહીયે, તેને શેવતા વિલંબો ન કાંએ ચેતો-૧૭
હેજી, બ્રહ્મા વિષ્ણુ માહેશ્વર કહીયે, તે તો છે સર્વે આ ઘર માંહે,
આ ઘરથી આલજે ચાલીયા, તે તો પરવરીયા પૃથ્વી માંહે. ચેતો-૧૮
હેજી, વિષ્ણુ તે તો વરદાતાર થયા, કૃપા કીધી બ્રહ્માજીને જ્યાંએ,
તમે જાઓ યુગો યુગ વાણી કરો, અમો આવશું તમ સાથે ત્યાએ. ચેતો-૧૯
હેજી, તેઓને ફર્માને બ્રહ્માજી આવીયા, વાણી કીધી યુગોયુગ માંહે,
પ્રબોધી પૃથ્વી બ્રહ્માજીએ, અને સત્ ધર્મ ચલાવ્યા ત્યાંએ. ચેતો-૨૦
હેજી, અનંત કલફ આગે વહી ગયા, પછી આવ્યા આ કલફજ ચાર,
તેમાં ત્રણ કલફ પુરા થયા, તે બ્રહ્માજીને ફર્માને સાર. ચેતો-૨૧
હેજી, એક કલફ આ પરવર્યો, અને તેના યુગ કીધા ચાર,
આદ ઉનાદે ભેળા હતા, સદ્ગોર સ્વામીજી તે સાર. ચેતો-૨૨
હેજી, ત્યારથી સદ્ગોર પ્રગટયા, અને આવ્યા યુગોયુગ માંહે,
તેમાંથી ત્રણ યુગ વહી ગયા, તેનાં જીવડા પોહોચ્યા થાનક માંહે. ચેતો-૨૩
હેજી, અવતારો અવતાર વહી ગયા, રચના કીધી બ્રહ્મા વિષ્ણુએ ત્યાંએ,
આદ કલિયુગ છેલ્લી સંઘ છે, શ્રી મુર્તુઝા અવતર્યા મક્કા માંહે. ચેતો-૨૪
હેજી, ત્યાંથી આલજે ચાલી છે, તે તો આવી છે હીમપુરી નગરી માંહે,
શ્રી નર મહંમદશાહ તે નુર કહીયે, તે શાહોજીનું તેજ જ્યાંએ. ચેતો-૨૫
હેજી, એ ઘર સેવે જે સત્ય શું, તેનાં પાપ સર્વે જાએ,
અવતારે અવતાર જે ઓળખે, તે જીવ મોક્ષ મુગત પાએ. ચેતો-૨૬
હેજી, આ ઘર દશાંશ દીજીએ, તેમાં આળસ ના કીજે લગાર,
અનેક જીવ આગળ ઓદર્યા, જેણે ઓળખ્યા યુગના ભરથાર. ચેતો-૨૭
હેજી, દશાંશ વિના નહિ છુટશો, સાંભળો મુનિવરો કહું છું વારમ્વાર,
છેલ્લો અખાડો આ કળીયુગ તણો, તે માંહે શુક્રિત લેજો સંભાળ. ચેતો-૨૮
હેજી, દશાંશ દશમી પાંતી કહીયે, તે તો આલો નરજીનો અહાર,

 ચાલીસો તે પીરની પાંતી કહીયે, દેજો મુનિવર તણો એ વેહવાર. ચેતો-૨૯
હેજી, દશાંશ આલતા જે જીવ ડોલાવશે, તેનું હાલ માલ નહિ રહેશે પરવાર,
ક્રિયાના હિણા જીવ કોઈ નહિ તરે, એમ સદ્‌ગોરજી કહે પોકાર. ચેતો-૩૦
હેજી આખર જમાનો આવીયો, આવી છેલ્લી કલિયુગની વાર,
અવતાર સર્વ પુરા થયા, હવે સ્વામી રાજા થાશે અસ્વાર. ચેતો-૩૧
હેજી, દલરે ચાલે નિષ્કલંકી તણા, ત્યારે થાશે તે હલ હલ કાર,
તેમાં સતી જીવ હશે તે તરશે, અને કાહેર ખાશે ઘણ કેરો માર. ચેતો-૩૨
હેજી, કાહેર મા થાશો મુનિવરો, આગળ છે દોહેલી વાટ,
સ્વામી રાજા લેખાં માંગશે, નિશ્ચે જાણજો નિરધાર. ચેતો-૩૩
હેજી, કલિયુગ સંઘ છે દોહેલી, મુનિવર તમે રેહજો હુંશિયાર
દશાંશ દેજો સદ્‌ગોર મુખે, જેથી ઉતરશો પરલોરે પાર. ચેતો-૩૪
હેજી, દશાંશ નહિ દેશે સદ્‌ગોર મુખે, તે તો કાહેર ખાશે ઘણ કેરો માર,
તેના હૈયામાંથી અગ્નિ ઉઠાડશે, ત્યારે જીવડો કરશે પોકાર. ચેતો-૩૫
હેજી, સદ્‌ગોરે સર્વ સંભળાવિયા, મુનિવર તમે કરજો વિચાર,
આદ ઉનાદથી એ ઘર ચાલીયા, તે વાણીનો કરજો વિચાર. ચેતો-૩૬
હેજી, લેખું લેશે ગોર નર સાંઇયાં, ત્યાં પુંછાશે સહુ નરને નાર,
ઓત્તમ મધ્યમ ત્યાં કોઈ નહિ, કોઈ કેની વાર .ન કરશે લગાર. ચેતો-૩૭
હેજી, ઓત્તમ આચારે ઓત્તમ કહીયે, અને મધ્યમ જાણજો મધ્યમ આચાર,
સૌજ્ઞાન સાંભળે આગળા, કોઈ કેનું કહ્યું નહિ કરે નર કે નાર. ચેતો-૩૮
હેજી, બાપ બેટો કેનો નહિ, અને કોનું કુટુંબ પરવાર,
એવી વેલારે જ્યારે આવશે, ત્યારે નહિ કોઈ સાસરૂં મોસાળ. ચેતો-૩૯
હેજી, જે જીવ સેવાથી ચુકશે, અને હૃદય ધરમ નહિ આણે લગાર,
માયાના મોહે બંધાઈ રહેશે, સ્વાર્થે સૌ કોઈ જાશે સંસાર. ચેતો-૪૦
હેજી, કલિયુગ જમાનો કઠણ આવશે, ત્યારે સૌના દલમાં વસે કાલ,
તે માંહે જે જીવ નહિ ચેતશે, તેનો જીવડો પડયો જંજાલ. ચેતો-૪૧
હેજી, સંસાર સર્વ સાંભળજો. અને સાંભળી મા થાજો ગમાર,
સદ્‌ગોર યુગો યુગ માંહે આવીયા, તેની વાણીનો કરો વિચાર, ચેતો-૪૨
હેજી, માંહો માંહે લડશે, અને માત પિતાનો પરીવાર,
કઠણ વચન કહેશે આપ માંહે, એવો આવશે કલિકાલ. ચેતો-૪૩
હેજી, કોઈ કેને ઘેર નહિ આવશે, અને મન માંહે કરશે તે રીસ અપાર,

અહંકાર અતી ઘણો આણશે, તે જાશે નરકને દ્વાર. ચેતો-૪૪
હેજી, મન માંહેથી જે ભૂલશે, નહિ કરે કોઈ જ્ઞાનનો વિચાર,
કૂબુદ્ધિને કાલ નહિ ઉતરે, અધર્મિ કરશે ઉત્પાત અપાર. ચેતો-૪૫
હેજી, ગતનો મેળો તેથી ભાંગશે, ત્યારે નહિ કોઈ આવશે ધરમ દ્વાર,
અધર્મ એવા ચાલશે, તેથી ઓરા હશે નરને નાર. ચેતો-૪૬
હેજી, માતાના તન માંહેથી ઉપજશે, તેના થાશે પુત્રને પરવાર,
દયા ના આવે તેના હૃદય માંહી, અને સૌના હૃદયમાં વાપશે કાલે, ચેતો-૪૭
હેજી, એવા એધાણે તમે જાણજો, તમે આપતણો કરજો વિચાર,
સ્વાર્થે સંસાર બગડશે, સૌ મેલશે ધરમ આચાર. ચેતો-૪૮
હેજી, બારમી સંઘ જ્યારે આખર થાશે, ત્યારે ધરમ નહિ રહેશે લગાર,
દશાંશદેતાં મનમાં ઓછું આણસે, એવો આવે સંસાર. ચેતો-૪૯
હેજી, ખાના માંહે ભૂત ખાના વ્યાપશે, અને મુનિવરનાં મન કઠણ થાશે અપાર,
માસ છ માસે ખાના માંહે ન આવશે, ધર્મશાળે પાપ નહિ ઉતરાવે લગાર. ચેતો-૫૦
હેજી, અધર્મ વારો જ્યારે આવશે, ત્યારે ધોરી છાંડશે ધરતીનો ભાર.
થર થર ધરતી ધ્રૂજશે, પાપ કરમનો નહિ કંઇ પાર. ચેતો-૫૧
હેજી, ગત તીર્થ કરી નહિ જાણે, જાણેજ વિરલા કોએ,
અંહકારથી સૌ હારશે, એથી ગતનો મેળો ભાંગે સોએ ચેતો-૫૨
હેજી, સદ્‌ગોરને વાએકે જે નહિ ચાલશે, આપણો મુનિવરનો જે આચાર,
દશાંશ નહિ દે સદ્‌ગોર મુખે, અને મેલશે ધરમનો વિચાર. ચેતો-૫૩
હેજી, અધર્મે અન્ન નહિ નીપજે, અને વણસશે મોહોટા ભંડાર,
માગ્યા તે નહિ વરસે મેવલા, અલ્પ કણ ઉપજશે સાર ચેતો-૫૪
હેજી, આસમાનથી મેવલા નહિ આવશે, અલ્પ સલ્પ વરશે સાર,
તે હાથે સર્વે સ્વામીજીને, જેણે સજર્યો સર્વ સંસાર. ચેતો-૫૫
હેજી, સંસાર સર્વે સજર્યો સ્વામીજીએ, તે સૌનો રોજી પુરાણ હાર,
તેમાં અથર જીવ આ યુગ તણા, તેને વિશ્વાસ નહિ લગાર. ચેતો-૫૬
હેજી, વિશ્વાસ નહિ રાખે નિશ્ચત કરી, નહિ રાખે સાહેબ શું પ્યાર,
ભૂ ના ભૂલ્યા સૌ આગલા, એ તો બહેરે બહેરા મલશે સાર. ચેતો-૫૭
હેજી, શાહો ઉપર સંતોષ રાખીયે, નવ કરીએ અવર આગળ પોકાર,
જેણે આ યુગ પેદા કર્યા, તે સ્વામી છે રોજી પુરણહાર. ચેતો-૫૮
હેજી, સેવા તે કીજીએ શાહો તણી, તો ટળે જીવું ના જંજાલ,

માતાના ઓદરમાં જેણે પુરીયા, ગર્ભવાસમાં કીધી સંભાલ. ચેતો-૫૯
હેજી, એવા સ્વામી ઉપર વિશ્વાસે નહિ રાખે, અને ચાલશે પોતાને વિચાર,
આપ મતે જે કોઇ ચાલશે, તેના મનનો નહિ ટળે વિકાર. ચેતો-૬૦
હેજી, સંસાર સઘળો એમ થયો, સદ્ગોર કહે કેટલી વાર,
મૂર્ખ મર્મ જાણે નહિ, બૂડે સૌ કોઇ ગમાર. ચેતો-૬૧
હેજી, સદ્ગોરની સેવાથી જે નર ચુકશે, તેનો ભઠ પડયો અવતાર,
ચેતનહારા જીવ તમે ચેતજો, મનુષ્ય જન્મ નહિ આવે બીજી વાર. ચેતો-૬૨
હેજી, મહા રતન પદાર્થ મનખો, તેને ગુરૂજીએ ધર્મ દીધા સંભાલ,
તેમાં સાચા મુનિવર તે આપણા, તેને સ્વામી રાજા લેશે ઉગાર. ચેતો-૬૩
હેજી, તમો ખરી દશાંશ દેજો સદ્ગોર મુખે, તો તમે બાંધી પુન્યની પાળ,
જે જ્ઞાન વિચારીને ચાલીયા, તેને કલિયુગ નહિ લોપે લગાર. ચેતો-૬૪
હેજી, ચાર યુગ હવે પુરા થયા, નહિ હવે અગિયારમો અવતાર,
સંસારનો સાંસો મટે સદ્ગોરથી, તેને ચરણે રહો નિર્ધાર. ચેતો-૬૫
હેજી, ગત સઘળી તમે હેતે મલો, ઋષિવરો ખેદ કોનો ન કરશો લગાર,
સેવા કરો સાચા સદ્ગોર તણી, જેથી પામશો મોક્ષ દિદાર. ચેતો-૬૬
હેજી, જેણે આજીવ પિન્ડ સર્જીયા, તેના સામરથનો નહિ પાર,
ખરી દશાંશ તેને આલીયે એતો ખાટયાની છે સાર. ચેતો-૬૭
હેજી, આ સદ્ગોરની પાંતી અલગી કરી, બીજો કરો પોતાનો અહાર,
તે માંહેતો થાશે બરકત ઘણી, તે આપતાં સાંસો મ ધરશો લગાર ચેતો-૬૮
હેજી, આપણે દીધે એનું નહિ ચાલે, એ ઘરતો નહિ લોભીયું લગાર,
મનુષ્યને માથે ઠેરાવીયું, સૌ સૌના માથે છે ભાર. ચેતો-૬૯
હેજી, જેટલા ધરમ પેદા કર્યા, તે માંહે ચલાવ્યો આ વહેવાર,
હિન્દુ મુસલમાનની નાત માંહી, સૌ દે છે ગોર મુખે દાન સાર. ચેતો-૭૦
હેજી, સરજનહારો છે સાંઇયા, તેણે કીધાં તે પંથ અપાર,
તે માંહે સૌ સૌના થાનકે, આપણા ધરમમાં રહે હુંશિયાર. ચેતો-૭૧
હેજી, અધુરો ઓછો કોઇ નહિ, સર્વ થાનકે સૃજણહાર,
સર્વને કારણે સૃજીયા, બ્રહ્મા નબી મહંમદનો અવતાર. ચેતો-૭૨
હેજી, નબી મહંમદ મુસ્તુફા ઉપાવીયા, તેનો ચાલ્યો પરવાર,
સદ્ગોર બ્રહ્મા નબી મહમંદ એક છે, તેનો કિર્તાર વિષ્ણુ દાતાર. ચેતો-૭૩
હેજી, સદ્ગોર બ્રહ્માજીનો વારો વહી ગયો, તેના તે વેદ રહ્યા છે ચાર,

હિન્દુ માને છે તે વેદને, તે ઉપર દાન દે છે સર્વ સંસાર. ચેતો-૭૪

હેજી, તે દેવની વાણી ઉપર સૌ ધર્મ દે છે, તેના જુઠા તે લેવણહાર,
બ્રહ્માજીના તે પુત્ર કહેવાય છે, તે તો માથે લે છે સૌનો ભાર. ચેતો-૭૫
હેજી, બ્રહ્માજીના પુત્ર તેને કહીયે, જે કોઇ પાલે બ્રહ્મચાર,
દાન લે તે તો સફલ કરે, તેને માથે ન હોય ભાર. ચેતો-૭૬
હેજી બ્રહ્માજી તે નબી મહંમદ થયા, તેનો આ સદ્ગોર છે પરવાર,
તે સદ્ગોર સ્વર્ગથી ઉતર્યા, તેણે બાંધ્યો આ સર્વ સંસાર. ચેતો-૭૭
હેજી, સદ્ગોરથી આલ જે ચાલી, પીર શમ્સ છે તેમનો પરવાર,
હાજર જામો તેમણે દેખાડીયો, તે હઝરત અલીનો અવતાર. ચેતો-૭૮
હેજી, એમણે પ્રથમ સહી કીધા, નજરે દેખાડયો શાહનો દિદાર,
એ મુરીદોએ પણ સહી કીધો, ઓળખ્યા તે ઉતર્યા પાર. ચેતો-૭૯
હેજી, નબી મહંમદ સત્ બ્રહ્મા કહીયે, તેમનાં ફરજંદ થયા બીબી ફાત્માસાર,
ત્યારે નબી મહંમદને ચિંત્તા ઉપની, એમનો કોણ થાશે, ભરથાર. ચેતો-૮૦
હેજી, નબી મહંમદને મેએરાજે તેડીયા, ત્યાં દીઠી કુદરત અપાર,
ત્યાં ફર્માન આવીયા જનાબથી, તમે ચિંતા મકરશો લગાર. ચેતો-૮૧
હેજી, તમ ઘર ફરજંદ બીબી ફાતમાહ, તેના અમ પાસે છે ભરથાર,
કુલ તમારામાં આવ્યા છે, અબુ તાલીબને ઘેર અવતાર. ચેતો-૮૨
હેજી, તે તો રૂપ અમારૂં તમે જાણજો, મવલા અલીનો અવતાર,
અલી અલ્લાહ એક કરી જાણજો, તેમાં શંકનાં આણજો લગાર. ચેતો-૮૩
હેજી, જ્યારે એવો ફર્માન આવીયો, અજાયબ કુદરત દીઠી તે સાર,
આનંદ થઇ નબીમહંમદ બોલીયા, અને બોલ્યા તે તેણીવાર. ચેતો-૮૪
હેજી, ત્યારે અરજ કીધી આલી જનાબમાં, તમે સાંભળો પરવરદિગાર,
અલી અલ્લાહ એક ફર્માવિયું, એ નો કોણ કરશે ઇત્બાર. તેચો-૮૫
હેજી, ફરી ફર્માન દરગાહેથી આવીયો, તમે સાંભળો નબીમહંમદ સાર,
તમ ઘરે ફરજંદ બીબી ફાતમાહ, તેમના અલી છે ભરથાર. ચેતો-૮૬
હેજી, તમ ઘર ફરજંદ નાર છે, અમ ઘર ફરજંદ ભરથાર,
તમે મહંમદ અમે જલ્લે સાન હુ, આપણ બને તો એ વહેવાર. ચેતો-૮૭
હેજી, જ્યારે એ ફરજંદ મોટો થાશે, ત્યારે કરીશું દુનિયાનો વહેવાર,
અમે તમે દોનું એક છીએ, તેનો કોઇ ન કરશે વિચાર. ચેતો-૮૮
હેજી, બીબી ફાત્માહને વોળાવજો, તે હજરતઅલી નર ઘેર નાર,

તેમને તમે આપજો, દેજમાં દેજો ખોજા ચાર. ચેતો-૮૯



હેજી, તે તો ખોજા રહેશે હજુરમાં, તે ઉપર બીબી ફાતમા ધરસે પ્યાર,

તેમની દુઆ એથી તે તો વધશે, તેનો બહુ થાશે પરવાર. ચેતો-૯૦

હેજી, તે તો માનસે મવ્લા અલીને, સેવા કરશે ધરી પ્યાર,

તેનો અલ્લાહ તે અલી કહીયે, જે કોઇ લાવસે ઇત્બાર. ચેતો-૯૧

હેજી, અલીને અલ્લાહ કરી જે માનશે, તેનો પીર તે નબીમહંમદ અવતાર,

નબીજીની આલમાંહેથી પેદા થશે, તે નો પીર મુસલ્લે સાર. ચેતો-૯૨

હેજી, આલ અલી નબીજીની સાચી કરી માનશે, જે થાશે ખોજાનો પરવાર,

આ સાચે સદકે જે ચાલશે, અલી મહંમદ ઉપર ધરશે પ્યાર. ચેતો-૯૩

હેજી, તેના ઈમાન હમે રાખશું, જ્યારે આવશે કલિકાલ,

તેને પોતાનો કરી રાખીશું, તેને મહાદન નહિ લોપે લગાર. ચેતો-૯૪

હેજી, ત્યારે નબીમહંમદ બોલીયા, તમે સાંભળો પરવરદિગાર,

તમારા ફર્માને અમે ચાલશું, મેહેર કરજો તે સૃજણ હાર. ચેતો-૯૫

હેજી, અલીમહંમદ એક છે, તેનાં નામનો જુજવો વિચાર,

અલી કલિયુગનાં વિષ્ણું કહીયે, નબીમહંમદ બ્રહ્માનો અવતાર. ચેતો-૯૬

હેજી, સૃજણહાર એમ બોલીયા, જેનું નામ તે પરવરદિગાર,

માહેશ્વર મુરત તે માંહે ભણીયે, તે તો આદમ તણો અવતાર. ચેતો-૯૭

હેજી, તારે મે રાજ માંહેથી નબી ઉતર્યા, તે આવ્યા પોતાને દ્વાર,

આસણે આવી તપ કર્યો, ત્યારે ત્રુઠયા અલી વરદાતાર. ચેતો-૯૮

હેજી, માતાજી ગયા બ્યેતુલ્લાહ માંહે, ઈબાદત કરવા સાર,

ઈબાદત કરી જ્યારે ઉઠીયા, અલી પેદા થયા તેણીજ વાર. ચેતો-૯૯

હેજી, માતાજી પડયા વિચારમાં, હવે ઘર ગયાની નહિ વાર,

ત્યાં તો ઘર બીજો થયો, ભીંત ફાટી બારી થઇ તેણીવાર. ચેતો-૧૦૦

હેજી, માતાજી ઉઠી તેમાં ગયા, અને હું રાઉં આવી તેણીવાર.

તે સમે અલી પેદા થયા, તે તો આદ નિરંજનનો અવતાર. ચેતો-૧૦૧

હેજી, તેમણે સાત દહાડા આંખો ન ઉઘાડી, અને ખીર ના પીધો લગાર,

ત્યારે તે નબીમહંમદને માલમ થયું, તે તો આવીયા તેણીવાર. ચેતો-૧૦૨

હેજી, સલામ ત્યાં સર્વે કીધા, ત્યાં આંખો ઉઘાડી અલીએ તેણીવાર,

દિદાર કીધા તે નબીમહંમદ તણા, મુખથી સલામ બોલ્યા તેણીવાર. ચેતો-૧૦૩

હેજી મુખ ઉઘાડયું ત્યારે અલીએ, ત્યારે જીભ દીધી અલીના મુખમાંએ,

જ્યારે ભેદ સઘલો ખેંચી લીધો, જે મેહરાજમાં દીઠો હતો જ્યાંએ. ચેતો-૧૦૪

હેજી, પોતાની કુદરત રાખી પોતા કને, ત્યારે મહંમદ સમજયા સર્વ વિચાર,
ધન્ય ધન્ય તમારાં માત તાતને, તમે છો આદ નિરંજન અવતાર. ચેતો-૧૦૫
હેજી, ત્યારે સદ્ગોર બ્રહ્માજીએ, સેવા કીધી અને સુકરાના કીધા અપાર,
અલી તે અલ્લાહ કરી ઓળખ્યા, તેમાં શંકા ના આણી લગાર. ચેતો-૧૦૬
હેજી, ત્યારે આર્શથી મલાયક ઉતર્યા, તે તો આવ્યા પેગમ્બરની પાસ,
તે આવી પેગમ્બર ને પૂછવા લાગ્યા, તમે શું શું દીઠું સરદાર. ચેતો-૧૦૭
હેજી, ત્યારે મુખ માંહેથી બોલીયા, તે નબી મહંમદ તેણી વાર,
મોજીઝો દીઠો મુખ અલી તણો, આપણે ભેદ લીધો છે અપાર, ચેતો-૧૦૮
હેજી, ત્યારે મલાએકે કહ્યું મહંમદને, અમને દેખાડો અલીવર દાતાર,
દિદાર કરીએ અલી તણા, તો માહાદનમાં ઉતરીયે પાર. ચેતો-૧૦૯
હેજી, નબી મહંમદે મળવા ચલાવીયા, તેતો અબુ તાલિબને દ્વાર,
તેમણે નુર દીઠું નિરાકારનું, અને કીધ્યું કુન્નશું તેણીવાર. ચેતો-૧૧૦
હેજી, સલામ કરીને તે તો પાછા વલ્યા, મલાયક ને નબી સરદાર,
ત્યારે મલાયકે નબીને સમજાવીયું, આ છે અરશ કુરશીને કિર્તાર. ચેતો-૧૧૧
હેજી, અમે તેમણે હુકમ કર્યો, મુક્યા તમારી પાસ સરદાર,
તેજ અમે એને જાણીયો, તેમાં શક નહિ લગાર. ચેતો-૧૧૨
હેજી, નબી મહંમદ ત્યારે બોલીયા, ભાઇ મલાયકો કહું છું વિચાર,
અમે મેહેરાજ ઉપર તેડાવીયા, ત્યાં જે કહ્યું તે કર્યું નિર્ધાર ચેતો-૧૧૩
હેજી, અલીતે તો અલ્લાહ કહીયે, તેમાં ઓછું નહિરે લગાર,
અમે માન્યા એને સદક શું, એનું નામ જલ્લેશાન નરાકાર. ચેતો-૧૧૪
હેજી, સદક બ્રહ્મ તે અલી છે, અલખ નિરંજનનો અવતાર,
મહંમદ અલી એક કરી માનીએ, તો પોહોંચીયે પોતાને દ્વાર. ચેતો-૧૧૫
હેજી, મલાએક ત્યાંથી માથે ગયા, પોંત્યા હજુરની માંહે સાર,
કુન્સું કરી ઉભા રહ્યા, ત્યાં દીઠો તેમણે અલીનો આકાર. ચેતો-૧૧૬
હેજી, હજરત અલી ત્યારે દુનિયામાં આવીયા, તેમની કુદરતનો નહિ પાર,
દીન ઇસ્લામ પેદા કર્યા, તેમને ઉતર્યા દુલ્દુલ ને જુલફિકાર. ચેતો-૧૧૭
હેજી, તેણે દુષ્ટો મારી દુર કીધા, દાણવો નો નહિ કાંઇ શુમાર,
દીન પોતાનો જાહેરો કર્યો, તેના નબી મહંમદ કીધા સરદાર. ચેતો-૧૧૮
હેજી, બીબી ફાત્માહ ઝોહરાં મોટા થયા, ત્યારે હુકમ હુવો પરવર દિગાર,

હજરત અલીને પરણાવજો, દેજમાં દેજો ખોજા ચાર. ચેતો-૧૧૯

હેજી, ફર્માન માની મહંમદ ઉભા થયા, અને જઇ કર્યો અલી શું વિચાર,
આ બીબી ફાત્માહ તમે હક્ક કરો, એ છે તમારો ઇખ્તિયાર. ચેતો-૧૨૦
હેજી ત્યારે હજરત અલીએ હક્ક કર્યા બીબી ફાતમા તે તે વાર
ત્યારે નબી મંહમદે આલીયા તે દેજમાં ખોજા ચાર ચેતો-૧૨૧
હેજી, તે ખોજા તે ખિજમતમાં આલીયા, તેના નામ તણો વિચાર,
અરબી ભાષામાં તે હતા, તે ગુજરાતીમાં કહુ નિર્ધાર. ચેતો-૧૨૨
હેજી, ખાલક ખુદાબક્ષ બે જણા, ત્રીજો નામ તે સાદક સાર,
અબ્દે રસુલ એ ચાર જણા, બીબી ફાત્માહને આલ્યા સરદાર. ચેતો-૧૨૩
હેજી, ખીદમત કીધી સાહેબ તણી, ગઇ ઉમરસાજી સાર,
તેની આખર વેલા આવી રહી, ત્યારે બીબી ફાતમાએ ધરીયો પ્યાર. ચેતો-૧૨૪
હેજી, બીબી ફાત્માહ ત્યારે બોલીયા, તમે સાંભળો હૃદરે કર્રાર,
સારી ઉમર એણે સેવા કરી, તેનું આપણા શિર ઉપર છે ભાર. ચેતો-૧૨૫
હેજી, ત્યારે હજરતઅલીએ ફર્માવિયું, તમે સાંભળો તે બીબી ફાત્માહ સાર,
જે કહે તે તેને આપીએ, એમ બોલ્યા હૈદરે કર્રાર. ચેતો-૧૨૬
હેજી, ત્યારે બીબી ફાત્માહ બોલીયા, તમે સાંભળોઅલી ભરથાર,
એને દુઆ તમે આપજો, જેથી થાએ એનો પરવાર. ચેતો-૧૨૭
હેજી, હજરતઅલીએ ખોજાને તેડાવિયા, ને પૂછ્યો વિચાર,
જે જોઇએ તે તમે માંગજો, તમને ત્રુઠિયા અલી દાતાર. ચેતો-૧૨૮
હેજી, ત્યારે ખોજો ખાલક એમ બોલીયા, તમે સાંભળો પરવરદિગાર,
તમે ત્રુઠે અમને સંપુર્ણ છે, તમે કાયમ છો કુદરતના કિર્તાર. ચેતો-૧૨૯
હેજી, અમારા ઇમાન સાબિત રાખજો, જેથી ઉતરિયે પરલે પાર,
બીજું અમે શું માંગીએ, વારોવાર હો જો તમે દિદાર. ચેતો-૧૩૦
હેજી, તમે સેવાથી અમે ના ચુકીએ, મેહેર એવી કરજો અલી દાતાર,
આલ હમારી કાંઇ નથી, કેમ ચાલે અમારો પરવાર ! ચેતો-૧૩૧
હેજી, અમે ચાર જણા જુગમાં આવીયા, તેની સાખ નહિ સંસાર !
અમારો પિન્ડ છે તમે તણો, અમારી એ છે અરદાસ. ચેતો-૧૩૨
હેજી, એમ કહી ખોજો ખાલક રોયો, આંખે આવ્યા તે નીર અપાર,
ત્યારે માતા ફાત્માહ બોલીયા, તમે ચિંતા ન કરશો લગાર. ચેતો-૧૩૩
હેજી, ત્યારે બીબી ફાત્માહ બોલીયા, તમે સાંભળો અલી ભરથાર

તમે દુઆ કરો એને મેહેર શું, જેમ થાએ એના પુત્રને પરવાર ચેતો-૧૩૪
હેજી, ભાગા નર તે સાજા થયા, દુઆ કીધી ફાત્માહ સાહેબને ભરથાર,
તેમને તે લઇ સ્ત્રી પરણાવીયા, ઉત્તમ વરણની લેઇ સાર. ચેતો-૧૩૫
હેજી, ચારે ને પરણાવીયા, તે માંહે એકને નહિ પરવાર,
તેમાં એકે ઓછું કરી જાણીયું, આલી જનાબ પરવર દિગાર. ચેતો-૧૩૬
હેજી, ચારે ખોજાને પરણાવીયા, તેમને આલ્યો તે ધર્મ આચાર,
તે ચારે જણને આઝાદ કર્યા, એ હુકમ કીધો દાતાર. ચેતો-૧૩૭
હેજી, અમે તમને આઝાદ કીધા, તમે જાઓ નબી મહંમદને પાસ,
એમના કહ્યા માફક તમે ચાલજો, તો થાશે મોક્ષ મુગત દિદાર. ચેતો-૧૩૮
હેજી, એ ચારે ખોજા નબી મહંમદ પાસે ગયા, અમને ત્રુઠયા અલી દાતાર,
હવે અમને લઇ તમને સોંપીયા, અમો તમથી ઉતરીએ પાર. ચેતો-૧૩૯
હેજી, ત્યારે નબી મહંમદ બોલીયા, દેખાડયો સત્પંથ ધર્મ આચાર,
અલીને અલ્લાહ કરી માનજો, તેમને દશાંશ કમાણીની દેજો સાર. ચેતો-૧૪૦
હેજી, દશાંશ દશમી પાંતી કહીયે, તે દેજો અલી નરજીને સાર,
ચાલીશો તે અમને આપજો, પીર મુરીદનો એ છે વેહવાર. ચેતો-૧૪૧
હેજી, અલીને અલ્લાહ કરીને માનજો, પીર તો નબી મહંમદ સરદાર,
અમારે ફર્માને તમે ચાલશો, તો તમારે વધશે પુત્ર અને પરવાર. ચેતો-૧૪૨
હેજી, તેની એધાની તમને દઉં છું, તમે સાંભલો કહું તે વિચાર,
આલ તમારી જે થાશે, દીકરા દીકરીનોપરવાર. ચેતો-૧૪૩
હેજી, તેને તમે લઇ કરી ચાલજો, જજો તે પર્વત ઉપર સાર,
તેને ટોચેથી મેલજો, અલી અલ્લાહ કહીને સાર. ચેતો-૧૪૪
હેજી, અલી અલ્લાહ પોતે હશે, તો તો તે ઉગરશે બાલ,
એ નરને તમે સંભારજો, દશાંશ તેમને દેજો નિર્ધાર. ચેતો-૧૪૫
હેજી, એ નરને દશાંશ આલજો, તો તમારો વધશે રિધ્ધિ સિદ્ધિને પરવાર,
ઈમાન સલામત તેના અમે રાખશું, નર અલી રાખશે શરણે સાર. ચેતો-૧૪૬
હેજી આથી આલ તમારી જુગમાં ચાલશે, તેને સાંસો નહિ પડે લગાર,
તે જીવ સત્ય ધરમ પીછાણશે, રોજે કયામત લગી સાર. ચેતો-૧૪૭
હેજી, બીજા પંથ જુગમાં ચાલશે, તેના ધરમ ચાલશે અપાર
તેતો આપ બુદ્ધિવડે સર્વ ચાલશે, તેના ઈમાન નહિ રહે લગાર. ચેતો-૧૪૮
હેજી, તમારી આલના જે સાથે, તેના તો રહેશે સત્પંથસું વ્હેવાર,

નર નારી જે અલીજીને માનશે, પીર મુસલ્લે નબી મહમદ સાર. ચેતો-૧૪૯

હેજી, કલયુગ સંઘે બીજાને બોધશે, જે થાશે અમારો પરવાર
તે માંહેથી થર કોઇ રહેશે, એવો કલીનો કઠન વહેવાર. ચેતો-૧૫૦
હેજી, ત્યારે ક્રિયાનાં હિણા જીવ ભૂલશે, જે મેલશે સત્ય ધરમનો આચાર,
આ સત્પંથ મૂકીને બાહેર જાશે, જઇ કરશે નિંદા જુઠ કુડીઆલ. ચેતો-૧૫૧
હેજી, દર દીવાને જઇ વાતો કરશે, આપણા ધરમ માર્ગનો કરશે વિસ્તાર
આ દશાંશ આપતાં ઓછું આણશે, અને તેનો જીવ થર નહિ રહે લગાર. ચેતો-૧૫૨
હેજી ત્યાં તમારી આલનો જે થાશે, તેની નર અલીજી કરશે વાર,
ઇમાન તેના સાબુત રાખશે, જ્યારે આવશે કલીયુગ સંઘની વાર. ચેતો-૧૫૩
હેજી, ત્યારે કરી સલામને ઉઠીયા, નબી મહંમદ પાસેથી ખોજા ચાર,
તેણે તો જઇ પોતાનો ધંધો કર્યો, તેમાંથી ખટયાની દશાંશ દીધી સાર. ચેતો-૧૫૪
હેજી, નબી ને ફર્માને ધર્મે ચાલીયા, તેના વાધ્યા રિદ્ધ સિદ્ધ પુત્ર તે પરવાર,
તેના બાલ જ્યારે જન્મે છે, તેને પર્વતેથી ગબડાવે તેણીવાર. ચેતો-૧૫૫
હેજી, એ ચાલ આજ દીન સુધી છે, નબીએ બોધ્યા ખોજા ચાર,
તેની આલ આજ સુધી છે, તે ભૂખ્યા તૃષ્યા નહિ રેહ લગાર. ચેતો-૧૫૬
હેજી, એતો મુલ ધર્મ ઉપર સાબિત છે, નથીમેલ્યો ધર્મ આચાર,
તેમણે સત્પંથ ગુપ્ત આરાધિયા, દીન ફાએસ ન ફીધો લગાર. ચેતો-૧૫૭
હેજી, જે નર દશાંશ શુક્રિતે પૂરા હુવા, અને જુઠ નિંદા ન કીધી લગાર,
તેને માહદન દોહેલું કેમ હોશે ? જેણે દશાંશ સદ્ગોરમુખે આપી સાર. ચેતો-૧૫૮
હેજી, એરે ખોજા સત્પંથે આવીયાં, નબી મહંમદની હતી વાર,
ત્યાંથી સત્પંથ ચાલીયા, તે જાહેર કર્યો નબીના પરવાર. ચેતો-૧૫૯
હેજી, નબીજીની કલા માંહેથી ઉપન્યા, ઇમામ હશન હુશ્યેન પરવાર,
તેનારે કુલ માંહેથી ઉપન્યા, ઇમામ જયેનુલ આબદીન અવતાર. ચેતો-૧૬૦
હેજી, ત્યાંથી આલજે ચાલીયા, તેતો અવતારો અવતાર,
તેને સેવતાં જે ભુલશે, તે તો જાશે દોજકને દ્વાર. ચેતો-૧૬૧
હેજી, અલી નબીથી સત્પંથ ચાલીયા, તેના સેવીએ ગુપ્ત અવતાર,
અથર્વ વેદનો આ પંથ કહીયે, એને ખોળી કાઢો કુરાન મોઝાર. ચેતો-૧૬૨
હેજી, દશ સીપારા કુરાનનાં અર્થવેદનો છે સાર,
ગુપ્ત સત્પંથ જે રાખીયા, આરાધ્યા તે પામ્યા પાર. ચેતો-૧૬૩
હેજી, અનંત કલફ અનંત યુગ વહી ગયા, તેમાં જીવ ઓધર્યા અપાર,

આ કલીયુગમાં અલી નબી આવીયા, તે કરવા જીવુંની સંભાળ. ચેતો-૧૬૪
હેજી, તે ફર્માને જે જીવ ચાલશે, તે જીવ પામશે મોક્ષ દીદાર,
જાદુ કપટ જે જીવ શીખશે, તેતો જાશે નર્કને દ્વાર. ચેતો-૧૬૫
હેજી, આદ ઉનાદથી સત્પંથ કહી, કરણ કલફ યુગ સાર,
જાંખા નવ્વાણું પહેલા કલફે ઓધર્યા, તે તો પામ્યા મોક્ષ દીદાર. ચેતો-૧૬૬
હેજી, બીજા કલફ માંહે ઓધર્યા, છપ્પન કરોડી મેઘા મહારાજ,
આદગુરુ બ્રહ્માની સેવામાં રહ્યા, તેણે ઓળખ્યો પોતાનો રાજ. ચેતો-૧૬૭
હેજી, બત્રીસ ક્રોડી કિન્નર કહીયે, તેણે સદ્દ્ગોર ઉપર રાખ્યો વિશ્વાસ,
તે જીવ તો આગળ ઓદર્યા, ત્રીજા કલફ માંહે ખાસ. ચેતો-૧૬૮
હેજી, આજ તેત્રીસ ક્રોડી ધર્મિ પૂરા થયા, ચોથા કલફ માંહે સાર,
સદ્દ્ગોર સેવાથી ન ચુકીયા, તો પહોંચ્યા અમરાપુર મોઝાર. ચેતો-૧૬૯
હેજી, ચોથા કલફલમાં ચાર યુગ થયા, કર્તા તે નરઅલી દાતાર,
કર્તા, ત્રેતા દ્રાપટ યુગ કર્યા, ચોથો તે કલિયુગ સાર. ચેતો-૧૭૦
હેજી, કર્તા યુગમાં રાજા પ્રેહેલાદ, તેણે બ્રહ્માજીને સેવ્યા સાર,
હરણાં કંશ ઘેર અવતર્યા, તેણે બાપ શું ન રાખ્યો વ્યવહાર ચોતે-૧૭૧
હેજી, પિતાએ તેને પરહર્યો, તે તો જનમ્યો વનડા મોઝાર,
તેની સેવા દીઠી સ્વામીરાજે,થંભમાં પ્રગટયા દેવ મુરાર. ચેતો-૧૭૨
હેજી, પ્રહલાની વારે નૃસિંહ આવીયા, દીઠું હરણા કંશનું જોર અપાર,
માગ માગ પ્રહલાદ શ્રી નૃસિંહ ભણે, તમને ત્રુઠયા વિષ્ણુ દાતાર. ચેતો-૧૭૩
હેજી, પ્રહલાદ હરી પ્રતે બોલીયા, સ્વામી ધન્ય ધન્ય ગુરુ અવતાર,
તેમને પ્રતાપે તમે પધારિયા, તમ સત ઉપર જાઉં બલિહાર. ચેતો-૧૭૪
હેજી, સદ્દ્ગોર થકી અમ સેવા કીધી, તેથી પામ્યા તમ દર્શન,
તેં સદગોરના પ્રતાપે કરી, છોડાવે લક્ષ ચોરાશીના ફંદ. ચેતો-૧૭૫
હેજી સદગોર પ્રતાપે શ્રી નરસિંહ ત્રૂઠીયા ક્રોડી પાંચ ઉતાર્યા પાર
તે તો જીવ અમરાપુરીમાં ગયા તેનો સાંસો ન રહ્યો લગાર ચેતો-૧૭૬
હેજી, ત્રેતા યુગ માંહે રાજા હરિશચંદ્ર થયા, તેને તારાદે રાણી નાર,
કુંવર રોહી દાસ તેનો પુત્ર કહીયે, તેણે સેવ્યા તે વિષ્ણુ કિર્તાર. ચેતો-૧૭૭
હેજી, સતી તારા રાણીએ સેવા કીધી, સ્વામીની રક્ષાથી ઉતરીયા પાર,
સંગતથી સદ્દ્ગોર પામીયા, તે ધર્મ પામ્યા હરિશ્ચંદ્ર સાર. ચેતો-૧૭૮
હેજી, હરશિચંદ્ર સદ્દ્ગોર સેવામાં રહ્યા, તેના પુત્રને રાણી સાર,

રાજપાટ સર્વ મેલી કરી, ધાયા સત્ય ધર્મે સાર. ચેતો-૧૭૯

હેજી, તેણે હાલ માલ સર્વ દીધા ગુરૂ નામે, અને વેચાણા ઝાંપડા દ્વારા,

તેને ત્યાં સદ્ગોર મલ્યા, જ્યારે દીઠી કસણી અપાર. ચેતો-૧૮૦

હેજી, ત્યારે વારો હતો રામચંદ્રનો, સદ્ગોર વસ્ઠિજી સાર,

અવતાર જાણીને સેવા કીધી, ત્યારે ઓધર્યા નર ને નાર. ચેતો-૧૮૧

હેજી, સાત ક્રોડી અમરાપુર ગયા, તે તો વસિષ્ઠે ઉંતર્યા પાર,

એવા થઇ તમે ચાલજો, તમને કહું છું સત્ય વિચાર. ચેતો-૧૮૨

હેજી, સદ્ગોર યુગો યુગ આવીયા, તેમણે ધર્મ બતાવ્યા સાર,

તમે ચેતણહાર ચેતજો, મનુષ્ય તન નહિ મલે વારંવાર. ચેતો-૧૮૩

હેજી, દ્વાપર યુગે પાંડવ થયા, શ્રીકૃષ્ણ શું રાખ્યો પ્યાર,

માતા કુંતાના પુત્ર કહીએ, દ્રુપુતીના ભરથાર. ચેતો-૧૮૪

હેજી, રાજા ધર્મ અર્જુન સેહદેવ કહીયે, ભીમ નીકુળ મહા જોધ.

તેમણે કુરુક્ષેત્રમાં યુદ્ધ કર્યા, કૌરવો પર મહા ક્રોધ. ચેતો-૧૮૫

હેજી અઢાર ક્ષોણી આવી બેઠા, ત્યાં ઇંડાને આંચ ન આવી લગાર,

એવા યોધ્ધા મહાબળવંતા, તેનો ઋષિવર સાંભળો વિચાર. ચેતો-૧૮૬

હેજી, તેમને સદ્ગોર વિદુર વ્યાસ મલ્યા, મેલાવ્યો ત્યારે સંસાર,

હશનાપુરીમાં રાજ કર્તા, તે તો સદ્ગોર વચને મેલ્યા તેણીવાર. ચેતો-૧૮૭

હેજી, માતા કુંતા સતી દ્રુપતિ કહીયે, યુધિષ્ઠિર પાંડવ સાર,

સેવા કીધી સાચા સદ્ગોર તણી, તે સતે ઉતરીયા પાર. ચેતો-૧૮૮

હેજી, ઓધરવા કારણ એટલું કર્યું, મેલ્યા રાજપાટ સંસાર,

સદ્ગોર વ્યાસે વાણી કહી, તે પર ચાલયા પૂરે વિશ્વાસ. ચેતો-૧૮૯

હેજી, ગોર વિદુર વ્યાસ કૃષ્ણ નર થયા, રાજા યુધિષ્ટિરે રાખ્યો પ્યાર,

નવક્રોડી જીવ નીમીયા, તેણે સદ્ગોર સેવ્યા પુરણ પ્યાર. ચોતે-૧૯૦

હેજી, સેવા જાણી તે ઋષિવર તણી, તેનો મુખી તે રાજા યુધિષ્ઠર સાર,

તે નવક્રોડી અમરાપુર ગયા, સદ્ગોર વચને પહોંચ્યા વૈકુંઠ દ્વાર. ચેતો-૧૯૧

હેજી, એવું જાણી તમો ચાલજો, આગલ માર્ગ દોહલો અપાર,

તે સદ્ગોર બ્રહ્માજી યુગોયુગ આવીયા, તેની વાણીથી ઉતર્યો સર્વે પાર. ચેતો-૧૯૨

હેજી, આનંત કલફ આગળ વહી ગયા,યુગોનો નહિરે શુમાર,

જે જીવ સદ્ગોર ને ફર્માને ચાલીયા, તે જઇ પહોંચ્યા સ્વર્ગ દ્વાર. ચેતો-૧૯૩

હેજી, ત્રણ યુગ હવે પુરા થયા, આવી કલિયુગની વાર,

કુમન કુભાવ કુબુદ્ધ પર હરિયે, સાહેબ નામ લેતાં નિશ્ચે તરીયે. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.

**અલ્લાહ અલ્લાહ્ જિન્ને કીયા, અને લીયા મહંમદ નામ, મનહર શું નેહ્ જિન્ને કીયા, સો મલિયા અમર ઠામ**
સઘલી વાતથી વાતજ સાર, મન શુધ્ધે પામે સકલ ભવ્પાર. ॥૧॥
કારણ સઘલું મનજ તણું, મુનિવર એથી શું કહિયે ઘણું ? ॥૨॥
કાયા કલેશ મ કરશો જન્ન, થર કરી રાખો તમે ચંચલ મન. ॥૩॥
બ્રહ્મ જ્ઞાને મન થર થાએ, મુનિવર બીજો કોઇ નથી ઉપાએ. ॥૪॥
કાયા કાશી મન છે શ્રી ગંગા, ગોર નર ચરણે જો લાગે રંગા. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.
**રંગ રંગાવો દિલમાં કાએ ફરો વન વાસ ? ઘટ્મા તિર્થ સોધીયે, તો પિયુંજી તેરે પાસ. ॥૨॥**
ઘટમાં તિર્થ ને ઘટમાં વન, નિર્મલ હોવે જો આપણું મન. ॥૧॥
જ્યાં લગી મનશું ફરતા ફરિયે, તિર્થ વનમાં અર્થ નવ સરિયે. ॥૨॥
કારણ સઘલું મન'નું જાણ, અજન અજાણી શું બોલો વાણ ? ॥૩॥
સોધો શાસ્ત્ર ને વેદ પુરાણ, પંછો સદ્ગુરૂ પંડિત શુજાણ. ॥૪॥
સદ્ગુરૂ શાસ્ત્ર જો રાખો ઉથાપ, મનથર થાએ નહિ શોક સંતાપ. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.
**મન થર કરો મુનિવરો, થર વિના દુઃખ અપાર, કારણ સઘલું મનતણું, સદ્ગુરૂ કહે પોકાર. ॥૩॥**
વલી વલી કીજે યેહી જતન, જેણે નિર્મલ થાએ આપણું મન
સાંઇ સમરો તજો અભિમાન, સદ્ગુરૂ ચરણે કીજે ભક્તિ જ્ઞાન. ॥૨॥
ગુરૂ જ્ઞાને સત્ સંગત કરીયે, માયા મોહ મચ્છર પરહરિયે. ॥૩॥
જ્ઞાન વચન હૃદયમાં ધરિયે, સમરણ એક સાહેબનું કરિયે. ॥૪॥
એ સદ્ ભક્તિએ બ્રહ્મ જ્ઞાન, જો સઘલે કીજે દ્રષ્ટિ સમાન. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.
**ઘટ્ ઘટ્ હરિ વશી રહ્યો, તમે જોઇ લેજો જાણ, દેહ થકી નવ અલ્ગો ટલે, એમ સદ્ગુરુ કહે જ્ઞાન ॥૪॥**
એવે અનુભવે હરિ સમરિયે, સદ્ગુરૂ ચરણે કુ બુદ્ધ પરહરિયે. ॥૧॥
ખલકમાં ખાલક ખાલકમાં ખલક, એ બુદ્ધ રાખો મુનિવર સાલક. ॥૨॥
સઘલે પૂરણ શાંઇ પ્રકાશ, પ્રગટ નાં ભાંશે વણ વિશ્વાસ. ॥૩॥
વણ વિશ્વાસે વસુ અફલે, અકલ સ્વરૂપને કોઇ નવ કલે. ॥૪॥
વીષ વિવાદ માં સર્વે મોહ્યા, અજન અમર પીછાણે વિર્લાકોએ. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.
**સદ્ગુરુ વચન ઘટમાં ગ્રહો, તો કારજ સર્વે હોય, મન નિજમને પલમાં લહો, અમર પીછાણે સોએ. ॥૫॥**
અમર પીછોણો તો મનને ગાળો, કલ્પિત વસ્તુ જ્ઞાને વારો. ॥૧॥
આદ ઉનાદનો જાણો મર્મ, તો એક સતંતર ભાશે બ્રહ્મ. ॥૨॥
સર્વ સંગતથી એ છે સાર, બાહેર ભીતર જાણો બ્રહ્મ વિચાર. ॥૩॥
શુદ્ધ વિચારથી હું તું ટલિએ, અજન અંતરે હરિમાં ભળિયે. ॥૪॥
સદ્ગુરૂ જ્ઞાન ઈલમ એમ કહ્યા, એ મન નિરાલંભ એક મન રહ્યા. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.

**જો મન વશ ન રહે આપણુ, તો કેમ ઓળખિયે ધામ ? મન થર થાએ નિજ મને, તો ઓળખિયે પુરણ ઠામ. ॥૬॥**

માયા બ્રહ્મ તે એકજ જોયે, વર્તમાન ઓળખાએ સોયે. ॥૧॥

માયા સંગે મન કલ્પિત ફરિયે, બ્રહ્મ જ્ઞાને સકલ પરહરિયે. ॥૨॥

આપ વિચારી તમે જોજો જન, અજન ઓળખો તમે એણે મન. ॥૩॥

મનના ધર્મ તે ઓળખીને તજીએ, નર નારાયણ નિરંતર ભજિયે. ॥૪॥

જહાં નર ત્યાં નારાયણ જાણ, મનશુદ્ધ પામે તો હોયે ઓળખાણ. ॥૫॥ તુંહી સાચા સાંઇ હો.

**મન શુદ્ધ કરો રે મુનિવરો, તમે માં કરો પરાઈ વાત, મનનું લક્ષણ એજ છે, જે કરે અરી પરી વાત. ॥૭॥**

શુદ્ધ મનનો લક્ષણ યેહ, કેની નિંદા ન કરે તેહ. ॥૧॥

દેખે સઘલે અલ્લાહ્ રહેમાન, જેને અંતર બ્રહ્મ જ્ઞાન. ॥૨॥

અનેક ભક્તિ સાધન જો કરીયે, બ્રહ્મ જ્ઞાન વિણ અર્થ નવ શરીયે. ॥૩॥

બ્રહ્મ જ્ઞાની ઉપાધી નાં દેખે, સૃજન વિના અવર નાં પેખે. ॥૪॥

અનેક રૂપ નામ ગુણ ને કરમ, દર્શન દેખે સબ ઘટ બ્રહ્મ. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.

**સબ ઘટ સાંઇયા દ્રષ્ટિયે, તો આવરણ સર્વે જાએ, અવર ધ્યાન સર્વ પરહરો, ત્યાં રાખો સુરત લગાએ. ॥૮॥**

અવર ઉપાધી સર્વે પર હરિયે, અજન અમર દ્રષ્ટિ કરિયે. ॥૧॥

અમર દ્રષ્ટિએ અર્થ જો સરિયે, તો સંસાર સાગર સુખે તરિયે. ॥૨॥

અમર દ્રષ્ટે રહે તદા કાર, અજન અમર તે સારો ધાર. ॥૩॥

મુનિવર સાવધાન થઈને રહિયે, અમર દ્રષ્ટિ હૃદયમાં ધરિયે. ॥૪॥

અમર દ્રષ્ટિએ અમર નિર્ખીયે. અજન અમર મન જોઇ હર્ખીયે, ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.

**અમર અલી અવતાર છે, આદ્ય વિષ્ણુ પરમાણ, આલે અમર જે પ્રગટયા, સોહી પીર પીછાણ.॥૯॥**

હરિને જોતાં મન હોયે પ્રશ્ન, અરૂ પરૂ કાંઇ નવ ધાવે મન. ॥૧॥

હરિ ચરણે મન નિર્મલ હોએ, મુનિવર હરિને નિરંતર જોએ. ॥૨॥

મનસા વાચા ને કાયા સહી, મુનિવર રાખો હૃદયમાં ગૃહી. ॥૩॥

ગોર નરને મીલાવે જેહ, અજન અમર સત્ય ભાંખે જેહ, ॥૪॥

સર્વ પ્રકારે મન દ્રઢ કરીયે, સ્મરણ એક હિર ચિંત્તે ધરિયે. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.

**સાંઈ સ્મરણ કીજીયે, સદ્ગોર તણો લીજે ભેદ, આદ્યવિષ્ણુ નરઅલી સત્યછે એમ બોલે ચારે વેદ. ॥૧૦॥**

વેદ તણુ જો કહ્યું કરીયે, અલી અલી નામ અહો નિશ ઓચરીયે. ॥૧॥

અવર ઉપાયે અર્થ નવ સરીયે, અલીઅલી કહેતાં નીશ્ચે તરીયે. ॥૨॥

પ્રેમે પ્રીતે જપો અવિનાશ, અજન અવરની તજો આશ, ॥૩॥

ફલને અર્થે ભજીયે સારંગપ્રાણ, તે તો દુકાન દારી પુરણજાણ. ॥૪॥

ફલ તજી સાહેબની સેવા કરિયે, કેવળ ભક્તિજ્ઞાન હૃદયમાં ધરીયે. ॥૫॥

**સાહેબ વાહાલા બહુકરો, છોડો અવરની આશ, સર્વે આશા પરહરો, તો ગોર નર તેરે પાસ. ॥૧૧॥**

વિષય વાસના પર હરિયે જાણ, તેને સાહેબ વાહલા પ્રમાણ. ॥૧॥
જેનુ મન ગોર નર ચરણે રમે, તેને અતીશે અન્ન નવ ગમે. ॥૨॥
જયેણે એક સાહેબ વાહાલા કરીયા, ત્યેણે રિદ્ધિ સિદ્ધિ ભોગ પરહરિયા. ॥૩॥
હરિને હરિજન વ્હાલા સહી, સત્ય સત્ય શ્રી મુખ વાણી કહી. ॥૪॥
શ્રી મુખ વાણી કહ્યું વચન, સાંભલો મુનિવરો એકે મને. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.
**શ્રી મુખ વાણી ઓચરે, મુજને વ્હાલા મિંત, વિશ્વ વાસીનાં વચન પર, સર્વે ધરજો એક ચિંત,॥૧૨॥**
મુજને વ્હાલા મુનિવર જન, જેનો કહિયે નિશ્ચલ મન. ॥૧॥
તે હરિજનની હું સેવા કરૂં, તેઉના વચન તે મસ્તેક ધરૂં. ॥૨॥
હું તે હરિજન હરિજન તે હું જાણ, એમ કહે શ્રી નારાયણ વાણ. ॥૩॥
હરિ હરિજન વચે અંતર નાહિ, રૂપ બે પણ ઘટ એકજ સહી. ॥૪॥
હરિજન હરિજન નિશ્ચે કરૂં, હરિ હરિજનને ક્ષેણુ ન વિસરૂં. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.
**હરિને હરિજન એક છે, તે દોએમાં દેખો જાણ, જેમ હંસકાયામાં જાણીયે, એમ શ્રી મુખ કહે વાણ. ॥૧૩॥**
હરિ હરિજન સદાં એકજ જાણ, અજન અંતરમાં નિશ્ચે આણ. ॥૧॥
હરિથી હરિજન મોટા સહી, હરિ ત્રિગુણ હરિજન ત્રિગુણ નહિ, ॥૨॥
હરિજનને એક હરિ ચિત વંન્દ, એ અવર કાંઇ ન ઇચ્છે મન. ॥૩॥
હરિજન પુજતાં વિષ્ણુ પુજાએ, પુજક પૂજે હરિતૃપત થાયે. ॥૪॥
સાહેબ સઘલે એમ વેદજ વદે, પ્રગટય છે હરિ હરિજનને હૃદયે. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.
**પૃગટ હૃદયે હરિજનને, જેણે તજિયા વિષવિવાદ, અમર ખેલ અતોલ ગત, તેનો કોઈનાં લેવે પાર. ॥૧૪॥**
ક્ષાર ધર્તિએ ઉદક જોએ, તેણે જલે કછુ અર્થનાં હોએ. ॥૧॥
પ્રગટ હોય ત્યાં કારજ થાએ, હરિ પ્રગટ જ્યાં હરિગુણ ગાએ. ॥૨॥
જેને લક્ષણ હોએ ત્રીસ, એ હરિજનને પ્રગટ યુગ દીશ, ॥૩॥
હરિજન લક્ષણ હૃદયમાં ગ્રહો, અજન અંતરમાં સમજી રહો. ॥૪॥
સંતના લક્ષણ કહિયે જેહ, એક મને મુનિવર શુણિયે તેહ. ॥૫॥ તુંહી સાચા સાંઇ હો
**એકમન થઈને સાંભલો, સાવધાન થઈ મોક્ષરે, જેમ તેમ કરીને આદરો, લક્ષણ કેરી જુગતરે. ॥૧૫॥**
જેમ તેમ કરી આદરિયે વાત, તો બ્રહ્મ જ્ઞાન પામીયે સાક્ષાત. ॥૧॥
રેહેમ હૃદયમાં કુબુદ્ધપર હરિયે, હરિજન ક્ષમા સદા મન ધરિયે. ॥૨॥
સર્વ વચન બોલે સત્ય સંત, જેને અજન અંતરમાં વ્હાલા ભગવંત ॥૩॥
હરિજન હરિચરણે મન માંડે, અવર કુમાર્ગ મેલી છાંડે. ॥૪॥
હર્ષ શોક નકરે સદાઇ, પર ઉપ્કારે હર્ષ શું ધાઇ. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.
**પર ઉપકારી પ્રમાર્થી, હરિજન તેનું નામ, કામ ક્રોધ વ્યાપે નહિ, નિર્મલ બુદ્ધ તમામ. ॥૧૬॥**
કામ કયેમે હણાયે નહિ, ધીર વિર તે જાણો સહી. ॥૧॥

ઇન્દ્રી સર્વ પવિત્ર કરીયે, નિર્દોષ નિસંગત હોઇ ચ્યોદિશ ફરિયે. ॥૨॥
કોમલ સ્વભાવ સંતોક નિન્ય ગ્રહિયે, જાહેર બાતિન પવિત્ર કરીયે. ॥૩॥
સાચા હરિજન એક ચિંત્તે હોઇ, વિષય વિકારનાં દીશે કોઇ. ॥૪॥
હૈયે ન ઉપજે કછુ અણુ પ્રમાણ, ભક્તિ જ્ઞાન તેણે કરી જાણ. ॥૫॥ તુંહી સાચા સાંઇ હો

**સત્ય કરી જાણો તે હરિજનને, જેને એક હરિની ઓથરે, અહાર વ્યવહારને વળગી રહ્યો, તેની ભક્તિ થોથ રે. ॥૧૭॥**

જુગ્તે અહાર ને જુગ્તે વ્યવહાર, અંજન અંતરમાં વસ્તુ વિચાર. ॥૧॥
શિળ સ્વભાવ હરિજન મન ધરિયે, સ્થિર સ્થિરતાને સદા અનુસરિયે. ॥૨॥
સદ્‌ગુરુ સાહેબને શરણે રહિયે, ગુરુનર ભક્તિ તે તેની કહિયે. ॥૩॥
મન નિર્મલ તે મુનિવર જાણ, બાહેર ભીતર સાંરંગ પ્રાણ. ॥૪॥
અમર અકર નિત્ય રહે સાવધાન, આઠ મધ્યનું જેને નહિ માન. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.

**આઠ મધ અભિમાનના, એને પર હરિજન નિર્ધાર, તે ધીર વિર સાચાસદા, તેના અનુંભવનો નહિ પાર. ॥૧૮॥**

જેના અનુભવનો નહિ પાર, ગુણ ગંભિર તે હરિજન સાર. ॥૧॥
ધરતી જેવા ગુણ હૃદયમાં ધરિયે, ખીર ગ્રહી નીર પર હરિયે. ॥૨॥
સત્ય સોહી જો હંસવૃતી ધરિયે, સાર ગ્રહીને છાર પ્રહરિયે. ॥૩॥
સદ્‌ગોર સાહેબ તે ખીર જાણો, વણસે વિશ્વ તે નીર પ્રમાણો. ॥૪॥
હરિજન નિત્ય હરિનાં કરે વખાણ, હરિચરણે હરિજન નિર્વાણ. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.

**ષટ ગુણ ઝીતે તે હરિજન, માન રહીત માંહા મિતરે, તે વ્યરાગી વિશ્વવાશી ખરા, તે હરિજન હરિનાં ચિંતરે. ॥૧૯॥**

ષટ ગુણ ઝીતે તે હરિજન પ્રમાણ, માન રહીત તે ઓત્તમ જાણ. ॥૧॥
સર્વ સૃષ્ટિને દે અતી માન, આપ વિષે નાંહી અભિમાન. ॥૨॥
કલ્પ વૃક્ષ ની પેરે સ્મર્થ, ઓત્તમ હરિજન ટાળે અનર્થ. ॥૩॥
મિત્ર ભાવ સગલે છે જેને, રેહેમ રહૃદયમાં કહિયે તેને. ॥૪॥
હરિજન સમૂ સતી નહિ કોઇ, મહાપદ પદ્ધી નિરંતર જોઇ. ॥૫॥ તુંહી સાચા સાંઇ હો.

**મહા પદ્ધી હરિજનને, જે જીવતાં મૃત્યુ હોયે, અનંત લોચન ઉઘેડીયા, તે સબઘટ દર્શન જોયે. ॥૨૦॥**

સાંઇ પ્રગટ હરિજનને હૃદયે, ગુરુનર શાસ્ત્રે એમ વાણી વદે. ॥૧॥
હરિ તે હરિજન હરિજન તે હરિ, એ બુદ્ધ રાખો હૃદયમાં ધરી. ॥૨॥
શ્રીમુખ વચન બોલે જોએ, અજન અંતરમાં પ્રગટ હોએ. ॥૩॥
આદ્ય સદવ્ગુરૂ સત્યને સેવે જેહ, સુખે પ્રેમપદ પામે તેહ. ॥૪॥
કાયા કલેશ સાધન વણ કર્મ, સત્ય સંગતે મલિયે પરીબ્રહ્મ. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.

**પરિબ્રહ્મ સદ્‌ગુરૂ તો મલે, જો ગુરુ ભેદ પીછાણ, તે મર્મ હરિજનને હૃદયે, તે હરિજન મહિમાં જાણ. ॥૨૧॥**

સત્ય સંગતનો મહિમા ઘણો, પાર ના પામે કોઇ તે તણો. ॥૧॥
એક મને સેવો તો હરિ પીછાણો, સત્યસંગતે તમે સાધન જાણો. ॥૨॥

સત્ય સંગતે થાયે બ્રહ્મજ્ઞાન, બ્રહ્મજ્ઞાને થાયે દ્રષ્ટિ સમાન. ॥૩॥
દ્રષ્ટિ સમાને સઘલે હરિ જોએ, અજન અમર જીવન મૂક્તિ સોએ. ॥૪॥
સાવધાન થાઓ રે ઋષિજન, સાંઇ સ્મરણનું કરો જતન. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.
**શાહ સ્મરણ કરો હરિજનો, સાધન કરો તન મન્ રે, પૂંજી છે પરીબ્રહ્મની, મનુષ્ય જન્મ રતન રે. ॥૨૨॥**
મનુષ્ય જન્મ મૂક્તિનો દ્વાર, તે નહિ પામો તમે વારંવાર. ॥૧॥
જે ક્ષણ જાયે તે આવે નહિ, સાંઇ સ્મરણ તમે સાધો સહી. ॥૨॥
શ્રીમુખ સાહેબ કહ્યું તે કહું, અજન અમર કાએરે નવ લહ્યું. ॥૩॥
પંથ માંહે બહુ મત છે ઘણા, માર્ગ રોક્યા છે ભક્તિ તણા. ॥૪॥
તેને જોઇ રાખો સ્થિર ચિંત્ત, સદ્ગુરુ સાહેબ સૂ રાખો ચિંત્ત. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.
**એક અદ્વિતીયા ચિંત્ત રાખીયે, અને ગ્રહિયે ભક્તિ ભગવંત, અરૂ પરૂ નવ જોઇયે, તો ચોખા હોવે ચિંત્ત. ॥૨૩॥**
સત્ય હરિજન ગુણ જ્ઞાની જામ, જેનર જપે એક પુરુષ પુરાણ. ॥૧॥
ભક્તિ પાખે સાધન તેહ શું ? ગ્રંથ પાખે જેમ ભોજન કયેશું ? ॥૨॥
સાંઇ ચરણ જેણે હૃદયમાં ધરિયા, તે હરિજન સાધન સર્વે કરીયા. ॥૩॥
હરિહોય ત્યાંહ સર્વે થાયે, બીજો નથી કોઇ અવર ઉપાયે. ॥૪॥
હરિ સ્મર્ણે સકલ શુદ્ધ થાએ, મોક્ષ ગતી તે ચારે પમાએ. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.
**ચારે મોક્ષ પામે સહી, સ્મરણે સારંગ પાણ, વલી વલી સ્મરો તેહને. ચોખે ચિંત્તે પ્રમાણ. ॥૨૪॥**
વલી વલી એવે અવ્સરે જો મલિયે, સાંઇ સ્મરતા સર્વે દુઃખ ટલિયે. ॥૧॥
સાંઇ સ્મરણ તણો એ છે નેમ, સદ્ગુરુ સાથે નિરંતર પ્રેમ. ॥૨॥
સર્વે સ્મરણ સાંઇનું કરિયે, નિંદા જુઠ મનથી પર હરિયે. ॥૩॥
મન વચન કાયાએ કરી, સઘલે જાણે એકજ હરિ. ॥૪॥
સર્વ સૃષ્ટિ શું સરખી પ્રિત, અજન અમરની સ્મરણ રીત. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.
**એજ રીત સ્મરણ તણી, નિર્મલ ભક્તિ પ્રમાણ, અખંડ ધ્યાને આરાધિયે, તે અનંત ભક્તિ જાણ. ॥૨૫॥**
અનિત્ય ભક્તિ તેનું નામ, સાંઇ પાંખે નહિ ઠાલો ઠામ. ॥૧॥
સઘલે જાણો એક રેહમાન્, અજન અમર તે તત્વ જ્ઞાન. ॥૨॥
સબ્ ઘટ જાણી સર્વને વંદો, અજન અંતરે કેને નવ નિંદો. ॥૩॥
આત્મ સર્વનો અંતર જામી, સબ્ઘટ સર્ખો એકજ સ્વામી. ॥૪॥
બાહેર ભીતર એક હરિનો વાસ, સત્ય ગુરૂ સર્વ કરે પ્રકારશ ॥૫॥
**સર્વને સદ્ગુરુ કહે, તમે ચેતો મુનિવર વીર, બાહેર ભીતર વશી રહ્યો, સર્વે નિર્મલ શરીર. ॥૨૬॥**
બાહેર ભીતર એકજ સાંઇ, અજન અંતર બુદ્ધ રાખો માંહી. ॥૧॥
નિત્ય એક સદ્ગુરની સરણે રહિયે, સબ્ ઘટ સાહેબ જ્ઞાને લહિયે. ॥૨॥
અનુ ભવિ જ્ઞાની મહા મહંત, સંસારીને તે દુર્લભ સંત. ॥૩॥

 પૂર્ણ પ્રિત જેમે નહિ હોએ, જ્ઞાની પુરૂષ ને ન ઓલખે સોયે. ॥૪॥
પ્રપંચ માંહે રહે જેનું મન, અજન અંતરમાં તેને નહિ હરિજન. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.
**સંસારી તેને કહો, જેની પ્રપંચ ઉપર પ્રીત, અસત્ય ને જે સત્ય કહે, તે જ્ઞાની તણી નહિ રીત. ॥૨૭॥**
અસત્ય ને જો સત્ય કરી ગ્રહિયે, તેને હૃદય એક સાંઇ નવ કહિયે, ॥૧॥
સદ્ગુરુ સમજણે અર્થ જ સરિયે, જન્મ મરણ થકી ઓ ધરિયે. ॥૨॥
સર્વ શાસ્ત્ર કેરો યેહ ભેવ, ચૈતન પુરૂ, તે ઉત્તમ દેવ. ॥૩॥
આત્મ જાણી સર્વેને નમિયે, અજન અંતરમાં સાંઇ સ્મરીયે. ॥૪॥
અંત્તર દ્રષ્ટિએ જુઓ એકસામ, બાહેર દ્રષ્ટે વિરા સરે ન કામ. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.
**બાહેર દ્રષ્ટિ નવ રાખીયે, અંતર દ્રષ્ટિએ હરિજો એ, કૃપા હોએ સદ્ગુરૂ તણી, તો ભીતર દર્શન હોએ. ॥૨૮॥**
અંતર દ્રષ્ટે દર્શન નિર્ખો, બાહેર દ્રષ્ટે સાંઈ નવ પેખો. ॥૧॥
ગુરુ નર કહે ઘણુ ઘણુ પોકારી, બાહેર દ્રષ્ટિ તમે રાખો વારી. ॥૨॥
અંત્તર દ્રષ્ટિ નિરતર ધરિયે, અજન અંતરથી દ્વીત પરહરિયે. ॥૩॥
હરિતે હર ને હર તે હરિ, વેદ વચને વાણી ઓચરી. ॥૪॥
અજિત જ્યારે અંગીકારજ કરિયું, હરિહર નામ તે ત્યારે ધરિયું. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.
**હરિહર નામ ત્યારે ધરિયું, કર્યું અંગિકાર અભેદ, હરિહરમાં અંતર નહિ, એવા જાણો મુનિવર ભેદ. ॥૨૯॥**
હરિહર નામે કશો નહિ ભેદ, એમ બોલે ભાઇ ચારે વેદ. ॥૧॥
નર નારી જગત સૌ એહ, અજન અંત્તરમાં નહિ સંદેહ. ॥૨॥
નારાયણ નરને વિસારે નહિ, નરનું મન તે નારાયણ સહી. ॥૩॥
એક આત્મા ને જુજવા રૂપ, આખર જોતાં એક સ્વરૂપ ॥૪॥
બ્રહ્મા' વિષ્ણુ' માહેશ્વર' જાણ, એ' ત્રી મૂરત એક નિર્વાણ. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.
**એક મૂરત ત્રણ દેવ છે, એ' કહિયે એક સમાન, ત્રણ ગુણ પ્રતિતે થાએ છે, દ્રઢ મન કરી પિછાણ. ॥૩૦॥**
લક્ષ ચોરાસી તે ચારે ખાણ, એક સ્વરૂપ થી સર્વે જાણ. ॥૧॥
કારણ કારજ રૂપ' ઉપસિયું, કારણ માંહેતે કારજ વસિયું. ॥૨॥
કનક કુંડલે જળ હળે જયેમ, બ્રહ્મ માંહે બ્રમાંડ છે તેમ. ॥૩॥
તત્વ વિના પિંડ ન હોએ, પિંડ માંહે ભાઇ તત્વ સોહે. ॥૪॥
તેમ સર્વ ઉત્પતી એ જગદીશ, સર્વ ઘટ માંહે એકજ ઇશ. ॥૫॥ તુંહીં સાચા સાંઇ હો.
**સર્વ ઘટ એકજ સાંઇ યાં, એક અનેક જો સાર, સદ્ગુરુ વચને જ્ઞાન કહું, થોડા માંહે અપાર. ॥૩૧॥**
થોડા માંહે પ્રબોધજ ઘણી, નિંદા નાં કીજે ભાઈ કોઈજ તણી. ॥૧॥
સર્વ સૃષ્ટિ ને પ્રણામજ કરીયે, સદ્ગુરુ વચન હૃદયમાં ધરિયે. ॥૨॥
શુદ્ધ સ્મજણ હૃદયમાં રાખો, ઘેલા થઇને કાં' જયમ ત્યમ દાખો ? ॥૩॥
જયે તેમ દાખે કાંઇ અર્થનાં સરિયે, કાચે કુંભે નીરનાં ભરીયે. ॥૪॥

શાસ્ત્ર ભણતાં નાં આવે જ્ઞાન, વળી વિશેરો આવે અભિમાન. ।।૫।। તુંહીં સાચા સાંઇ હો.
**અભિમાન તજો મુનિવરો, સદ્દ્ગુરુ પારસ પિછાણ, હિરે હિરો વિંધીએ, તે હરિ પારસ કરી જાણ. ।।૩૨।।**
ધમિયું સોનું વહી કરી જાએ, અંજન અંતરમાં કોઇના પાએ. ।।૧।।
સદ્દ્ગુરુ જ્ઞાનનો ભેદજ લઇયે, કરમ ફળ ને વળગી નાં રહિયે. ।।૨।।
ભેદનાં જાણે સદ્દ્ગુરુ નો સાર, ખર પર ચંદન વહે જેમ ભાર. ।।૩।।
અહાર, નિંદ્રા, ને ભય, મૈથુન, સર્વે દેહને જાણો સરખાજન. ।।૪।।
મનુષ્યા દેહી ને અદકું જ્ઞાન, જ્ઞાન નહિ તે પશુ સમાન. ।।૫।। તુંહીં સાચા સાંઇ હો.
**જ્ઞાન સમજો મુનિવરો, થર કરવાને મન. થર મને મુકતા ફળ મળે, એમ જાણો મુનિ જન. ।।૩૩।।**
એવું જાણી ને જે ચેત્યા જન, બ્રહ્મ જ્ઞાન વિના ન છુટે કરમ. ।।૧।।
અજન અંતરમાં રાખી રહિયે, વાદ વિવાદ વિષય સર્વે તજિયે. ।।૨।।
મુનિવર સર્વેને હેતે લઇયે, મન ચિંત સર્વગુરુ નર ચરણે દઇયે. ।।૩।।
મન માંહેથી જો મમતા તજિયે, તો ઘટ માંહે બ્રહ્મ જ્ઞાન સજિયે. ।।૪।।
જ્યાં લગી મમતાએ હુંહું કરશે, ત્યાં લગી કાયા કલેશ ભોગવશે. ।।૫।। તુંહીં સાચા સાંઇ હો.
**કાયા કલેશ ના કીજીયે. નિર્મલ કીજીયે દેહ, વાસના સર્વે છોડીયે, એક સૃજન સાથે નેહ. ।।૩૪।।**
સર્વે વાશના જ્યારે ગળે, અંતર માંહેલી દુગ્ધા ટળે. ।।૧।।
સત્ય સંગે થાએ વાસના ભંગ, હરિચરણે જો લાગે રંગ. ।।૨।।
સદવ્ગોર કર્યાની જાણે જુગત, હરિચિંત્વે થાએ જીવન મુગત. ।।૩।।
સદ્દ્ગુરુ ક્રિયા સત્ય શાસ્ત્રે, હોએ, સત્ય શાસ્ત્રે તે હરિજન જોએ. ।।૪।।
સાચા હરિજન કહિયે સોએ, અજન અંતરે પ્રમાર્થિ હોયે. ।।૫।। તુંહી સાચા સાંઇ હો.
**પ્રમાર્થે બુદ્ધિ રાખીયે, તો ચિંત્તે આવે જ્ઞાન, ચિંત્ત ચોખા ચંદન કરો, તો ટળે મોહક અજ્ઞાન ।।૩૫।।**
પરમાર્થિ સદ્દ્ગુરુ જ્યારે મલિયે, ત્યારે જીવના શંકટ ટલીએ. ।।૧।।
શંકટ ટાલી સમજી રહે મન, તે'નાં કરે વિષયનું ચિત્તવન. ।।૨।।
વિષય તણુ ચિત્તવન છે જેને, મહા મૂર્ખ કહીયે તેને. ।।૩।।
દુઃખ પર વર્તિ તે નર્ક જાણ, વિષયા સાથે વૈરાગ્ય જાણ. ।।૪।।
વિષય સાથે વૈરાગ્ય છે જેને, જીવન મૂક્ત કહિયે તેને. ।।૫।।
**જીવન મૂક્ત હોઈ રહો, વિષય તજો વિકાર, જો મન ખેલે મોકલા, તો મન ઠારી બેસાડો ઠાર. ।।૩૬।।**
વિષય સાથે જહાં લગી મન હોય, તો ઠરી ઠાર નાં બેશે કો એ. ।।૧।।
સર્વે ધર્મ ષટ દર્શન કામ, કુળની ક્રિયાએ ન મલે સામ. ।।૨।।
અજનસાચો સાધન એક વૈરાગ્ય, ન એ પ્રગટે અંતરે વણભાગ્ય. ।।૩।।
જ્યાં વૈરાગ્ય ત્યાં રિદ્ધ ને સિદ્ધ, જ્યાં વૈરાગ્ય ત્યાં નવ નિદ્ધ. ।।૪।।
સકલ પદાર્થ વૈરાગ્ય જાણ, અજન અંતરે સાધન પ્રમાણ. ।।૫।। તુંહીં સાચા સાંઇ હો.

**સાધન કરો વૈરાગ્યનું, તો સકલ પદાર્થ હોય, વણ વૈરાગ્યે માનવી અર્થ સરે નાં કોય. ।।૩૭।।**

વણ વૈરાગ્યે અર્થ ના સરિયે, વણ વૈરાગ્યે મને ભટકતા ફરીયે. ।।૧।।
વણ વૈરાગ્યે નવ ટળે અભિમાન, વણ વૈરાગ્યે નવ મલે નિજજ્ઞાન. ।।૨।।
વિવેક વિચાર વૈરાગ્ય ધ્યાન, સકલ પદાર્થ એચારે માન. ।।૩।।
એ ચાર વાચક હૃદયમાં ધરિયે, અંજન અંતરમાં હરિને વરિયે. ।।૪।।
સર્વ સાધનમાં મુખ્ય વિવેક, જે થકી ટલે અજ્ઞાન અનેક. ।।૫।। તુંહીં સાચા સાંઇ હો.

**અજ્ઞાન ટલે સત્ય જ્ઞાનથી, મન પામે અવિચલ ઠામ, તેને ના ઉપજે ઉરથી, અહંકાર ક્રોધને કામ. ।।૩૮।।**

આપે મનને અવિચલ ઠામ, નવ ઉપજે ક્રોધ ને કામ. ।।૧।।
સત્ય જ્ઞાને વિવેક ઉપજે, ત્યારે મન સઘલા કુલક્ષણ તજે. ।।૨।।
જ્ઞાન યથાર્થ અનુભવે લઇયે, ત્યારે મન કલ્પિત થી રહિયે. ।।૩।।
વિષય વાસના કરીયે ત્યાગ, ધરીયે ભક્તિ તીવ્ર વૈરાગ્ય. ।।૪।।
મનને ઝીતવા ચાહે જેહ, અંજન અંતરમાં કરવો યેહ. ।।૫।। તુંહીં સાચા સાંઇ હો.

**વલી જુઓ વૈરાગ્યને, સાચી ભક્તિ યેહ, વણ વૈરાગ્યે થર નહિ, મુનિવર જાણો તેહ. ।।૩૯।।**

બ્રહ્મ જ્ઞાન સત્યે મન ધરિયે, ભક્તિ જ્ઞાને ન્ત્યિ વિચારજ કરિયે. ।।૧।।
બ્રહ્મ જ્ઞાને મન થર થાયે, અજન બીજો નથી કોએ ઉપાયે. ।।૨।।
પર નીમ નું કરે અભ્યાશ, સમજણ માંહે આવ વિનાશ. ।।૩।।
જેને નિત્ય સત્યસંગનું ચિતૃવન, તેનું નિશ્ચે થર થાએ મન. ।।૪।।
દેહ સ્વભાવ એણીપેર ટલીયે, જો મન આત્મા ચૈતન્યને મલીયે. ।।૫।। તુંહીં સાચા સાંઇ હો.

**આપણું આપજાણે નહિ, કરે અવર શું પ્રીત, કભીના હોયે, બાવલે, ગોર નર સાથે પ્રીત. ।।૪૦।।**

ભીતર ભેદની વિદ્યા ખરી, જેણે બેશે મન ઠામે ઠરી. ।।૧।।
ભીતર ગળે વાસના લિંગ, નિરવર્ત પામે સઘલો અંગ. ।।૨।।
શ્રી મુખ સ્વામી કહે છે એહ, ભીતર સમજે તે પુરૂષ વિદેહ. ।।૩।।
એમ લક્ષણ હૃદયમાં ધરિયે, અંતર માંહેથી દ્વીત પર હરિયે. ।।૪।।
પૂરણ ભાગ્યે મુનિવરે લહ્યું, શ્રીમુખ સ્વામીએ એમજ કહ્યું. ।।૫।। તુંહીં સાચા સાંઇ હો.

**શ્રી મુખ નારાયણ કહે. બ્રહ્મ જ્ઞાન મુખવાણ, સબ્ ઘટ્ સાહેબ એક છે, આદિ અંતે નારાયણ ।।૪૧।।**

નારાયણે બ્રહ્મા ને કહ્યું જ્ઞાન, આદિ અંત મધ્યે મુજને જાણ. ।।૧।।
એવા અનુભવે આજ અંતર આણ, બ્રહ્માને લઇએ ગત નારાયણ. ।।૨।।
બ્રહ્માએ નારદ ને કહ્યું જ્ઞાન, પામ્યા દેવ ઋષિવર નિધાન. ।।૩।।
નારદે વિદર વ્યાસને કહ્યું, મુનિવરનું મન પરશન થયું. ।।૪।।
વ્યાસે સુખજીને કહ્યું સ્મરણ, જેણે જીવનો થાએ ઓધારણ. ।।૫।। તુંહીં સાચા સાંઇ હો.

**જીવ પણુ મૂકાએ સદા, શુકજી એ કહ્યું જ્ઞાન, જનક વિદેહી થરી પામીયા, પરમ જ્ઞાન નિધાન. ।।૪૨।।**

શુકજીએ પરિક્ષત ને કર્યો ઉપદેશ, ટલિયા તેના કરમ કલેશ. ||૧||
શુણતા ઉપન્યુ ભક્તિએ બ્રહ્મ જ્ઞાન, પામ્યા પરિક્ષત પદ નિર્વાણ. ||૨||
બ્રહ્મ જ્ઞાને જેની ભક્તિ લહી, અંતરમાં તેને મુક્તિજ સહી. ||૩||
અનેક જ્ઞાનીને રાજા રાએ, હરિપદ પામ્યા તે જ્ઞાન પસાએ. ||૪||
દ્વીત તજીને હરિને મલિયા, તો ક્ષેણુ એકમાં એક હરિપદે મલીયા. ||૫|| તુંહીં સાચા સાંઇ હો.
**હરિપદ લો કોએજ વિર્લા, સદ્‌ગુરુ કહે પોકાર,સદ્‌ગુરુ ચરણે જેમ જેમ રહે, તેમ ચિત્તજ આવે ઠાર. ||૪૩||**
જ્યાં લગી દ્વીતનું માન નવ ટલીયે, ત્યાં લગી જીવન્ન મુક્ષે નવ મલીયે. ||૧||
જ્યારે દ્વીતનું ન આવે અંત, ત્યારે અંતરમાં મુકાએ જન. ||૨||
અંતર દર્શણે અજ્ઞાનજ ટલીએ, નહિતો મોહ માયામાં ફરતા ફરીયે. ||૩||
સ્મરણ એક ગોર નરનું કરિયે, એકજ ભાવે નિરંતર ભણિયે. ||૪||
સર્વ સૃષ્ટિમાં એક આત્મા જોયે, આપે અંતર અવલોકે સોયે. ||૫|| તુંહીં સાચા સાંઇ હો.
**અંતર ગત્ ઉલ્ટી કલા, સાધનનાં જાણે કોયે, કૃપા થાએ જો સદ્‌ગુરુ તણી, તો તત્ક્ષણ દર્શન હોયે. ||૪૪||**
આત્મા સર્વે અંતર શોભાના, ઉત્તમ ભક્તિ તે દ્રષ્ટિ સમાના. ||૧||
સદ્‌ગુરુ ચરણે જેનું નિર્મળ મન, તે વિષય તણું નાં કરે ચિત્વન. ||૨||
હરિનાં ભક્ત ઉત્તમ સહી, જેને વિષે વિષય મત નહી. ||૩||
જેને વ્હાલા એક શ્રી સારંગ સહી, તેને શાસ્ત્ર નો અભીમાનજ નહીં ||૪||
જેને વ્હાલા સદ્‌ગુરુ સત્ય સમાન, તે સઘલે દેખે એક રહેમાન. ||૫|| તુંહીં સાચા સાંઇ હો.
**કાલ અહંકારને નિંદાપણું, આદ અજ્ઞાનનું મુલ, આશા તૃષ્ણા એ મોક્ષ નહિ, તે સેહશે મોટા શૂલ. ||૪૫||**
સત્સંગ વ્હાલો તે વિષ્ણુ જન, દેવ દ્રષ્ટિ જેનું એકજ મન. ||૧||
પરતી વંતાની પેરે સોએ, બીજા વિષે કાંઇ બુદ્ધિનાં હોએ. ||૨||
પરતી વંતા પિયુ. પર વારે નમે, તે સાધવી ભરથાર ને ગમે. ||૩||
એક સ્મરિયે કેનું દ્વેષ ના કરીયે, હરિને વ્હાલા ભવતારણ તરીયે. ||૪||
સરવણ સ્મરણ કિર્તન સેવા, અવર વંદન દાસત્વ મેવા. ||૫|| તુંહીં સાચા સાંઇ હો.
**સાત પ્રકાર ઉપર કહ્યા, સુણો મુવિર એક ધ્યાન, બે પ્રકાર પાછલ કહું, નવધા ભક્તિ નિર્વાણ. ||૪૬||**
સખા ભાવ આત્મ વંદન, નવધા ભક્તિ રાખે કોઇજન. ||૧||
અનેક પ્રકારે ગુરુનર ને ભજિયે, કાલ અહંકાર ને વાસના તજિયે. ||૨||
જેને ગુરુનર શું નિરંતર પ્રેમ, તેને ગુરુનર આપે યોગ ક્ષેમ. ||૩||
યોગ ક્ષમા એ વાસના સઘલી ટલીયે, યોગ ક્ષમા એ સાંઇમાં ભળિયે. ||૪||
યોગ ક્ષમા એ ટલે જન્મ મરણ, યોગ ક્ષમા એ સીતલ અંતઃકરણ ||૫|| તુંહીં સાચા સાંઇ હો.
**યોગ ક્ષમા જે પાલે સદા, અનુભવી દીશે અપાર, તેનું અર્થ આગલ કહું, શુણો મુનિવર સાર. ||૪૭||**
યોગ ક્ષમાએ સંમ બુદ્ધિ પ્રકાશ, યોગ ક્ષમાએ શાન્ત મનનો નહિ નાશ. ||૧||

સંમ બુદ્ધિ અર્થે યોગી જન, આચારે અનેક યોગ સાધન. ાા૨ાા

એજ ભાવે શિસ હરિને નમીયે. ગુરુનરદયા સમ્ બુદ્ધિએ પામીયે. ાા૩ાા
આપો સમ્ બુદ્ધિ અંતરજામી, ગુલામઅલી કહે તે પરનામી. ાા૪ાા
સ્વામી સેવક અપરાધે ભરિયા, આવી શરણ તુજ ચરણે પડિયા. ાા૫ાા તુંહીં સાચા સાંઇ હો.
**અજન અંતર સ્વામી શરણે રહી, ગુરુનર સ્વામી એકજ જાણ, ગ્રંથ મંહા હી પ્રગટ કરો, તે અંતર માંહે પીછાણ.**
શરણે આવ્યા ની રાખો લાજ, દયા કરો શ્રી નિષ્કલંક મહારાજ. ાા૧ાા
માંગુ નહિ રિદ્ધ સિદ્ધ નહિ ભોગ, માંગુ એક પરમાર્થ યોગ. ાા૨ાા
એ લક્ષણ મુજને આપો સાંઇ, એક સાંઇ વિણ બીજું ભાશે નાંહિ. ાા૩ાા
કરિયે વિનતી તે કેટલી કથી, સેવક તણું બલજ નથી. ાા૪ાા
આપે રહીમ તે રેહમજ કરશે, અજન અંતર માંતો કારજ સરશે. ાા૫ાા તુંહીં સાચા સાંઇ હો.
**કારજ સરે સત્યગોર થકી, અજન અંતર માં રાખ, પ્રેમે સંભળાવ્યું જ્ઞાનજે, તે રસ હૃદયમાં ચાખ. ાા૪૯ાા**
સફલ મનુષ્ય જન્મ યેહ, બાજ ભક્તિ અવસ્થા યેહ. ાા૧ાા
કહે સેવક અલીનો શાંભલો નરનાર, અલીએ કહ્યું છે વારંમવાર. ાા૨ાા
શાસ્ત્ર જ્ઞાન એમજ વદે, ગોર નરનું સ્મરણ રાખો હૃદય. ાા૩ાા
બાહેર ભીતર એકજ સાંઇ સહી, સાંઇ વિના ખાલી ઠામજ નહિ. ાા૪ાા
સબ્ઘટ સર્વ માંહે એકજ સ્યામ, અનંત રૂપને અનંત નામ. ાા૫ાા તુંહીં સાચા સાંઇ હો.
**અનંત નામરૂપ અનંતના, અનંત ચરિત્ર અપાર, અનંત લિલા વિસ્તારિયા, અનંત લોચન નિર્ધાર. ાા૫૦ાા**
સબ્ ઘટ નારાયણ સર્વમાં દેવા, સર્વમાં વિષ્નુ જાણો અશ્વ મેવા. ાા૧ાા
ભીતર બાહરે ચરાચર વિષ્ણું, જીનકે ચિંત્ત નિરંતર વિષ્ણુ. ાા૨ાા
દાતા મુક્તા અલી સાંઇ, સૈયદ ગુલામઅલી બલ બલજાઇ. ાા૩ાા
ઋષિવર સંશયનાં રાખો મન, નહિ અલીવિના કોઇ અન્ય. ાા૪ાા
એક અનેક મલીને એક, સાચો સાધન યેહી વિવેક. ાા૫ાા તુંહીં સાચા સાંઇ હો.
**પૂર્ણ વિષ્ણુ સાચા અલી, અનંત લિલા અપાર, અક્ષર રૂપ અરૂપના, તેને પ્રેમે સમજો ચિતાર. ાા૫૧ાા**
ભક્તિ એક ને ભેદજ બહુ, આદિ અંત મદ્ધે ભક્તિ કહું. ાા૧ાા
બાહરે ભીતર એમ સર્વે બ્રહ્મ, સમજુ સમજી લેજો નીજ મરંમ. ાા૨ાા
સુવર્ણ એકને આભુષણ અપાર, સર્વ સુવર્ણ તમે જાણો નિર્ધાર. ાા૩ાા
દેવ મનુષ્ય આદિ ત્રીજક બહુ, કેવળ વિષ્ણુ બુદ્ધ જાણે સહુ. ાા૪ાા
એ પરબોધ અંતરમાં ધરિયે, સર્વ શ્રેષ્ઠ શું હેતે ઓચરિયે. ાા૫ાા તુંહીં સાચા સાંઇ હો.
**અનંત રૂપ અવ્તાર ગત, સ્થાવર જંગમ સ્વરૂપ, આદ્ય બ્રહ્મ સદ્ગોર નબી, વિષ્ણુ તે અલી સ્વરૂપ. ાા૫૨ાા**
વિષ્ણુ વાયક તે હૈયે ધરિયે,. સ્મરણ નિરંતર ગોર નરનું કરિયે. ાા૧ાા
સદ્ગોર બુદ્ધ શિખી સુણિયે, સદ્ગોર બોધ તે પ્રેમે ભણિયે. ાા૨ાા

મનહર જ્ઞાન વિચારે જેહ, સંસાર બંધનથી છૂટે તેહ. ।।૩।।

સંસાર સમુદ્ર મહા ભવ અપાર, સદ્‌ગોર બુદ્ધ તે નાવજ સાર. ।।૪।।
સાધન અનુભવ સેવે જેહ, સુખે પ્રેમપદ પામે તેહ. ।।૫।। તુંહીં સાચા સાંઇ હો.
**મોક્ષ મોર્ગ તે પ્રેમપદ, મુનિવર સમજો મન, અંતર ઘટ આદર કરો, તો નિર્મલ હોવે તન. ।।૫૩।।**
વિષ્ણુ આપે બોલ્યા જેહ, સૈયદ ગુલામ અલીએ ભાંખ્યું તેહ. ।।૧।।
નિમિત્ત માત્ર સદ્‌ગોરનો દાસ, કરતા હરતા શ્રી અવીનાશ. ।।૨।।
બ્રહ્મ જ્ઞાન કહિ સમજાવ્યું, અંતર માંહે નિર્મલ થાવું. ।।૩।।
નિર્મલ થઇને નિત્ય ધરવું ધ્યાન, એકમના થઇ ભણવું મનહર જ્ઞાન. ।।૪।।
સાધન વિચાર નિત્ય નિત્ય કરવું, સદ્‌ગુરુ વચન તે ચિત્તે ધરવું. ।।૫।। તુંહીં સાચા સાંઇ હો.
**ચિત્ત સાધન પર બોધવું, શુણી સદ્‌ગુરુ બુદ્ધ, સ્મરણ એક ચિત્તે કરો, તો અજન અંતરમાં શુદ્ધ. ।।૫૪।।**
ગ્રંથ સંપુરણ મહા નિરાશ, વૈરાટ નગરમાં કર્યો પ્રકાશ. ।।૧।।
અજન ઓળખવા કારણ માટ, રહિયે વાશ નગર વૈરાટ. ।।૨।।
અક્ષર બાવનને સન બાવન, યારો સમજો ઘટ અંતર મન. ।।૩।।
માગસરે સુદ્ધ સદ્‌ગોરથી જાણ, દ્વા દશીએ બાંધ્યો તિથ પ્રમાણ. ।।૪।।
શુક્લ પક્ષને મંગલ જાણ, સરાધાર માંહેથી લીધો પ્રમાણ. ।।૫।। તુંહીં સાચા સાંઇ હો.
**લીધો ગ્રંથ સરાધારથી, અજન આવવા વૈરાગ, કોઇક શુરા સમજશે, જે સમજે તે શિરને શાટ. ।।૫૫।।**

## નિષ્કલંકી ની ભાળ

આદી શંકરાચાર્યે, બાર જ્યોતિષ લીંગોનું સ્થાન જ્યારે પ્રગટ કર્યુ, તેમાંનું એક લીંગ શાલ્મલ દ્વીપે શંભલનગરમાં જાહેર કર્યું, એ 'મકલેશ્વર' નામે કહેવાયું.

શ્રી આદિ શંકર મહાદેવનાં પત્ની શ્રી પાર્વતીજી (ઉમૈયા) તેમણે પોતાના શરીરથી એક બાળક, ને બીજી બાળકી ઉત્પન્ન કર્યા. તેમાં બાળકી 'ઉષા' નામે હતી.

શોણિતપુરનો રાજવી 'બાણાસુરે' શ્રીશંકરની તપશ્ચર્યા કરી, તેમાં ભોળા પ્રસન્ન થઇ વર માંગવા ફર્માવ્યું. 'બાણાશુરે' બાળકની માગણી કરી, શ્રી શંકરે કહ્યું, તારા ભાગ્યમાં બાળક કે બાળકી નથી, પણ તારા તપોબળના પ્રતાપે, એક બાળકી મારી પાસે છે, તે તને આપું ? તેણે તે કબુલ કર્યું, ત્યારે શ્રી શંકરે ઉષા બાણાશુરને અર્પણ કરી.

કાળે કરી કોરવ, પાન્ડવનું પ્રાગટ્ય થયું તેમાં શ્રી અર્જુન તે શ્રીકૃષ્ણનાં સખા, ભક્ત, નેદાસ નિર્માયા. એક કાલે શ્રી કૃષ્ણ અર્જુનને ઉપદેશતાં પોતે ફર્માવ્યું કે, 'હું જગતનો સૃજક છું, મારા સ્વરૂપનું ધ્યાન એજ સૃષ્ટિના મોક્ષનો માર્ગ છે.

શ્રી અર્જુને પૂછયું, આ આપનું સ્વરૂપ (શરીર) મહાપ્રલય સુધી રહેવાનું છે ?

શ્રી કૃષ્ણે ફર્માવ્યું, કે નહિ. અમુક મુદત પછી પરિણામને પામી જશે.

શ્રી અર્જુને પૂછયું, તેજ સમય સૃષ્ટિ સર્વનો પણ વિલય થઇ જવાનો ?

શ્રી કૃષ્ણે ફરમાવ્યું, નહી તે તો મહા પ્રલય સુધી રહેશે.



શ્રી અર્જુને પૂછયું, આપનું આ શરીર ના હોય તો પછીની સૃષ્ટિનાં મનુષ્યોની કેવી ગતી ?

શ્રી કૃષ્ણે ફર્માવ્યું, સૃષ્ટિને મારાથી નિરાધાર નજ મૂકાય, મારે તેનું રક્ષણ કરવું જ પડે, અનાદિ કાળથી એમ જ કરતો આવ્યો છું, ને થયા કરશે.

શ્રી અર્જુને પૂછયું તો આપનું શરીર ના હોય તો જગતના મનુષ્યો કોનું ધ્યાન ધરશે ?

શ્રી કૃષ્ણે ફરમાવ્યું કે, મારા વંશનો પ્રભાવ પણ એવો જ છે 'વંશાદિ પાત્ર પૂજા મંહમ્'

શ્રી અર્જુને પૂછયું, આપને એક લાખથી વિશેષ પુત્રો છે, તો તેઓનું એક સામટું ધ્યાન કેમ ધરી શકાય ? એતો અશક્ય છે.

શ્રી કૃષ્ણે ફરમાવ્યું કે, વંશ માનવમાં ભેદ છે. વેદ જેને હરિવંશ કહે છે, તેજ વંશ માનવાને, ને પુજવાને પાત્ર છે. 'બ્રહ્મા, વિષ્ણુ' સદાએ કાળથી હરિવંશમાંજ આવે છે, એ હરિવંશ વિનાં બીજે હોય જ નહિ.

શ્રી અર્જુને પૂછયું, આપ જગતના તાપ, અને દોષોના હરનારા, જેથી આપ જ હરિ કહેવાઓ.

શ્રી કૃષ્ણે ફર્માવ્યું, કે એમ નહિ. શ્રી શંકરનો વંશ તે શિવવંશ, શ્રી શક્તિનો વંશ તે શક્તિ વંશ કહેવાય, ને બ્રહ્માનો વંશ તે બ્રહ્મવંશ કહેવાય, શ્રી વિષ્ણુનો વંશ તે વિષ્ણુવંશ કહેવાય, પણ હરિવંશના કહેવાય. હરિવંશ તે તો બ્રહ્મા, વિષ્ણુ ને શક્તિ એ ત્રણેનો એક મિશ્ર વંશ ચાલે તે હરિવંશ કહેવાય.

શ્રી અર્જુને પૂછયું, આપને સોળ હજાર સ્ત્રીઓ છે, તેમાં આઠ તો પટરાણીઓ છે, તો હમારે આદ્યશક્તિ શ્રી રૂક્ષ્મણી માન્યા, ને તેમનો પુત્ર પ્રધુમ્ન પણ માન્યા, પણ એમાં બ્રહ્માનો અંશ તો ઓળખાયો નહિ ? તે સમજાવો.

શ્રી કૃષ્ણે કહ્યું, કે જ્યારે હરિને જે કાર્ય કરવું હોય છે, તેનાં સંજોગો પ્રથમથી મેળવીઉભા કરી દે છે. 'રૂકમ રાજા એ બ્રહ્મ અંશે અવતર્યા છે'. ને તેમને વંશે આદ્યશક્તિ રૂક્ષ્મણીએ જન્મ લીધો.ને તેને હું. (વિષ્ણુ) વર્યો. તેની પ્રજાએ હરિવંશ થયો.

એક સમયે 'શ્રી ઉષાને' સ્વપ્ન આવ્યું ને તે જાણે શ્રી પ્રદ્યુમ્નના પુત્ર શ્રી અનિરૂદ્ધને વરી, જાગ્રત થઈ ત્યારે મીંઢલ હાથે બાંધેલું, વિવાહના સર્વ સંસ્કારો ઉષાના શરીર ઉપર દેખાતા હતા, તે વાત તેની સખી 'રમા'-ચિત્રલેખાને કહી, પણ સ્વામીનું નામ ઠામ વિસારેલ હોવાથી, ચિત્રલેખાને કહી શકી નહિ. ત્યારે ચિત્રલેખાએ દાણવી વિદ્યાના પ્રભાવે, પૃથ્વીભરના રાજવી ને રાજકુમારો ઋષિઓ ને ઋષિપુત્રોનાં ચિત્ર દોરી શ્રી ઉષાને ઓળખાણ માટે દેખાડયા. તેમાંથી શ્રી ઉષાએ 'અનીરૂદ્ધ' ને ઓળખ્યા. ત્યારે દાણવી વિદ્યાએ ચિત્રલેખા દ્વારકાંથી અનીરૂદ્ધને રાત્રે પલંગ ઉપર નિદ્રામાં પલંગ સહિત સોણિતપુર લાવી, ઉષાને અર્પણ કર્યા, ને પોતે પણ વરી. બાણાશુર આ વાતને જાણી અનિરૂદ્ધ સાથે યુદ્ધે ચડયો, તેમાં શ્રી કૃષ્ણે બાણાશુરને માર્યો, ને રાજ બાણાશુરના પ્રધાન, ને પિત્રાઈ ભાઈ કુભાંડને આપ્યું. ચિત્રલેખા (રમા) એજ કુભાંડની પુત્રી હતી.



realpatidar.com

બાણાશુર અપુત્ર મૂવો. ને કુંભાંડને પણ એ ચિત્રલેખા વિના કોઇ પુત્ર કે પુત્રી ન હોવાથી રાજ્ય

'શ્રી અનીરૂદ્ધ'ને જ મળ્યું ને તે શોણિતપુરમાં જ રહ્યા, તે વંશ ત્યાંજ રહ્યો. એ કુળ 'કૃષ્ણ કુળ' કહેવાયું.

જ્યારે દ્વારકામાં યાદવાસ્થળી થઇ ત્યારે એ વંશ શોણિતપુર હોવાથી બચી ગયો. 'શોણિતપુર' 'કુશદ્વીપ' (હાલનું આફ્રીકા), શોણિતપુર, કુશદ્વીપના પશ્ચિમને ઉત્તર બાજુ દરિયા કીનારાના પ્રદેસથી રાજધાનીનું શહેર (હાલનું મીસર) શોણિત સમુદ્ર, (હાલનો રાતો સમુદ્ર)

હવે હરિવંશ મીસરની ભૂમિમાં રાજ્ય કરતું રહ્યું, એજ વંશે 'શ્રી બુદ્ધા ભગવાન' શોભી રહ્યા, કાળાંતરે વંશની વૃદ્ધિ થતાં રાજ્યની સીમા સંકડાવવા લાગી. ત્યારે એ કૃષ્ણ કુળમાંથી મુખ્ય પુરૂષ 'કુશઇ નામે મહાત્મા શાલ્મલ દ્વીપમાં શંભલનગરે પધારી રાજ્ય સ્થાપ્યું. કૃષ્ણ કુળ એ ભૂમિમાં પ્રખ્યાત મનાયો ને પૂજાયો. ઘણા વરસ રાજ્ય કર્યું. વંશ પણ વધ્યો, ભાષામાં ફેર પડવાથી કૃષ્ણ કુળના અપભ્રંશે 'કૃષ્ણ, નો 'કુરેશ' બોલાયો. એટલે 'કુરેશ કુળ' બોલાયો ને મનાયો.

કાળે કરી એ કુળમાં સ્યબા સાહેબ જન્મ્યા, તેઓ સાહેબને દશ પુત્ર થયા જેથી તેમને દશાંશનો વિષય અગત્યનો બન્યો. પિતાને સો પુત્ર હોય, પણ એકે અળખામણો ન હોય, હવે કીયો પુત્ર દશાંશમાં આપવો ? એ ચિંતા બાળ્યા કરતી. જેથી તેમણે પોતાના કુળના, ને એ પ્રદેશના મોતેબાર પંડિતોની એક સભા ભરીને, એ પ્રશ્નનો ગુંચવાડો ઉકેલવા નક્કી કર્યું, સભા બોલાવી મજકુર પ્રશ્ન સભા સન્મુખ મૂક્યો. સભાએ ઠરાવ્યું કે દશેના નામની પત્રીકા નાખો. જેનું નામ આવે તે. તે મકલેશ્વરને અર્પણ કરો.

પત્રિકાઓ નખાઇ, તેમ. 'શ્રી વિષ્ણુ યક્ષ'નું નામ આવ્યું, દેશની ભાષા પ્રમાણે 'અબ્દુલ્લાહ સાહેબ' હતું. એ નામ આવવાથી માંહેમાંહે વાદ પડયો.

બે પક્ષ બંધાયા, એક પક્ષ પંડિતોનો. બીજો પક્ષ 'સ્યબા' સાહેબનો. પંડિત પક્ષે કહ્યું કે 'શ્રી વિષ્ણુ યક્ષ સાહેબને દશાંશમાં ન અપાય, કેમકે એમના પેટે એક પવિત્ર પુરુષ અતિ નામાંકિત જગતારણ જન્મશે, જેમની નામના આખા જગતભરમાં વખણાશે, ને ઘણા કાળ સુધી અમર રહેશે, એવા જગતતારણને મકલેશ્વરનો સાધુ બનાવ્યો ન જાય ! એમને તો પરણાવવા જ જોઇએ.

શ્રી સ્યબા સાહેબે કહ્યું, કે પત્રિકા જેના નામની આવી તે ખરી, હવે બીજો બાળક એમના બદલામાં ના આપું. જેના જેવા ભાગ્ય ! એ વાદનો પન્ડિતોએ વચલો માર્ગ કાઢયો, તે સર્વ સભાએ પણ અનુકુળ આવવાથી 'શ્રી વિષ્ણુ યક્ષ' પરણવવાનાં કર્યા, ને તેમના બદલે બસો ઉંટ મકલેશ્વરમાં અર્પણ કરવાનું ઠર્યું.

શ્રી વિષ્ણુ યક્ષ સાહેબને પરણાવ્યા, જેને પેટે કલિયુગના બ્રહ્માજી નબી મહંમદ સાહેબ થયા. શ્રી સ્યબા સાહેબને બીજા પુત્ર 'પદ્મસેન' એટલે ત્યાંની ભાષા પ્રમાણે 'અબુ તાલિબ' સાહેબ હતા. તે સાહેબને ત્રણપુત્ર હતા. તે માંહેલા વિશ્વવિખ્યાત મહા પરાક્રમી શ્રી વિષ્ણુ ભગવાનનો પૂર્ણરૂપ અવતાર 'શ્રી અલી નિષ્કલંકી નારાયણ' થયા.

શ્રી અલીના સગા ત્રણ ભાઇને તેવાજ ચોથા ભાઇ નબી મહંમદ સાહેબે શ્રી મુખે સગા ભાઇપણાનો બંધ પોતે નોંધાવ્યો છે. દરેક અવતારની પ્રથાનું કુલ ચાર જ ભાઇ હોય છે.

શ્રી સ્યબા સાહેબને ત્રીજા પુત્ર, 'શ્રી દેવેન્દ્ર' એટલે તે દેશની ભાષાનું કુળ 'અબુસામ' હતા. તેમને ચાર પુત્રો હતા, અસ્પત, ગજપત, નરપત. ને ભૂપત, પ્રથમ શ્રી નબી મહંમદ સાહેબે પોતે 'એકેશ્વર' વાદનો ઉપદેશ કરતા. ત્યારે પોતાના જ સગા કાકાઓ, અબુસામ, અબુઝેહલોદિને ન ગમતો હોવાથી તેનો વિરોધ કરતા. શ્રી મહંમદ સાહેબ ઘણું ઘણું કરી આજીજીએ શાન્તિએ સમજાવતા, વિનયે વિનોદે ઉપદેશતા, પણ એ કાકાઓએ ન માન્યં તે ન જ માન્યું. ઉલટો વિરોધ વધારી તેમનો નાશ કરવા પ્રેરાયેલા રહેતા. ફક્ત 'શ્રીઅલી નિષ્કલંકી'ની મદદેથી જ વિજયવંત રહેતા. તેમ 'શ્રી નબી સાહેબ'નું બળ દીન પર દીન અધિકા અધિક વધતું જ રહેતું, ને એ કાકાઓનું બળ દીન પર દીન જાજરવત હલકું પડતું ચાલ્યું.

તેજ પ્રણાલિકાએ અસ્પતાદિ ચારે ભાઇઓને વિદેશ ગમન સુલ્લભ લાગવાથી હીજરત કરવાપ્રેરાયા. ચારે તરફ નજર કરી, પણ તેમને તે પશ્ચિમ દિશાના દેશો તરફ કાંઇ નજર ન ખુંપવાથી પુર્વગામી થયાનો ઉકેલ આવ્યો. 'બાબલ બેડી' એટલે તે વહાણમાં સવાર થઇને અસ્પતા દી ચારે ભાઇ રવાના થયા. તેમની સાથે, એક મિત્ર બાણ કુરેશી પણ સાથે થયો, રસ્તામાં આવતાં એક તુંબડું મલ્યું, તે લીધું. તેમાં એક બાળક હતું, તે પણ સાથે લીધું. એજ બાળકના વંશનાં 'તુંબેર ચારણો' હાલ કહેવાય છે. એ બેડી જંબુદ્વીપના સૌરાષ્ટ્ર ભૂમિના વેરાવળ બંદરે નાગરીને ત્યાં એ પાંચે જીવ (છો) ઉતર્યા, ને પોતાના રક્ષણના સવાલને ચર્ચી, ભાળ મલતાં જુનાગઢના ભુપે જ્યોતિષિયો બોલાવી રક્ષણનો પ્રકાર મેળવી કાર્ય આદર્યું. જ્યોતિષિયોના કહેવા પ્રમાણે જુનાગઢનો ડુંગર હાલ જે હાલ દાતારના ડુંગરને નામે પ્રખ્યાત છે. તેના ઉપર કોટ ઉપર હાલ જે ઝંડીયા' કુવાના નામે બોલાય છે. તે ખોદાવવા માંડયો. કેમકે અસ્પતના દિને વાંસે જે શત્રુ આવનાર આકાશ માર્ગે આવી, આ ઠેકાણે ઉતરે, તેવો જ પાતાળમાં પેશી જાય, ને તેને આ ખાડામાં પથ્થરે કરી પૂરી દેવાય તે માટે ખાડો તૈયાર કરાવ્યો. ત્યાં સુધી ખોદાવ્યું કે ખોદનારાઓને દિવસે દેખાય નહિ ત્યાં સુધી તેઓ એક બીજાને ભાળે નહિ. ખોદતાં કોદાળા એક બીજાને અથડાવા લાગ્યા. એક બે માણસ જખ્મી થયા. ને એક બે માણસ મરણ શરણ થયા. એટલે ખોદાવવાનું બંધ કરાવી, તેની આજુબાજુ લશ્કર સંતાડી ગોઠવી દીધું.

જોષિયોના નિર્માણ કરેલા દિવસેજ 'શ્રી અલી' ઘોડેસ્વારીએ પધારી કુવામાં ઉતરી જ પડયા, તેવાજ કુવાની આજુબાજુ ગોઠવેલું લશ્કરે પથરા કુવામાં પુરવા માંડયા. જે પથ્થરો કુવામાં પડતા તે સ્વાર કે ઘોડાને ઈજા કર્યા વગર ઘોડાના પગ નીચે ગોઠવાઇ જતા. જેથી કુવો પુરાઇ જવા લાગ્યો, ને ઘોડોને સ્વાર ઉપર આવવા લાગ્યા. કુવાનો કેટલોક ભાગ પુરાયો હશે, ત્યારે પોતે ધારણ કરેલા તુપંજા બહાર ફેંકવાની અગત્ય નજણાયાથી, પોતે એક તુપંજો કમરેથી અળગો કરી પોતે સ્વહસ્તે બહાર ફેંકયો, તે તુપંજો વેરાવળ બંદરે જઇ દરિયાની બહાર સપાટી ઉપર તરી આવી સર્વને

દર્શન દે છે, ને તેના પુજારીઓ, તને સીંદુરાદીથી પૂજન કરે છે, કે પાછો પાણીમાં અલોપ થઇ જાય છે. બીજો તુપંજો પોતે બહાર ફેંક્યો, (નાખ્યો), તે એજ કુવા કાંઠે પડયો છે, તેનો માપ લેવા ઘણા ઘણા કારીગરો મથી મુવા, પણ તેનો માપ ઠામ પડતો નથી. એકવાર માપ લીધા પછી ફરી માપ લો તો, ફરીએ ને એ માપ આવે નહિ, કાં વધે કે ઘટે, કદીએ જે પહેલાં માપ આવ્યો તે ફરી નાજ આવે.



'શ્રી અલી' એ કુવામાંથી બાહેર પધારી અસ્પતા દિ ચારે ભાઇઓને ઘેરી લઇ ઘણા સમજાવ્યા, પણ એક મોટા ભાઇએ શિખામણ માની, બીજા ભાઇઓ જુનાગઢ મુકી ઉત્તરગામી થઇ સિંઘ પધારી ગયા. સિંઘમાં જઇ સુમરા તરીકે સિંઘનું રાજ્ય કર્યું, ને સુમરાના નામે પ્રખ્યાતિને પામ્યા. એ વંશ ત્યાં પણ શ્રી હરિ પ્રતાપે વધ્યો. રાજાનો વંશ વધવાથી ભૂમિની સંકડામણ પડેજ ! જેથી વંશ વધવાથી ભૂમિની સંકડામણ પડેજ ! જેથી સિંઘમાંથી એક પરાક્રમી સુમરો 'જાડા' ક્ષત્રીના નામથી પ્રખ્યાત છે. તેમનો વંશ હાલ કચ્છ, કાઠીયાવાડ, ગુજરાતાદીમાં પ્રસરેલ છે.

શ્રી નિષ્કલંકી 'શ્રી અલી' સાહેબ પછી, એ શ્રી હરિવંશ આગળ ચાલ્યો. તેમના શ્રી ઇમામ 'હુશ્યેન' 'શ્રી અલી' ના પુત્ર હતા. 'શ્રી અલી વિષ્ણુ' 'શ્રી નબી મહંમદ બ્રહ્મા'ને શ્રી નબી મહંમદની પુત્રી 'આદ્યશક્તિ માતા ફાત્મા' તેમનો હરિવંશ આગળ ચાલ્યો.

એ વંશમાં ઇમામ જાફરો સાદિક પછી 'પુલસ્ત્યે' મુનિની પેઠે વંશમાં ભેદ પડયો. શ્રી ઇમામ જાફરો સાદિક સાહેબને બે સ્ત્રીયો હતી, પ્રથમ પોતે હરિવંશ માંહેલા ઇમામ હસનના કુળ માંહેલી દીકરીને પરણ્યા હતા. તેમના પેટેથી હઝરત ઇમામ ઇસ્માલ સાહેબ જન્મ્યા હતા.

ને બીજી સ્ત્રી બની અબ્બાસીના કુળની કન્યા પોતે વેચાણ લીધી હતી. તેના પેટેથી મુશીયેકાજમ નામના પુત્રીદિ થયા હતા, કાલે કરી.

શ્રી ઇમામ ઇસ્માલ પછી શ્રી ઇમામ મુન્તેસર બિલ્લાનો સમય પણ ઇમામ જાફરો સાદિક જેવો જ આવ્યો. એ સાહેબને પણ બે સ્ત્રી હતી. એક તો હરિવંશ માંહેલા હતા. બીજા તુર્કાણી હતા. તુર્કાણીનો ભાઇ શ્રી ઇમામ મુન્તેસર બિલ્લા સાહેબના રાજ્યની સેન્યનો સેનાઅધ્યક્ષ હતો.

શ્રી ઇમામ મુન્તેસર બિલ્લાહ, પંચતત્ને પામ્યા, પછી તેમના ત્રણ પુત્રો હતા, પ્રથમ માતા હરિવંશીનાં ઉદરેથી 'શ્રી ઇમામ શાહની ઝાર' હતા. બીજી માતાથી મુસ્તેઅલી આદિ હતા.

મામાના બળે મુસ્તેઅલી રાજ્યાસને પધારી વડીલ ભાઇને તેમના સ્ત્રી પુત્ર સાથે કેદખાનામાં પધારી વડીલ, ભાઇને તેમના સ્ત્રી પુત્ર સાથે કેદખાનામાં પધરાવ્યા. ત્યાં કેદખાનામાં શ્રી ઇમામ શાહનિઝાર, પંચત્વને પામી ગયા, પણ તેમના પુત્ર શ્રી ઇમામ શાહ હાદી છો વરસની આયુષ્યમાં મીસરની જેલની દીવાલો ચીરી ઇરાન પધારી ગયા ! ને કોઇને ખબર સરખી ના પડી કે ક્યાંથી ગયા ? ને ક્યાં ગયા ?

મજકુર હરિવંશજ ચાલતો ચાલતો 'અલાઓદીન મહંમદ' સાહેબ સુધી ઇરાનની ભૂમિ અલમોત ગઢમાં રહ્યો. હવે એ વંશે જંબુદ્વીપની ભૂમિનું આમંત્રણ સ્વિકાર્યું.

શ્રી ઈમામ 'અલાઓદીન મહંમદ' સાહેબે પીર સલાહોદીન (નુરસદ્ગોર) સાહેબના પુત્ર 'શ્રીપીર

શમ્મસ' સાહેબને બોલાવી ઈમામતની કળા તેમને અર્પણ કરી, પોતે યુધ્ધે હલાકુખાં સામે ચડયા. શ્રી પીર સલાહો દીન, ને શ્રી ઈમામ અલાઓદીન મહંમદ બંને પિતરાઈ કાકો ભત્રીજો થાય. અનાદિકાળના ધોરણે ઈમામ સદ્ગોર અસ્થાનકે હોય તે પ્રમાણે શ્રીગોર ને શ્રીનર એ બન્ને કળા શ્રી પીર શમ્સ સાહેબમાં દીપતી રહી. ને પોતે જંબુદ્વીપે પંજાબ ભૂમિએ પધાર્યા.

શ્રી પીર શમ્સને બે પુત્ર, શ્રી ઈમામ કાશમ શાહ, ને શ્રી પીર નસીરોદીન થયા, અહીં બન્ને કળા નોખી પડી.

તે બાર કરોડીનાં ભરણ સમે, શ્રી પીર સુંદરદીન સાથે પીર શ્રી કબીરદીનના હાથ ઉપર, શ્રી ઈમામ ઈસ્લામશાહ સાહબે કોલ કરેલો, કે આપણે બન્ને ભેળા થઈ અન્નતનો ભરણ કરીશું, તમારે ચિંતા કરવી નહિ. તે પ્રમાણે થયું.

શ્રી નર ઈસ્લામ શાહના પુત્ર નુરમહંમદશાહ બાવાએ શ્રી સદ્ગોર પીર ઈમામશાહ બાવાને ઈરાન દેશે બોલાવી પોતાની ઈમાબતની કળા તેમને સોંપી જે 'ગોર' તે પ્રથમના હતા' તે પાછલની 'નરની કલા મળી' એટલે ગોર ને નર બન્ને કળાના સ્વામી પોતે 'સદ્ગોર પીર ઈમામશાહ બાવા' થઈ જુનો કોલ પૂરો કર્યો.

તેમના પુત્ર શી વિષ્ણુ પૂર્ણ કળાએ શ્રી નરઅલી મહંમદશાહ થયા, પોતે શ્રી સદ્ગોર ઈમામશાહ, શ્રી બ્રહ્મા શ્રી નરઅલી મહંમદશાહ, વિષ્ણુને આદ્યશક્તિ, શ્રી બુજુરૂક બેગમ, એ હરિવંશનો ત્રીગુણી કળાનો સ્ટાફ અનાદિ કાળની પ્રથા અનુકુળ અહીં બંધાયો. એની કળા એજ જાણે. સાત્વિક આહારે એ ભેદ સુજે બીજાને રંચ માત્ર ન સમજાય, ને ન મનાય. બીજા સર્વ વિમાસ્યા કરે, તેનો વિરોધ કરતાં જંપે નહિ.

મજકુર હરિવંસે શ્રી સદ્ગોર બ્રહ્મા ઈંદ્ર ઈમામશાહ બ્રહ્મ કળાએ ને એજ દેહીમાં શ્રી વિષ્ણુની કળા પણ એજ દેહીમાં. એટલે બન્ને કળાધારી, શ્રી હરિ ઈમામદીન-શ્રી ઈમામશાહ બાવા થયા. તેમના દીકરા રૂપે શ્રી હરિ વિષ્ણુ, આદ્ય નિરંજન નરઅલી મહંમદશાહ બાવા સોળ કળાસહિતજન્મ્યા. છઠ્ઠીના દિવસે જે સોળ કળા સહિત પંજો લઈ, સત્યવેણી ભાંખી તેમના પુત્ર શ્રી હરિવંશે શ્રી શાહોજી સહાબોદીન બાવા, તેના પુત્ર શ્રી હરિવંશે શ્રી શાહોજી જલાલોદીન બાવા, તેમના પુત્ર શ્રી શાહોજી મુર્તુજાશાહ બાવા તેમના પુત્ર શ્રી શાહોજી અશરફશાહ બાવા દિલ્લી ઔરંગજેબ બાદશાહના સમે પધારી 'અમર દીવો' જપ વીઘા જમીનનો ફર્માન આદિ બાદશાહી લેખો લાવનાર, એશ્રીનો રોજો ધોળકામાં છે. આ પછી અત્રેથી હરિવંશ વીરમી કળા રહિત રહે છે. બારમી સદીના કોલના કારણે શ્રી ગોર, ને શ્રી નર હાલ અલોપ, એટલે ગુપ્ત, કલા રહિત છે. જેથી જગતને અણઉકેલ ગુચવણ માદક આહારે થઈ છે. જ્ઞાને ખોળવાનું છે. સાત્વિક આહારીજ જ્ઞાનના ભેદ પામી, શ્રીજીને ઓળખી આનંદ કરશે. બોલો શ્રી નિષ્કલંકી નારાયણકી જય, જય, જય, સત્ય મેવ જયતે.

## સાત વિભાગોની વહેંચણી



| દીપનું નામ | હાલનું નામ | ફેરબદલ થવાનું કારણ |
|---|---|---|
| ૧ જંબુદ્વીપ | હીંદુસ્તાન આસામ બરમાં | આ ઈલાકામાં જામનાં ફળો આમ છે. |
| ૨ શાકદીપ | ઈરાન અને ખુરાસાન | અહીં ફ્રુટ અને બકાલો વધુ રહે છે. |
| ૩ કુમીકદીપ | રૂસજર્મની ચીન જાપાન | અહીં પર્વતો વીશેષ છે અને ક્ષેત્ર ભુમી વધુ છે. |
| ૪ કંન્ચદીપ | ઈટલી અને ગ્રીક | અહીંહવાસીલ બગલા વગેરે વધુ થાય છે |
| ૫ શાલમલદીપ | અરબસ્તાન અને કીનઆન | અહીં રૂ રેશમ જેવું નરમ થાય છે. |
| ૬ કુશદીપ | આફ્રીકાનો ઈલાકો | અહીં ખશ એટલે સુગંધી ઘાસ થાય છે. |
| ૭ પશકરદીપ | ઈંગ્લેન્ડ ફ્રાન્સ સ્પેન | આ ઈલાકામાં પાણી ઘણું છે. |

## 'પદ' ગોરખ વાણી

માયાનું મંડાણ યોગણી, આદ્ય પુરૂષ ઘર ચેલી, મારૂં મન માને તો સંગે ચલું, નકાં ફિરૂં અકેલી.
માયાનું મંડાણ યોગણી. ાા ટેક ાા

કૃતાયુગમાં ઉમૈયા કહેવાણી, શીવ શંભુ ઘર નારી, ભસ્માસુર દાનવ મેં રોળ્યો, હું ઝઘડાથીન્યારી.
માયાનું મંડાણ ાા૧ાા

ત્રેતાયુગમાં સીતા કહેવાણી, રામચંદ્ર ઘર ન્યારી, દશાસર રાવણ મેં રોળ્યો, હું ઝઘડાથી નારી.
દ્વાપર યુગમાં દ્રૌપદી કહેવાણી. પાંચ પાંડવ ઘરનારી, કૈયા કોરવ મેં હણ્યા, હું ઝઘડાથી ન્યીરી.
માયાનું મંડાણ ાા૩ાા

કલિયુગમાં કાળકા કેહેવાણી, આદ્ય પુરુષ ઘર દેવી, પતૈનો પાવો મેં રોળ્યો, હું ઝઘડાથી ન્યારી.
માયાનું મંડાણ ાા૪ાા

ભોગવ્યા વખતે ભારજા કહેવાણી, પુજ્યા વખતે દેવી, પુજ્યા તે તો પામી ગયા, સમય સમયમાં જેવી.
માયાનું મંડાણ ાા૫ાા

મચ્છંદર પ્રતાપે જતી ગોરખ બોલ્યા, આદ્ય અંતથી એવી, પરખ્યા તે તો પુજી રહ્યા, હાલું હેલા ખાતી.
માયાનું મંડાણ ાા૬ાા

# સત્પપદ બોધ

## જ્ઞાન ૧ પહેલું.

શ્રી બાઇબુઢાઇ વાચા.

કેજીરે ભાઇ! મનુષ્ય જનમ પામી દુઃખ માંહે રહિયેઃ અને દુઃખનો ન આવે પારજી. ૧
કેજીરે ભાઇ! દુઃખ તેતો અતિ દોહલા કહિયેઃ તે શું છૂટવાનો મારગ બતાવોજી. ૨
કેજીરે ભાઇ! દુઃખ શું છોડાવે તે જીવ મોટાઃ તેતો આદ ગુરૂજી સોહેજી. ૩
કેજીરે ભાઇ! આદ ગુરૂ તે હમને બતાવોઃ આદ ગુરૂ કેવા હોએજી. ૪
કેજીરે ભાઇ! ગુરૂ વિના કેમ દુઃખડાજ ટળશેઃ તેનો સાંસો છે જીવને ભારીજી. ૫
કેજીરે ભાઇ! આદગુરૂ કેમ કરી કહિયે! તેનો મારગ હમને બતાવોજી. ૬
કેજીરે ભાઇ! એ દુઃખ હમને બહુ બહુ પીડેઃ તો ભાઇ મને વ્હેલા ઉગારોજી. ૭
કેજીરે ભાઇ! બેનડી તું મારી દુઃખમાં ડુબેલઃ વિરાભાઇ વ્હેલેરા શાએ આઓજી, ૮
કેજીરે ભાઇ! દુઃખ ટળી સુખ સોહેલા થાએઃ તેવા ગુરૂજી હમને બતાવોજી. ૯
કેજીરે ભાઇ! બાઇ બુઢાઇ તારી બેનડીજ બોલેઃ તેની સાય તે વેહેલા કરજોજી.

## જ્ઞાન ૨ બીજું

શ્રી સદગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઇ! નાના હતા ત્યારે આપણે ના પુછયુંઃ કે આદગુરૂ કોને કહિયેજી. ૧
કેજીરે બાઇ! આદગુરૂ જે સૌની શુદ્ધજ રાખેઃ શુદ્ધ વિના ગુરૂ નવ હોય જી. ૨
કેજીરે બાઇ! આદગુરૂ તે જે નરને દેખાડેઃ નરવિના આદગુરૂ નવ હોયેજી. ૩
કેજીરે બાઇ! આદગુરૂ તે દોઇ તડ તારેઃ ભૂલડાં કુમારગ લગાવેજી. ૪
કેજીરે બાઇ! દોઇતડ જે ગુરૂ તારેઃ સોહી ગુરૂ શમ્મશ આયાજી. ૫
કેજીરે બાઇ! ધરમ દાઢેરૂ બાઇ ધરમ દાઢેરૂઃ તમે પોતે તે ઘરમાં રહેજોજી. ૬
કેજીરે બાઇ! ધરમ માંહે તો નર્મિજ જોઇએઃ નરમી વિના નર નહિ આવેજી. ૭
કેજીરે બાઇ! નર નારી જ્યારે એકઠા બેશેઃ ત્યારે એકાન્તે વાતજ કીજેજી. ૮
કેજીરે બાઇ! બાપ આપણા નારી થઇ બેઠાઃ ત્યારે અન્નંતનો સોહાગ પાયજી. ૯
કેજીરે બાઇ! તે ગોર પરતાપે ઈમામશાહ બોલ્યાઃ ઈમામ શાહ ઘરમાંહે આવ્યાજી. ૧૦

## જ્ઞાન ૩ ત્રીજું.

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ! પિતાજી એ જે ઘર સેવાજ કીધીઃ અને આશા જેની તમે રાખોજી. ૧
કેજીરે ભાઇ! તે ઘરની સેવા કઇ રીતે કરશો? તેનો મરમ હમને બતાવોજી. ૨
કેજીરે ભાઇ! હમારે પણ તેજ ઘરની આશાઃ તેની સેવાનો ભેદ બતાવોજી. ૩
કેજીરે ભાઇ! સેવા માંહેતો શું? શું? જોઇએ? અને સાથે તે કોણ? કોણ? હોયજી? ૪

કેજીરે ભાઇ! સેવાનાં ટાણાં તે હમને બતાવોઃ તેની વિધિએથી જ્ઞાન સમજાવોજી. ૫
કેજીરે ભાઇ! વ્યવહાર સેવાના હમે નવ જાણુંઃ તેના બંધણ તે હમને બાંધોજી. ૬
કેજીરે ભાઇ! બાઇ બુઢાઇ તેરી બેહનાજ બોલેઃ પિતાજીનાં પ્રતાપે કહેજોજી. ૭

## જ્ઞાન ૪ ચોથું.

શ્રી સદગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ! સેવાકીજે ત્યારે કોઇનાંલીજેઃ એકાંતે સેવા નરની કીજેજી. ૧
કેજીરે બાઇ! અકધી રાતે હરીની સેવા જકીજેઃ તો નરગુરૂ એકઠા આવેજી. ૨
કેજીરે બાઇ! બોહોંતેર દુઆની જ્યારે જનોઇ પેહેરોઃ તો ધરમબાઇ તમે પામોજી. ૩
કેજીરે બાઇ! પર ધન પર માયાનું તમે ભાવ ન રાખો, પર' પુરૂષ ભાઇ બાપ નિર્ખોજી. ૪
કેજીરે બાઇ! અર્દાશ માંગી હમો એ ઘર રહ્યાઃ હમો ઇસ્ નર હાથ વેચાણાજી. ૫
કેજીરે બાઇ! ચેતી ચાલોતો કાંકણ બંધાવો, કાંકણ બાંધી કાંઇ નવ બોલોજી. ૬
કેજીરે બાઇ! માહદન, જપ તપ નિવા નવ છૂટોઃ તો સતી ભાવે જપ તપ કરજોજી. ૭
કેજીરે બાઇ! આશિષ અરશ કુરશીની પઢવીઃ તે આશિષ વિના કેમ ઓળખોજી. ૮
કેજીરે બાઇ! જ્યાં આવી અન્નંતક્રોડી મળશેઃ ત્યારે તમે ક્યાંરે દેખાશોજી. ૯
કેજીરે બાઇ! સંસાર દિન ચાર હસતાં રમતાં જાશોઃ ઇમામશાહ કહે તમે ચેતીને ચાલજો.૧૦

## જ્ઞાન ૫ પાંચમું.

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ! સંરાસની હમને આશાજ નાહીઃ તિશકા ભેદ હમને જાણ્યાજી. ૧
કેજીરે ભાઇ! જુઠી માયા સબ છોડકર ચલણાઃ સોબીહે દુઃખકા દ્વારજી. ૨
કેજીરે ભાઇ! વખત વેળાની જે જે ભક્તિઃ તે ભાઇજી હમને બતાવોજી. ૩
કેજીરે ભાઇ! કાંકણ તે કેમ બંધાએ? તેનો ભેદ હમને બતાવોજી. ૪
કેજીરે ભાઇ! જપ ને તપ કોને જે કહીયે? તે કરવાની રીત બતાવોજી. ૫
કેજીરે ભાઇ! હમો અજ્ઞની કછુએ નવ જાણું, સાચો મારગ હમને બતાવોજી. ૬
કેજીરે ભાઇ! બાઇ બુઢાઇ અર્દાશ કહેવેઃ અબ હમકુ ભેદ બતાવોજી. ૭

## જ્ઞાન ૬ છઠ્ઠું.

શ્રી સદગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ! ચાર પોહોર હસ્તાં રમતામાં જાવેઃ તેમા ચાર ઘડી નુરની જાણોજી. ૧
કેજીરે બાઇ! ચાર ઘડીમાં ચાર જોતજ જાણોઃ તેમા બે જોત ગોરની જાણોજી. ૨
કેજીરે બાઇ! સાંજની દુઆ ગત સાંથે કીજેઃ તે ચાર ટાણાં ચાર ઘડી જાણોજી. ૩
કેજીરે બાઇ! કુંભજલ વૃત સૂરભાણએ રાખ્યાઃ તેણે શાહનું રૂપ પિછાણ્યુંજી. ૪

કેજીરે બાઇ! આશિષ દુઆ સૌતેનીજ જાણોઃ તે ગોર નરથી અરજ કરી માંગેજી. ૫
કેજીરે બાઇ! પ્રભાતની વેલાએ સવેરા ઉઠોઃ દાતણ પાણી સર્વે કીજેજી. ૬
કેજીરે બાઇ! આશિષ દાતણની બીબીફાતમાં સું કીજેઃ તે દાતણનું ફળ શાહો દેશેજી. ૭
કેજીરે બાઇ! ચારે જુગમાં અમ્ તમ્ એકજ હુતાઃ તે આજ ગોરની કળામાંહે બેઠાજી. ૭
કેજીરે બાઇ! બાઇ બુઢાઇ તમેને શિખામણ આલુંઃ તે ચિત્તમાં રાખીને ચેતોજી. ૯
કેજીરે બાઇ! બાપને પરતાપે ગોર ઇમામશાહ બોલ્યાઃ તો સેવા વિના કેમ છૂટોજી. ૧૦

## જ્ઞાન ૭ સાતમું.

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ! હું છું ગુનેહ્ગાર બંદી તોએલીઃ તમે કરો તે દયા ભાવજી. ૧
કેજીરે ભાઇ! દયા રાખી વળી ઇમાન રાખોઃ અમે શરણે તમારેજ બેઠાજી. ૨
કેજીરે ભાઇ! ઘટ્ટમાં છે ઘટ્ટને તમારી વાચાઃ તો અમારી નિદ્રાને ટાળોજી. ૩
કેજીરે ભાઇ! નિદ્રાંને ટાળી વળી સુદ્ધ બુદ્ધ દેજોઃ તો દુનિયાનું હિરષ નવ આવેજી. ૪
કેજીરે ભાઇ! દુનિયાને હિર્ષે સર્વે દેવજ ભૂલ્યા, તેની સુદ્ધ ન પોંતી છે કોઇજી. ૫
કેજીરે ભાઇ! તે ગત્ દેજો જેમાં પરદાજ ખુલેઃ બાઇ બુઢાઇ હોશે તેરી દાસીજી. ૬

## જ્ઞાન ૮ આઠમું.

શ્રી સદ્દગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ! ગુનેગાર તે ગોરના ચોર જ હોએઃ જે વેદ વિચારી નવ ચાલેજી. ૧
કેજીરે બાઇ! વેદ વિચારીને ગોરનરને ધાવેઃ તે કાયકુ ગુનેહ્ગાર હોવેજી? ૨
કેજીરે બાઇ! અરજ કરોગે તો ન્યાય પાઓગેઃ હમ્ તમ્ હેં ગુરૂકે ચેલેજી. ૩
કેજીરે બાઇ! સાહેબ સૌની આશાજ પુરેઃ સોહી સાહેબ હે સુલ્તાનજી. ૪
કેજીરે બાઇ! સેવા વિના બાઇ મેવા ન હોવેઃ મેવા તો સાહેબજીકે નામેજી. ૫
કેજીરે બાઇ! ભણે ગોર ઇમામશાહ એજ વિનંતીઃ પરદા ખોલેગા મેરા અલ્લાહજી. ૬

## જ્ઞાન ૯ નવમું.

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ! પાયા ભેદ અબ્ કાએકુ છુપાઓઃ હમ્તો લઇંગે તુમારી પાસેજી. ૧
કેજીરે ભાઇ! અલ્લાહ ઇમામ હમ્ તો એકજ લેખેઃ ઉન્હેં કરમસેં ભેદ બતાવોજી. ૨
કેજીરે ભાઇ! સમજ વિનાં ઉંધે મારગે હતાઃ જાકુ નહિ આપકી સુદ્ધજી. ૩
કેજીરે ભાઇ! હમહી પાયા તો હમ્હી છુપાવેઃ તુમે દિલ્મે ડર નહિ ધરનાજી. ૪
કેજીરે ભાઇ! પરદા ખુલા અબ્ કાએકુ છુપાઓઃ હમ્ નહિ બોલે કોઇકે આગેજી. ૫
કેજીરે ભાઇ! આપકા કહ્યા હમ્ ચિત્તમાંહે રાખ્યાઃ ગુરૂજી તુમ્ભી ભેદ હમકુ દીઓજી. ૬
કેજીરે ભાઇ! બાઇ બુઢાઇ તમારી બેહ્ના કહિયેઃ બાપ દોનું કાહે એકજી. ૭

## જ્ઞાન ૧૦ દશમું

શ્રી સદગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ! સાચું બોલો ગુરૂ શું સાચું જ બોલોઃ તો ગુરૂ સૌનો છે નાથજી. ૧
કેજીરે બાઇ! અઢાર ફરજંદ સુલ્તાનજ કહિયેઃ તે સૌ એક બાપકા ફરજંદ લહિયેજી. ૨
કેજીરે બાઇ! ઓલિયા ફરજંદ સુલ્તાનજ કહિયેઃ બાઇ ઉન્કી હે તું તો બેહુનાજી. ૩
કેજીરે બાઇ! ઓલિયા ફર્માનસેં હમ વિન્નતી કહેવેંઃ તો બાઇ બુઢાઇ હે હમારી બેહૂનાજી. ૪
કેજીરે બાઇ! પરદા ખુલ્યા તો હમ્કુ રજાઃ કરો હુંશિયારી શંભારીજી. ૫
કેજીરે બાઇ! ગોર ઇમામશાહ રજાજ દેવેઃ અશ્વારી અપ્ની સંવારીજી. ૬

## જ્ઞાન ૧૧ અગિઆરમું.

શ્રી બાઇ બુઢાઇ વાચા

કેજીરે ભાઇ! દિવસ ઉગે ત્યારે ધંધામાંહે બેસીએઃ રાત્રે તો નિંદ્રા આવેજી. ૧
કેજીરે ભાઇ! એ ખટ્ટ પોહોર અમે એમ જ રહિયેઃ તો વૈકુંઠ ક્યાં થકી લહિયેજી. ૨
કેજીરે ભાઇ! સંસારજાુઠો તેમાં કોઇ એક ચેતે, ચેત્યાને દહિંતનું ડર નહિ લાગેજી. ૩
કેજીરે ભાઇ! દુષ્ટિલોક બહુ નિંદાએ લાગેઃતેને સાહેબ ઘાણીમાં પીલાવેજી. ૪
કેજીરે ભાઇ! બાઇ બુઢાઇકી વિન્નતી સુણલોઃ તો હમકું ક્ષમા ખુદા આલેજી. ૫

## જ્ઞાન ૧૨ બારમું.

શ્રી સદગોર પીર ઇમામશાહ વાચા

કેજીરે બાઇ! નિંદા થાએતો તેમાં રસ ઘણું જાણોઃ તેમાં રસ ઘણએરૂં આવેજી. ૧
કેજીરે બાઇ! નિંદા સુણો તો હમ્ ઘરના આવોઃ જઇ રહો પીઅરીયા માંહેજી. ૨
કેજીરે બાઇ! ચાચા તાજ દિન નિંદાએ લાગ્યાઃ તે ભરજોબનમાં જીવ દીધાજી. ૩
કેજીરે બાઇ! એવી નિંદા અમારે ચિત્તમાં ન આવેઃચિત્તમાં રાખે નવ જીવાએજી. ૪
કેજીરે બાઇ! જાુમ્લી જમાત સર્વ સ્વાર્થો લાગ્યાઃ પણ અમા્રા પુરકા જીવ કોઇજી. ૫
કેજીરે બાઇ! અમ્રાપુર લેના તો ક્ષમા શું રહેનાઃ ક્ષમા વિના તે નહિ આવેજી. ૬
કેજીરે બાઇ! ગોર ઇમામશાહ અર્દાસ કહેવેઃ કેહેને તે શાહાનિ ઝારીજી. ૭

## જ્ઞાન ૧૩ તેરમું.

શ્રી બાઇ બુઢાઇ વાચા

કેજીરે ભાઇ! તમે તો સરવે મેલીને બેઠાઃ અમને સાસરીયામાં રહેવુંજી, ૧
કેજીરે ભાઇ! અમારા સાસરા બહુ બલવંત કહિયેઃ તે સૈયદ જલાલજાની જેવાજી. ૨
કેજીરે ભાઇ! બાદશાહ પીર બહુ વાતું પીછાણેઃ નિંદા એ પીર નીચું જાુએજી. ૩
કેજીરે ભાઇ! લાજ શરમ જ્યારે કુટુમ્બકીનાં રેહવેઃ ત્યારે જીવ્યું નાં જીવ્યું કહેવાએજી. ૪
કેજીરે ભાઇ! તમે નાંગા થઇ ફકીરજ થાશોઃ પણ અમારે કેમ કરી ચાલેજી! ૫

કેજીરે ભાઇ! સ્વાર્થ કારણ કસવે આવી મળશેઃ જો કતલ ચાલેતો નાશી જાએજી. ૬

કેજીરે ભાઇ! બાઇ બુઢાઇ તારી એવીરીતે બોલ્યાઃ જાહેર થઇ નાં રહેવાએજી. ૭

## જ્ઞાન ૧૪ ચૌદમું.

શ્રી સદગોર પીર ઇમામશાહ વાચા

કેજીરે બાઇ! મોટપ જોશો તો મેલો નહિ થાશેઃ સંસારમાં વગુતા રહેશોજી. ૧
કેજીરે બાઇ! સાસુ સસરા તેરા મોટેરા કહિયેઃ પણ બાપકા હૈ દર્વાનજી. ૨
કેજીરે બાઇ! તારે મારે હવે કાંઇ નથી બોલવું, આજ દાડાથી કોલેજ મૂકુંજી. ૩
કેજીરે બાઇ! હવે મારે પુરી ફકીરી જ લેવીઃ તે હાંજર બેગની સાથેજી. ૪
કેજીરે બાઇ! હમારી પાસેતો કાંઇ ચીજ નથીઃ તારા ભાઇઓએ કાંઇ નવ દીધુંજી. ૫
કેજીરે બાઇ! તારે બાપે અમને ઇમાન આપ્યુંઃ તસ્બી શાકર હાથસું દીધીજી. ૬
કેજીરે બાઇ! સંસારમાં તમારે હજાર વરસ રહેવુંઃ હમારી અજલ આવીને બેઠીજી. ૭
કેજીરે બાઇ! ભણે ગોર ઇમામશાહ સાંભલો બેનાઃ હવે અરજ હમારી એ જ હોનાજી. ૮

## જ્ઞાન ૧૫ પંદરમું

શ્રી બાઇ બુઢાઇ વાચા

કેજીરે ભાઇ! અરજ તમારી તમ આપજ બુજોઃ અરજ અમારી તમ પાસેજી. ૧
કેજીરે ભાઇ! અરજ કરતાં કાંઇ વીલંબનાં કીજેઃ ઇસ અરજમે શાહા નિઝારીજી. ૨
કેજીરે ભાઇ! ક્રિયા કરવી તો આશણ ગ્રહી રેહણાઃતો નાત જાત ભ્રમના નાં રેહેવેજી. ૩
કેજીરે ભાઇ! દીનકે મયાન દો દો તલ્વારનાં છાજેઃ હમ ભુલડાને મારગે લગાડોજી. ૪
કેજીરે ભાઇ! હમે જાણ્યું દોનું મારગ રાખેઃ પણ દીશે છે દોહેલો ઠામજી. ૫
કેજીરે ભાઇ! દીનકા નગારા મેરે દિલ્મેં વાગ્યાઃ હમભી ચલેં તુમ સાથું જીઃ ૬
કેજીરે ભાઇ! બાઇ બુઢાઇ અરજ વિન્નતી બોલેઃ તમે શાંભળો રિશામણા ભાઇજી. ૭

## જ્ઞાન ૧૬ સોળમું

શ્રી સદગોર પીર ઇમામશાહ વાચા

કેજીરે બાઇ! તમે પોતાના જીવ કસ્જેજ ચાલો, તે પણ જોત દેખીને તમે આવોજી. ૧
કેજીરે બાઇ! કવણ અર્થે આજકોઇ ન આવે, સૌ કોઇ સ્વર્ગજ માંગેજી. ૨
કેજીરે બાઇ! અમે તો સ્વર્ગ નાનપણમાં જોશું, તે પણ બાપનાં વચન પ્રમાણેજી. ૩
કેજીરે બાઇ! સ્વર્ગ તમે જે આંજેજ માંગો, તે અમે ક્યાં થકી દૈયેજી. ૪
કેજીરે બાઇ! ક્રિયા કરો તો તમે તે ઠામે પોહોંચો, વળી હુરાંઉં શું હોશે મેળોજી. ૫
કેજીરે બાઇ! જીવતા અમરાપુરી કોઇ નવ લેશે, મૂવા પછી કોઇ કોઇને જડશેજી. ૬
કેજીરે બાઇ! ભણે પીર ઇમામશાહ યેહીજ વિન્નતી, ક્રિયા વિના કોઇ નવ્ પામેજી. ૭

## જ્ઞાન ૧૭ સત્તરમું

શ્રી બાઇ બૂઢાઇ વાચા

કેજીરે ભાઇ! સંસારનાં સર્વે રંગજ મેલ્યા, હવે ક્રિયાકો ભેદ બતાવોજી. ૧
કેજીરે ભાઇ! જિસ ક્રિયામેં જીવ ધારણ રહેવે, સોહી ધારણકા બેદ બતાવોજી. ૨
કેજીરે ભાઇ! ઘેર ભેઢા અમે બંદગીજ કીજે, જિસ્મે અલ્લાહ મેરા રીઝેજી. ૩
કેજીરે ભાઇ! સુતક્ પાતક્ જઇ દિલ્કા તાલા ખૂલે, અંત્તર મેવા મુક્ત પાવેંજી. ૪
કેજીરે ભાઇ! બાહોંતેર કોઠે બીચ નોબત બાજે, એસા ભેદ હમકુ બતાવોજી. ૫
કેજીરે ભાઇ! નાભી કમલ આગે જંત્રી છાજે, ઉસ્મેભી જોતજ આવેજી. ૬
કેજીરે ભાઇ! બાઇ બુઢાઇ તમારી બેન બોલે, અંમને અજંપા જાપ જ આવેજી. ૭

## જ્ઞાન ૧૮ અઢારમું

શ્રી સદગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ! ભરજોબન પહેલાં વાળીને લીજે, અને કાળ ક્રોધનાં કીજેજી. ૧
કેજીરે બાઇ! મોટપ માંહે જ્યારે નાનપ લીજે, ત્યારે બ્રહ્મ કલા હ્રદય આવેજી. ૨
કેજીરે બાઇ! ગરીબ મુસાફરની સેવાજ કીજે, તે આગળ હાથ જોડી રહીએજી. ૩
કેજીરે બાઇ! અનસૂયા મહા સતીજ કહીયે, સર્વે ઉન પીછેજ ચાલેજી. ૪
કેજીરે બાઇ! ધ્રુપતિ સરખી કોઇ નાર નાં કહિયે, સો ભી કીશી શું નવ બોલેજી. ૫
કેજીરે બાઇ! માતા કુંત્તા સરખી કોઇ શીળ ન કહિયેઃ જાકું દેવ સલામે આવેજી. ૬
કેજીરે બાઇ! તારા રાણી સરખી કોઇ શીળ ન કહિયે, વિશ્વામિત્ર હાથ વેચાણાજી. ૭
કેજીરે બાઇ! સીતા સરખી કોઇ સતી ન દેખી, જેણે શબ્દ ગુરૂકા રાખ્યાજી. ૮
કેજીરે બાઇ! અયેસા શીળ જબ ઇન્હુને રાખ્યા, બોંહોંતેર કોઠે વાચા દીઠીજી. ૯
કેજીરે બાઇ! જંત્રી વાજા તો ઇન્હું કું શોભે, જિન્ને કાળ ક્રોધે સર્વે કાઢ્યાજી. ૧૦
કેજીરે બાઇ! અજંપાજાપ તો ત્યારેજ આવે, જ્યારે ઇન્ સરીખા જીવ થાએજી. ૧૧
કેજીરે બાઇ! ગોર ઇમામશાહ એવા વાણીજ બોલ્યાઃતે સોહ્બત જોઇને ચાલોજી. ૧૨

## જ્ઞાન ૧૯ ઓગણીશમું

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ! એવીયું વાતું તમે અમને સંભળાવો, તો એ વાતું આગળકેમ ન કહ્યુજી? ૧
કેજીરે ભાઇ! તે વેળામાં અમે ક્યાંજ હોતા? તે ભેદ કથો મોરા ભાઇજી. ૨
કેજીરે ભાઇ! તે વેળા તમે આજજ જાણોઃ તે સતીયું ને પરતાપેજી. ૩
કેજીરે ભાઇ! જે કહો તે હમે આજજ માનેઃ જો ફરમાવો શો શિર ચઢાવુંજી. ૪
કેજીરે ભાઇ! કામ ક્રોધ અહંકારજ મેલ્યા, કહો તો કોઇ શું વાત ન કીજેજી. ૫
કેજીરે ભાઇ! આસણદીઓ હવે આશ તમારી, ગોર કબીર દીનકી હિંયાળીજી. ૬

કેજીરે ભાઇ! જાગો જાગકા અબ્ ભારજ ટાળો, તો મેળા બીબીયો કાજ હોવેજી. ૭

કેજીરે ભાઇ! જોત વિના કછુ આનંદ ન હોવે, ખાલી ભાંડે કામ ન સીજેજી. ૮
કેજીરે ભાઇ! બાઇ બુઢાઇ કી વિનંતી અયેશી, હવે ચિત્તરાખો મોરા ભાઇજી. ૯

## જ્ઞાન ૨૦ વીશમું

શ્રી સદગોર પીર ઇમામશાહ વાચા

કેજીરે બાઇ! સુનો જ્ઞાન અબ ચિત્તજ ધરના, અને દુઆ સુનંત સબ સંવારોજી. ૧
કેજીરે બાઇ! દુઆ સુનંત જબ તમકું આવે, તબ ઘટમાં જોત હોવેજી. ૨
કેજીરે બાઇ! ઘટકી જોત જબ દિલ્માં આવે, તબતાલી બોહોંતેર કોઠે લાગેજી. ૩
કેજીરે બાઇ! તાલી આવે ત્યારે તાલાજ ખુલે, તબ અનાજ કોઇ પેટભર નાં ખાવેજી ૪
કેજીરે બાઇ! જંતર તબ જોર કરેગા, તબ અજંપા જાપ ઉઠેગાજી. ૫
કેજીરે બાઇ! આપ ઘરમે બોહોત દ્રષ્ટિ પોહોંચી, તબ હમ્ તુમ વલી ભેળા હોવેજી. ૬
કેજીરે બાઇ! ભણે ગોર ઇમામશાહ, હવે વિલંબના કીજેઃ હાથે રાંધીનેજ ખાજો. ૭

## જ્ઞાન ૨૧ એકવીશમું

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ! દુઆ સુન્નતકા હમ્ ભેદનાં જાણે, તમ્ આપ હમ્કુ શિખાવોજી. ૧
કેજીરે ભાઇ! ખાણા પીણા હમ્ હાથું પકાવેં, અબ દાસીશું કામ ન લેણાજી. ૨
કેજીરે ભાઇ! તમે કહો તે ધંધોજ કરેંઃ ભાંત ભાંતકા ગુલ શીવેંજી. ૩
કેજીરે ભાઇ! ઉસ ધંધેમેં લેકર ખાનાજ ખાવેં, ઓર પેટકુ પાટા ભી દેવેંજી. ૪
કેજીરે ભાઇ! જિસ બાતુંમેં અલ્લાહ નબી રાજીઃ ઉસ્મે મારગ સોહેલા પાવેંજી. ૫
કેજીરે ભાઇ! આપણે નાના દાદા ઉપર કશણીજ બીતીઃ આપણે ઉસસે મોટેરા નાંહીજી. ૬
કેજીરે ભાઇ! બાઇ બુઢાઇ કી વિન્નતી સુણોઃ હમ્તો શાહોજી કે હાટ બેચાણાજી. ૭

## જ્ઞાન ૨૨ બાવીશમું.

શ્રી સદગોર પીર ઇમામશાહ વાચા

કેજીરે બાઇ! વિન્નતી તમારી હમ્ ચિત્તમાં જ રાખું, તો ચિત્ત મન એક પીછાણોજી. ૧
કેજીરે બાઇ! શિર દીધું ત્યારે કેવોજ ભય છે? તે ભયને તમે મેલી દેજોજી. ૨
કેજીરે બાઇ! સત્પંથસેવ્યામાં ભય છે કેવો? સત્પંથ શું રાખો સેવાજી. ૩
કેજીરે બાઇ! જીકર ફીકર પેહેલાં ચિત્તમાંજ રાખોઃ તો દુઆ શુન્નત શિર લેજોજી. ૪
કેજીરે બાઇ! દુઆ શુન્નત મવ્લાઅલીકી કહિયેઃ જિસ્કે જાપશેં બરકત્ આવેજી. ૫
કેજીરે બાઇ! બરકત્ આવે ત્યારે સબ કુચ્છ પાવેઃ તો ઇમાન ભી સાબિત્ રહેવેજી. ૬
કેજીરે બાઇ! ભણે ગોર ઇમામશાહ કેટલું સમ્જાવુંઃ તમે થોડા માંહેથી થોડું લેજોજી. ૭

## જ્ઞાન ૨૩ ત્રેવીશમું

શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે ભાઈ! ક્ષોભ કારણ બહુ દુઃખ દોહલાઃ પેહેલું આશણ દૂધ જ જોઈએ જી. ૧
કેજીરે ભાઈ! દૂધ આચરણ તે તમે જ થાઓ, તો હમકૂ ભી દૂધ સોહાવેજી. ૨
કેજીરે ભાઈ! મેરમનો શું કામજ દીશેઃજો દયા કરો મોરા ભાઈજી. ૩
કેજીરે ભાઈ! જગ્યા મગ્યા પહેલીજ માટીજ જોઈએ, સોહી માટી મેરી કાયાજ જાણોજી. ૪
કેજીરે ભાઈ! મેરણ એક તિલ હમ્કુ ચખાવોઃ દુજા કાએકો મેરમ ચાહિયેજી. ૫
કેજીરે ભાઈ! ગ્રથગોલો જ્યારે આવી તરેહ મળેઃપછી ક્યશા વલોણા વલોવેજી. ૬
કેજીરે ભાઈ! બાઈ બુઢાઈ છોટેરી આંખેઃ અને અપના જીવને સમ્જાવેજી. ૭

## જ્ઞાન ૨૪ ચોવીસમું

શ્રી સદગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઈ! સમ્જાવવું બહુ મુશ્કિલ જાણોઃ એવા સમૂજે તો સારા સંસારજી. ૧
કેજીરે બાઈ! ઔટ ક્રોડ બ્રહ્માએ તપ્ સાધ્યાઃતો મેરમાઉન હાથનાં આયાજી. ૨
કેજીરે બાઈ! નવખંડ પૃથ્વી સલામજ કીધાઃ તોએ મેરમ કિન્ને નાં દીધાજી. ૩
કેજીરે બાઈ! અઢાર ભાર વનસ્પતિ પાન પાન સોધ્યાઃ તોભી મેરમ હાથું નાં આયાજી. ૪
કેજીરે બાઈ! સાત સાહેરમાં જાકર સોધ્યાઃ તોએ મેરમ નાંહી પાયાજી. ૫
કેજીરે બાઈ! ગ્રથ ગોલોભી તબ હાથું જ આવેઃ જબ સાચા મેરમ હાથ લાગેજી. ૬
કેજીરે બાઈ! ભણે ગોર ઈમામશાહ સાંભળો બેનાઃ આતો મેરમ મલશે દોહલાજી. ૭

## જ્ઞાન ૨૫ પચીસમું

શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે ભાઈ! નવખંડ પૃથ્વી તો નારાયણ બૂઝેઃ ઉંવાંસે રસ હમકું દેણાજી. ૧
કેજીરે ભાઈ! ઔટ ક્રોડ બ્રહ્મા હમ્ તુમ્કું જાણેઃ ઓર કાહેકું ઢુઢણ જાવેંજી. ૨
કેજીરે ભાઈ! અઢાર ભાર વનસ્પતિ તેરે હાથકે નીચે, પાંત પાંત હે તેરા મુખજી. ૩
કેજીરે ભાઈ! સાત સાહેર તેરી કાયાજ ભણિયેઃ હમ્ ઉંવાંસે મેરમ માંગેજી. ૪
કેજીરે ભાઈ! બાઈ બુઢાઈ તુમે કિત્તાક કેહેવેઃ તુમ દયા કરોને દિવાનજી. ૫

## જ્ઞાન ૨૬ છવીસમું

શ્રી સદગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઈ! દીવાન હાકમ્તો અલ્લાહકું કહિયેઃ જિસ્કી કુદરત સબ્ પસારીજી, ૧
કેજીરે બાઈ! સબકુચ્છ યેહ મેરી કાયામે કીનાઃ સો હમ્ તો હૈ ગરીબ નિઝારીજી. ૨
કેજીરે બાઈ! હમ્ તુમ દોનું એકજ હીંગેઃ પણ શબ્દ રૂપજ ન્યારાજી. ૩

કેજીરે બાઈ! શબ્દ દેવે તબ બુદ્ધજ આવેઃસો કાચે પાઈએ બુદ્ધ નાંહીજી. ૪

કેજીરે બાઈ! કાચે પાઈએ જે કોઈ બુદ્ધજ રાખેઃ સોતો ફિર ફિર અવ્તાર લેવેજી. ૫
કેજીરે બાઈ! અવ્તાર લિઆતો જન્મ ગમાયાઃ તો કહાંસે મુક્તિ માંગેજી. ૬
કેજીરે બાઈ! ભણે ગોર ઈમામશાહ શાંભલો બ્હેનાઃ સમજ વિના શુદ્ધ નહિ પાવોજી. ૭

## જ્ઞાન ૨૭ સત્તાવીશમું

શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે ભાઈ! ખોજી ખોજી હમ મારગ પાયાઃ સો કાચા મારગ નહિ જાણુંજી. ૧
કેજીરે ભાઈ! અવ્તાર હમારા ઈસ્ ઘરમાં આયાઃ તબ સંદલ સૂરાણ સંવાર્યાજી. ૨
કેજીરે ભાઈ! અન્નતકા ધણી મેરા બાપજ કહિયેઃ જિસ્કુ સરવે સૂજના હોતીજી. ૩
કેજીરે ભાઈ! જિસ્કી શરણાગત્ સબકોઈ રેહેવેઃ ઉન્કી યુક્તિ ન્યારી જાણોજી. ૪
કેજીરે ભાઈ! ઉન્કે મુખશે હમ્ યુંહી સૂન્યા, કે હમ્શે મોટેરા ભી હોવેજી. ૫
કેજીરે ભાઈ! એસા શબ્દ હમ્ બાવાકા શુનિયાઃ તબહી હમ્ તુમ્કું કેહવેંજી. ૬
કેજીરે ભાઈ! ભણે બાઈ બુઢાઈ સુણો મોરે મોટાઃ યેહી ભેદકી શુદ્ધ હમ પાઈજી. ૭

## જ્ઞાન ૨૮ અટ્ઠાવીસમું

શ્રી સદ્ગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઈ! ભેદ પાયા ઓ હમ્કુ બતાઓઃ હમ્ભી શુદ્ધ કછુ પામેજી. ૧
કેજીરે બાઈ! શુદ્ધ આવે તબ બુદ્ધભી આવેઃ હમ્ હેં નાનેરા તેરા ભાઈ. ૨
કેજીરે બાઈ! અન્નતકા ધણી તેતો મોટેરા હિયેઃ જિસ્કી શાખ નવખંડ માંહીજી. ૩
કેજીરે બાઈ! ઉન્કે મુખકી બાતાં જો સુનિયાંઃઉસ્કી હમ્કુ ખબર કછુ નાહીંજી. ૪
કેજીરે બાઈ! ખબર મીલે તો ઉસ શબ્દ પર ચલનાઃતબ હી મેલા દિનકા પાવેજી. ૫
કેજીરે બાઈ! દિનકા મારગ એહીજ કહિયેઃ શબ્દ શુણિયે અપ્ને કાનજી. ૬
કેજીરે બાઈ! ભણે ગોર ઈમામશાહ હમ્કુ શંભલાવોઃ તો મોક્ષ મારગ હમ્ભી પાવેંજી. ૭

## જ્ઞાન ૨૯ ઓગણત્રીસમું

શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે ભાઈ! મોક્ષ મારગકી સુનોરે બાતાંઃ હમ્શે પૂંછો ભલે યેહી ધાતાંજી. ૧
કેજીરે ભાઈ! સોને રૂપેકા હે વેઢ તુમ્ હાથેઃ ઔર ત્રુઆ કડિયા બિરાજેજી. ૨
કેજીરે ભાઈ! ત્રુઆ કડિયાકી શુદ્ધજ હોવેઃ તો હમ્મી સોનેકા મૂલ પાવેંજી. ૩
કેજીરે ભાઈ! જિસ વખત બાપે જામા સમાર્યાઃ તબ હમ્ હજુરીમાં બેઠાજી. ૪
કેજીરે ભાઈ! સેહેદ શાકર જબ હમે મૂખમાંહી દીતીઃ તબ બાવા વચન યેહી બોલ્યાજી. ૫
કેજીરે ભાઈ! જાગતી જોત સબ તુજકુ હી દીનીઃ યેહી બાવાકે મુખશે શુનિયાજી. ૬
કેજીરે ભાઈ! નવખંડ માંહે તમને બ્રહ્માજ કહિયેઃ અયેશા શબ્દ હમ્ને પાયાજી. ૭

કેજીરે ભાઈ! ભાઈ બુઢાઈ સાચી વાતજ કહેવેઃ છેડા તુહ્મારા તબ્હીશેં પકડ્યાજી. ૮

## જ્ઞાન ૩૦ ત્રીશમું

### શ્રી સદગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઈ! તેનો છેડો પકડો જેણે નવખંડ સર્જયાઃ અને સર્જયા તે સંસાર સારાજી. ૧
કેજીરે બાઈ! આદ બ્રહ્મા તે તો સાચાજ જાણોઃ જિસ્થી ચારે વેદ પ્રકાશ્યાજી. ૨
કેજીરે બાઈ! બાપની વાતું જો ચિત્તમાંહી ધરશોઃ તો તમ્કું ભાઈ! નહિ બોલાવેજી. ૩
કેજીરે બાઈ! માતા દેવે તમ્કું તમારે ભાઈ જ દેવેઃ દેવે સો માન બોહોતેરાજી. ૪
કેજીરે બાઈ! અમારી પાસે તો ખાવા પીવા નાહીઃ અને નાંહી જામ્લી જમાતજી. ૫
કેજીરે બાઈ! ખાવા પીવાની હમને ઓશિયાળીઃ હમ્શું બોહોત નહિ કછુ હોવેજી. ૬
કેજીરે બાઈ! ગુરૂ ઈમામશાહકી શુણો વાણી, એસા ભૂખ્યા હે પેટ અપારી જી. ૭

## જ્ઞાન ૩૧ એકત્રીસમું.

### શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે ભાઈ! ભૂખ્યા તુષ્યાકુ ખુદા રોટીજ દેવેઃ ઓર માનતો બ્રહ્માજી હાથુંજી. ૧
કેજીરે ભાઈ! જામ્લી જમાતસર્વ ખુદાકા કહિયેઃ ઓર ધન્ન માલહે સબ્ તેરાજી. ૨
કેજીરે ભાઈ! મેરા માલ હે સો તેરી સાત પેઢી ખાવેઃ ભલે ખાએ હમ્કું હે ઉઠણાજી. ૩
કેજીરે ભાઈ! તેરી ફકીરી સો હમ્હી કબૂલીઃ કબૂલીંગે કાજી મુલ્લાં પાસેજી. ૪
કેજીરે ભાઈ! દિનકા સોદા સો ખંડા કેરી ધારઃ જો કાહેર હોયેસો નર્કે જાવેજી. ૫
કેજીરે ભાઈ! હિરામોતીકી અબ ગાંઠડી કીનીઃ જિસ્મે મોક્ષ મારગ્ સબ કીનાજી. ૬
કેજીરે ભાઈ! ભણે બાઈ બુઢાઈ ઉમ્મત નબીકીઃ અબ છેડા મેરે શિર પર વાશોજી. ૭

## જ્ઞાન ૩૨ બત્રીસમું.

### શ્રી સદગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઈ! ઉમ્મત નબીકી સારા સંસાર જાણોઃ ત્યું પીર પેગામ્બર શુલ્તાનજી. ૧
કેજીરે બાઈ! સબ નબીયું મેં હે મહમ્મદ શિરદારઃ જિસ્પે કુર્આન ઈર્ફાન આયાજી. ૨
કેજીરે બાઈ! અબ કરલો જીવકી મુક્તિકી બાતાંઃઅબ દૂજી બાતાં નવ કીજેજી. ૩
કેજીરે બાઈ! દુજી બાંતો માંહે ભેદ ન આવેઃ કરો અબતો ભેદકી બાતાંજી. ૪
કેજીરે બાઈ! નહિ ઠામ નહિ ઘર હે હમારાઃ અને નાંહિ કાંઈ તકિયાજ કીનાજી. ૫
કેજીરે બાઈ! હાજર બેગશું હમ અરજજ કીનાંઃ ઓર દુઆ સુન્નત ભેદ લીનાજી. ૬
કેજીરે બાઈ! હાજર બેગશું જઈ કુમ્ભજલ થપાવોઃ પીછે થપાવો હમારે હાથેજી. ૭
કેજીરે બાઈ! ભણે ગોર ઈમામશાહ ઈમાન જ રાખોઃ નહિકાં દિન દુનિયાં બેથી જોશો. ૮

## જ્ઞાન ૩૩ તેત્રીસમું.

શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે ભાઈ! દિન દુનિયાંશું જબ હમ્ જાવેં: તબ બંધન તુમારા ક્યું રેહવેજી. ૧
કેજીરે ભાઈ! હાજરબેગ આગલ હમ્ કિશ વખત જાવેં: સોહી જાનેકા વખત ફર્માવોજી. ૨
કેજીરે ભાઈ! સોહીવખત હમ્ ચિત્તમાંહે રાખેં: ઓર ઠામ ઠેકાણા બતાવોજી. ૩
કેજીરે ભાઈ! કોનસા ઠામ ને કોન ઠિકાના: સોહી બેદ કહો મેરે ભાઈ. ૪
કેજીરે ભાઈ! જોત જાુગત હમતો કબુઅ ન દેખી: ઓર નાંહી બૂઝે ઉસ્કા ભેદજી. ૫
કેજીરે ભાઈ! તુમ્હી બતાવો હમ્કો યેહ ભેદ: તો જાવેં હાજરબેગકે પાસેજી. ૬
કેજીરે ભાઈ! નહિ કછુ જાને નહિ કછુ બૂઝે: સોક્યુંકર જાવેં ઉન્કે આગેજી. ૭
કેજીરે ભાઈ! હાજરબેગકું ક્યુંકર બુલાવેં? સોહી ભેદ બતાવો મોરા ભાઈજી. ૮
કેજીરે ભાઈ! બાઈ બુઢાઈ ભણે જજમાન તેરી: હમ્કું શબ્દ શિખાવો મોરા પીરજી. ૯

## જ્ઞાન ૩૪ ચોત્રીસમું.

શ્રી સદગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે ભાઈ! શબ્દ કે જજમાન સબ કોઈ હોવે: પણ સાચા નબી સબકા પીરજી. ૧
કેજીરે ભાઈ! અપ્ને ઘરમે જજમાની કેશી? અપ્ને અધીકે હેં ગુલામજી. ૨
કેજીરે ભાઈ! હાજરબેગ તો અપ્ને દરવાજે રેહતા: પણ દૌલત બાપે ઉન્કુ દીતીજી. ૩
કેજીરે ભાઈ! ઉન્કુ શુદ્ધ સબ પિયુજી કેરી: હમ્તો હેં બાલક સ્વરૂપજી. ૪
કેજીરે ભાઈ! બારકે બારણે બેઠક જ હોતી: ત્યાં થાપના થાતી સાચજી. ૫
કેજીરે ભાઈ! તમારે સસરે કે ઘેર કુરાન બોતેરા: ઓર તસ્બી કુરાનકી બૂઝેજી. ૬
કેજીરે ભાઈ! હમારે ઘરમેંબી કુરાનજ બૂઝેં: ઓર અવર કછુ નાંહી જાણેજી. ૭
કેજીરે ભાઈ! સોહી બાતાં જો જાહેર હોવે: તો મુસ્લમાન નીકલકર મારેજી. ૮
કેજીરે ભાઈ! ભણે ગોર ઈમામશાહ હમ્કુ હે બીક: ઉસ કારણ થર થર કાંપેજી. ૯

## જ્ઞાન ૩૫ પાંત્રીસમું.

શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે ભાઈ! થર થર કાહેકું મન ખોફજ રાખો: હમ્ સબ બૂઝે તમ્ બાતાં. ૧
કેજીરે ભાઈ! સત્પંથી રાહ સાચી જ જાણું: ઈન્ના હમ્બી સમ્જે હેં સારજી. ૨
કેજીરે ભાઈ! બાપકે ડેલેમેં કરેજો પૂજા:તો જો ચાહિયે સો હમહીં મંગાવેંજી. ૩
કેજીરે ભાઈ! આંડ ગ્રથ ઓર પાની ચાહિયે: ઔર મેવા અનેક મંગાવેજી. ૪
કેજીરે ભાઈ! એલચી જાવંત્રી ઓર જાયફલ ચાહિયે: લવિંગ ઔર કુચ્છ સામાનજી. ૫
કેજીરે ભાઈ! ઠામણા વાસણ સારે મંગાવું: જો મુખશે બોલો સોહી લાવુંજી. ૬
કેજીરે ભાઈ! હમ્માલ મજુરને પરદા મંગાવું: લાકડાં લોઢાં કહો સોહીજી. ૭

કેજીરે ભાઈ! ઉંચ બીચ હમ જાકર લાવેં: ઔર સબ કુચ્છ તુમકું દીયાજી. ૮

કેજીરે ભાઈ! કિત્તે હજાર રૂપે નગદ દેવે? ગુલામ ચાહિયે હજુરજી. ૯

કેજીરે ભાઈ! હાજરબેગકું જો ઘોડા ચાહિયે? તો હમ દેવેં જોડ વેલાજી. ૧૦

કેજીરે ભાઈ! કહો તો ઓલિયાસેં મેળા કરાવે? ઓર કાજી પાદશાહકી મોહોરાંજી. ૧૧

કેજીરે ભાઈ! સર્વે જમાતું તમ પાસેજ આવેં: તમારી રજા વિનાં કાંઇ નહિ હોવેજી. ૧૨

કેજીરે ભાઈ! જો મેરી માયાસો તુમ્કું હલાલ: તમુ છોડો સો હમ ખાવેંજી. ૧૩

કેજીરે ભાઈ! બાઇ બુઢાઇ એણીપેર બોલ્યા: હમ તો શબ્દું તેરે બંધાણાજી. ૧૪

## જ્ઞાન ૩૬ છત્રીસમું.

શ્રી સદગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઈ! હમ શું બંધાણા તબ ક્યેસી માયા? માયાકા નહિહે રંગાજી. ૧

કેજીરે બાઈ! બીછાણા દીયાને મેવાજ લેણા:તબ લેકર ક્યાસો કરનાજી. ૨

કેજીરે બાઈ! જુમે રાતે તમ આપ પધારો: અને ધુપ દિવા રચના કરનાજી. ૩

કેજીરે બાઈ! કુમ્ભ જલકા જબ શબ્દજ લેના: પીછું હમ તુમ્કો શબ્દજ કહેનાજી. ૪

કેજીરે બાઈ! બોહોત કેહેણએસે કછુ કામજ નાંહિ: હમ ઓર હાજરબેગ સિધાવેંજી. ૫

કેજીરે બાઈ! તમારે કાજ હમ ઈત્ના દિન રેહેવે, પીછે હમકું હુકમ સર રેહેણાજી. ૬

કેજીરે બાઈ! જુગત દેખી તુમ મુક્તશું રેહના: કાયા કાલે ચલ જાશેજી. ૭

કેજીરે બાઈ! તેરી માયા લેઇ હમ જો ખાવે: તો ધર્તિ આકાશ બિચ ક્યું રેહેવેજી. ૮

કેજીરે બાઈ! તેરા મેરા ખેલ જબ જાહિર હોયગા: તબ સમુદ્ર છલેગા પાણીજી. ૯

કેજીરે બાઈ! છાની બાતાં જબ જાહેર હોયગી: તબ મચ્છાશિર જોર એક આવેજી. ૧૦

કેજીરે બાઈ! જિત્તા મચ્છા જાહેર જો હોવે: તિત્તા તો જાહેર જો દેખેજી. ૧૧

કેજીરે બાઈ! સાહેર ભરિયા શો કોઇ કોઇ પીવે: જો પીવે સો પાકજ હોવેજી. ૧૨

કેજીરે બાઈ! ભણે ગોર ઈમામશાહ હમ સ્વર્ગ જાએગે: સો તમકું કહુ સાચી બાતજી. ૧૩

## જ્ઞાન ૩૭ સાડત્રીસમું.

શ્રી બાઇ બુઢાઈ વાચા.

કેજીરે ભાઈ! સાચી બાતાં તે તો સાચી જ કહિયે: સાચા બિના સ્વર્ગનાં પામેજી. ૧

કેજીરે ભાઈ! જુમેરાતકું જો હમ ડેલે બિચ જાવેં: સો એકલી કે લોડિયાં સાથજી. ૨

કેજીરે ભાઈ! એકલી તે આધી રાતકુંજ આવેં: સો હાજર બેગકું કેહ છોડોજી. ૩

કેજીરે ભાઈ! મેવા દુઆ કોન લેકર આયગા? સો તુમ કહો ઉસ્કા ભેદજી. ૪

કેજીરે ભાઈ! બીબી રાતકું ચલ કર આઇ: સો આઇ પિયરીયે દ્વારજી. ૫

કેજીરે ભાઈ! આગળ આવી ગુરૂ ઈમામશાહ બેઠા: હાજરબેગ દરવાજે બહારજી. ૬

કેજીરે ભાઈ! બાઇ બુઢાઇ એવી વિન્નતી બોલે: બિરદ પાલો ગુરૂ સાચાજી. ૭

## જ્ઞાન ૪૦ ચાલીસમું.

શ્રી સદ્દગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરી બાઈ! પીઅર કે ઘરમાં ધરમ રચનાં: તે પહેલી થાપના હજરબેગ કર્તાજી. ૧
કેજીરી બાઈ! યેહ મુખી પિતાજી કે ધર્મ કાજ કહિયે, બાલક પીર સર્વે જાણેજી. ૨
કેજીરી બાઈ! ઉન્કે હાથમે અપને બાલક ખેલે: તાકે આગે છુપી કહાં જાવેંજી. ૩
કેજીરી બાઈ! હાજરબેગ અસલ ગુલામ હામારા: સો હમ્ ચીચા કર બોલેજી. ૪
કેજીરી બાઈ! બાપકા વચન હમકો અયેસા જોહે:કે હાજારબેગ કે સાથ ચલનાંજી. ૫
કેજીરી બાઈ! પેહેલી થાપ હાજરબેગ કરેગા: હમ તુમ જા નુર પીવેંજી. ૬
કેજીરી બાઈ! ભણે ગોર ઈમામશાહ શાંભલો બ્હેનાં: કાયા કાલે ચલકર જાવેજી. ૭

## જ્ઞાન ૪૧ એકતાલીસમું

શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરી ભાઈ! કાલે કાયા ચલકર જાશે: પણ સંપુરણ બચન અમ્મર નાંહીજી? ૧
કેજીરી ભાઈ! જો ફર્માવો સો હમ શિર ચડાવે: હાજરબેગ બુઢ્ઢા પિછાણેજી. ૨
કેજીરી ભાઈ! પહેલી થાપનાં હાજબેગજ દેવે: હમ હાથું કર કર લેવેંજી. ૩
કેજીરી ભાઈ! વાંચાકા ભણિયા તમારે જો રેહેવે: તો હમ્ ચાલેં તમારી સાથેજી. ૪
કેજીરી ભાઈ! ચલકર તુમ આપ બેચોગે! તોબી ઈમાન નહિ જાવેજી. ૫
કેજીરી ભાઈ! હમ્ તમારી શરણેજ રેહેવેં: હમારે તુમ હો બડેરે ભાઈજી. ૬
કેજીરી ભાઈ! અયેશા જ્ઞાન બાઈ બુઢાઈ બોલ્યા: હમકુ અમીરસ પાઓજી. ૭

## જ્ઞાન ૪૨ બેંતાલીશમું

શ્રી હાજરબેગ વાચા.

કેજીરે બેટી! શુણો વેણ હમારા ચિત્ત રાખો: અબ બાત્વાતો હે નાના રૂપજી. ૧
કેજીરે બેટી! હમ્ બુઢ્ઢા બોહોત દિન્ જ હુવા: તમારે ઘરમે જોબન સ્વરૂપજી. ૨
કેજીરે બેટી! ભાઈ બેન જ્યાં તમે સ્વર્ગે બેશો, ત્યાંભી હમ્ તુમારા ગુલામજી. ૩
કેજીરે બેટી! જિન્નતી મેવા તુમારે હમકુ દેવા:હમ્હેં તુમારા ગુલામજી. ૪
કેજીરે બેટી! કિત્તે અવ્તાર હમ્ ગુલામીમે આયા: અબ્ અમ્મર હોવેં તમ હાથુંજી. ૫
કેજીરે બેટી! જિન્ને જાણ્યા ઉન્ને મારગ પાયા: બિન્ જાણએ માગર ન પાવેજી. ૬
કેજીરે બેટી! મારગ પાયા સો ઉસ્ને છુપાયા: ગુરૂ વચને મારગ સૂઝેજી. ૭
કેજીરે બેટી! ગુરૂ પ્રતાપે હાજરબેગ બોલ્યા: તે બાઈ બુઢાઈકે પાઉંજી. ૮

## જ્ઞાન ૪૩ તેંતાલીશમું.

શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે બાવા! હમ્તો આયા ભાઈકે સંગાતે: તુમ તો હો બુઢ્ઢાપણ માંહેજી. ૧

કેજીરે બાવા! બાવા કે દરવાજે દરવાની કર્તાઃ તો તુમ્કુ સર્વે કુચ્છ સુઝેજી. ૨
કેજીરે બાવા! અબ્ હમ્કુ ધરમજ આપોઃ કે સત્પંથકા મારગ હમ્ પાવેજી. ૩
કેજીરે બાવા! જિન્નતી મેવા હાજરબેગ માંગેઃ પણ હમ્તો હેં ગુનેહ્ગારજી. ૪
કેજીરે બાવા! બાપકે પ્રતાપે બાઇ બુઢાઇ બોલ્યાઃ શરણાગત્ સાહેબ પાયાજી. ૫

## જ્ઞાન ૪૪ ચાંવાલીશમું.

### શ્રી બાઇ બુઢાઇ વાચા

કેજીરે ભાઇ! તમારી પાસેથી નિરાશ ફરિયાઃ તમે હમને ભેદમાં કહ્યાજી. ૧
કેજીરે ભાઇ! ઘેર જઇને રોવાને લાગ્યાઃકંઇ કામમાં મન્ નવ રહ્યાજી. ૨
કેજીરે ભાઇ! બેલી થઇ મારી દાસી બેનડીઃજનું નામ મરિયમ જાણોજી. ૩
કેજીરે ભાઇ! મને રોતી જોઇ મારી પાસેજ આવી, હમ્ને વાત દિલાશાની કહેવેજી. ૪
કેજીરે ભાઇ! કારણ સોવાનું ઘણું ઘણું પૂંછે, હમે તે શું ધ્યાન નાં દીધુંજી. ૫
કેજીરે ભાઇ! છેવટે હમે ઘણા ગભરાયા, ત્યારે મરિયમ બેનડી બોલાવીજી. ૬
કેજીરે ભાઇ! તમોએ હમને મુરિદ ન કરિયાઃ ને ગવાહી સત્પથની માંગીજી ૭
કેજીરે ભાઇ! હમે જાણ્યું હમ્ને ત્રીશકાર કરિયાઃ તે વતું સર્વે પૂરી કીધીજી. ૮
કેજીરે ભાઇ! મરિયમ બેની મારી ખુશી થઇ બોલીઃ તમ ભાગ્યવડા કરી જાણોજી. ૯
કેજીરે ભાઇ! હમો મરિયમપર ક્રોધે ભરાણાઃ એવે કારણીયે એમ બોલ્યાજી. ૧૦
કેજીરે ભાઇ! મરિયમ બેની એમજ બોલીઃ તમે શુણોને શિરતાજજી. ૧૧
કેજીરે ભાઇ! ભાઇયે તમારે માર્ગ દેખાડ્યાઃ જે સત્પંથની રીત કહીયેજી. ૧૨
કેજીરે ભાઇ! મુખી ગવાહી તમારીજ દેશે, જે બુઢાઇ બાઇ સત્પથી જાણોજી. ૧૩
કેજીરે ભાઇ! મુખી હાજરબેગ આગલ કાંકણ ભારવોઃ તે શાક્ષીએ પીર પાસે જાઓજી. ૧૪
કેજીરે ભાઇ! સત્પંથી વિના પીર હાથ નાં ઝાલેઃ તેથી ગવાહી સત્યની માંગેજી. ૧૫
કેજીરે ભાઇ! મરિયમ બેની કહે હું સત્પંથીઃ મુખી શાક્ષીએ મુરીદ મુને કીધીજી. ૧૬
કેજીરે ભાઇ! તેરે વાતમેં તમ્નેજ કીધીઃ બીબી ચિંતા તે જીવની તમે કરજોજી. ૧૭
કેજીરે ભાઇ! એ વાતું શુણી હમો મુખી પાસે ગયાઃ ત્યાં નિમકાંકણ હમે લીધાજી. ૧૮
કેજીરે ભાઇ! કહે બાઇ બુઢાઇ હવે છેડો શિરપરવાશોઃ હમે સત્પંથનો સાક્ષી લાવ્યાજી. ૧૯

## જ્ઞાન ૪૫ પિસ્તાલીસમું.

### શ્રી સદગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ! પાઉં હાથ હમારે રાખોઃ તો ધરમ સારા હોવેજી. ૧
કેજીરે બાઇ! પોષ માસે હમે બાહેર જાશુંઃ હવે કાંકણ બંધાવોજી. ૨
કેજીરે બાઇ! ધરમ પુજા તો તમને જોઇએઃ તે તમે લીઓ આપ શંભાળીજી. ૩
કેજીરે બાઇ! બેઠે બેઠે આપણો જન્મ એમ જ જાશેઃ તેઓં દરિયા લખ્યો નહિ જાશેજી ૪

કેજીરે બાઇ! આશણપૂરી તમે પૂજન રાખોઃ અમે શાહો દરગાએ જાશુજી. ૫
કેજીરે બાઇ! ધરમમારગ બહુ છે દોહેલાઃ તે શિ દેઇને તમે સેવોજી. ૬
કેજીરે બાઇ! ભણે ગોર ઇમામશાહ પછે કજિયાજ થાશેઃ ત્યારે રખે તમને દુઃખ લાગેજી. ૭

## જ્ઞાન ૪૬ છેંતાલીસમું.

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ! શિર દિધું ત્યારે દુઃખ શું ધરવુંઃ અમે રેહશું આપણે દ્વારેજી. ૧
કેજીરે ભાઇ! શાહોજીને દ્વારે તમે જ જાશોઃ ત્યાંથી વહેલેરા વીરા તમે વળજોજી. ૨
કેજીરે ભાઇ! ધરમ સાચાને મારગ સાચાઃ તમે અમ્ને ન મેલો મોરા ભાઇજી. ૩
કેજીરે ભાઇ! એવા કોણ જે તમશું વઢેઃ હજી તમ્ પ્રતાપે જોર જ રાખુંજી. ૪
કેજીરે ભાઇ! હાકિમ હોય ને દિવાન જો કહિયેઃ કાજી મુફ્તિ અમ્ ઘેરજી. ૫
કેજીરે ભાઇ! સરવે પોતાને ઘેર મોટાજ કહિયેઃ પણ કોઇ કેનું નામ ન લેવેજી. ૬
કેજીરે ભાઇ! ભણે બાઇ બુઢાઇ અર્દાશ એવીઃ અમે છૈયેં ગરીબ તુમારીજી. ૭

## જ્ઞાન ૪૭ સુડતાલીસમું.

શ્રી સદગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ! અમે ગરીબ કેની સાથે ન બોલીએઃ અને વઢ્યાનું શું છે કામજી. ૧
કેજીરે બાઇ! હાકમ દિવાન સરવે તમકુજ સોહીયેઃ અમારે કાજી શું છે શું કામજીય ૨
કેજીરે બાઇ! ધરમ લેવું તો કાજીનું શું કામ? શું કરે હાકમ ને દિવાનજી? ૩
કેજીરે બાઇ! ધરમની વાતુ માંહે ખાકજ થાવંઃ જોર દેખાડે તે ધર્મિ કેવાજી? ૪
કેજીરે બાઇ! રસુલ નાના કેવા ખાક થયા? બીબી ફાત્માહ ગયા કઠિયારી ઘેરજી. ૫
કેજીરે બાઇ! રસુલ સરીખા કોઇ જોરાવાર નાહિઃ સબ નબિયોંકા હે સરદારજી. ૬
કેજીરે બાઇ! સૈયદ ઇમામશાહ એવી વાણીજ બોલ્યાઃ હમા્ તો ખાશકેંભીં હયે હીણાજી. ૭

## જ્ઞાન ૪૮ અડતાલીસમું.

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ! ખાક થયા ત્યારે કાંઇ નવ જાણીએઃ તો સૌ કોઇ ભલેં હીણા કહેવેજી. ૧
કેજીરે ભાઇ! જેના પેટથી તું કુવર જનમ્યોઃ માતા આરિફ ખાતું ન બોલ્યાજી. ૨
કેજીરે ભાઇ! ખાક થાવું તેધરમને કાજેઃ પણ પોતાનો ગરાશ કેમ મેલોજી? ૩
કેજીરે ભાઇ! આપણા નાના તો બાલક હતા તેનું નાંહી ગરાસ ને ગામજી. ૪
કેજીરે ભાઇ! નાનપણે માંબાપ મરી ગયાઃ તારે તો ખાક થઇને બેઠાજી. ૫
કેજીરે ભાઇ! મોટા હતા પ્યગમ્બર કે લાવ્યાઃ તાશું આપણા નાહિં ચાલેજી. ૬
કેજીરે ભાઇ! બાઇ બુઢાઇ તમશું અર્દાશ બોલ્યાઃ તમે ખાક થાઓ મોરા ભાઇજી. ૭

## જ્ઞાન ૪૯ ઓગણપચાસમું.

શ્રી સદગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ! ન્યામત બોલત મેરે બાવા કેરીઃ હમકું હે બોહોતેરી આઇજી. ૧

કેજીરે બાઇ! ઉસ વખત તું ગાલિયાં દેતીઃ અબ તો ભલી હુઇ તું બેહનાજી. ૨

કેજીરે બાઇ! પાંચને વારો ને ચારને પાળોઃ તો ખાકકા ભેદજ પાવોજી. ૩

કેજીરે બાઇ! ખાક થયા વિના હમ્ સાથે ન ચાલેઃતમારી મોટપ તમ પાસે રાખોજી. ૪

કેજીરે બાઇ! બાવીશમી તારીખે કાંકણ બંધાવોઃ અને કોલ સદગુરૂકું આલોજી. ૫

કેજીરે બાઇ! કાંકણ બંધાવી તમે ભેદજ લેજોઃ જેમ અજંપા જાપ જ આવેજી. ૬

કેજીરે બાઇ! નવખંડ પૃથ્વી ગરાશ આપણાઃ ઉસ્મે કિત્તા અપણેજ ખાવેંજી. ૭

કેજીરે બાઇ! ઉમ્મર થોડી આપણાઃ ગરાસ મોટેરાઃ અપણે જહાં જાવેં વહાં ખાવેંજી. ૮

કેજીરે બાઇ! કાંકણ બાંધી હમ તૈયાર હોંવેઃ તબસે યહાં હમ્ નહિ રૈયેંજી. ૯

કેજીરે બાઇ! ભણે ગોર ઇમામશાહ સાચીજ વાણીઃ જો કુચ્છકરણા હોય શો કરી લેજોજી ૧૦

## જ્ઞાન ૫૦ પચાસમું.

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ! નાંહી રહોંગે હમ્ ઇત્તાબી જાણેઃ હમ્ભી ચલેંગેં તેરે સાથજી. ૧

કેજીરે ભાઇ! આજથી પાંચમે દિન કાંકણ બાંધજોઃ જો ચહિયે સોહી તો મંગાવજો. ૨

કેજીરે ભાઇ! સત્તાવીસમી તારીખે રચના રચાવોઃમંડપ હેમ ઝરકા બંધાવોજી. ૩

કેજીરે ભાઇ! જેવી તરેહ સામી રચનાજ જોઇએઃ અને તેવા મંડપ રચાવોજી. ૪

કેજીરે ભાઇ! ચાર ચોકે પાઇયા મઢાયોઃ ઉપર છત્ર સોનેકા જડાવોજી. ૫

કેજીરે ભાઇ! ચાર પલાવોને પાંચ વલાવોઃ અને મંડપ રૂડા રચાવોજી. ૬

કેજીરે ભાઇ! મંડપ રચાવી ઘટ્ટ પાટ જ સ્થાપોઃ ઉસ્ ઠામે કાંકણ જ બાંધોજી. ૭

કેજીરે ભાઇ! સોનાના ત્યાં કાંકણ બાંધોઃ તો ગરીબ મિસ્કીન ભી પાવેજી. ૮

કેજીરે ભાઇ! માયાનું હવે હિરશજ મેલ્યુંઃ પણ મંડપ રૂડો રચાવોજી. ૯

કેજીરે ભાઇ! સાતે ઉંચમાં જેમ પુકારજ ચાલેઃ અને ગરીબ શાવકાર ખાવેજી. ૧૦

કેજીરે ભાઇ! બાઇ બુઢાઇ અરદાસ કેહેવેઃ તમે રંગ રૂડેરા રાખોજી. ૧૧

## જ્ઞાન ૫૧ એકાવનમું.

શ્રી સદગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ! રંગ તો ગુરૂ જ્ઞાને બંધાણાઃ કાંકણનો રંગ રૂડો રાખોજી. ૧

કેજીરે બાઇ! મંડપ રચાવો ત્યાં બહુ રંગ થાપેઃ માણસ લોક સૌ પરીવારજી. ૨

કેજીરે બાઇ! તમારા ભાઇ સર્વે કુટુમ્બજ આવેઃ ત્યારે ઘટ્ટપાટ કેમ થપાએજી? ૩

કેજીરે બાઈ! તે કામે કોનું નામ ન લેવું: જેનું નામ લેવાએ તે વળજોજી. ૪
કેજીરે બાઈ! ગુપ્ત ભેદ તે કેમ જાહેર કહેવાએ? તો કાંકણ કેમ બંધાએજી. ૫
કેજીરે બાઈ! કોઇનાં દેખતાં એતો નામનાં લેવાએ: ત્યારે અજંપા જાપ જપાએજી. ૬
કેજીરે બાઈ! તમને તો બાઇ સર્વેજ જોઇએ: અમને બાપની છમાસી જોઇએ. ૭
કેજીરે બાઈ! નામ હોયગા ફીર ઠામ ઠિકાણા: સોહી મંડપ રૂડેરા કરનાજી. ૮
કેજીરે બાઈ! ગોર ઈમામશાહે જ્ઞાનજ ભાંખ્યા: તમે શુણો બાઇ બુઢાઈજી. ૯

## જ્ઞાન ૫૨ બાવનમું.

### શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે ભાઈ! લીલા પીલા પરદા બંધાવો: ઉજલા કાલા રંગ સારજી. ૧
કેજીરે ભાઈ! ચારે થંભે ચોક રૂપાના જડાવો: તિસ્મે રંગ જોત લગાવોજી. ૨
કેજીરે ભાઈ! મોટા ગોળા પાણીના ભરાવો: ઉસ્મે સરબત્ બનાકર પિલાઓજી. ૩
કેજીરે ભાઈ! ઉંચા ચોખા ઉંચી દાલ મંગાવો: અને ઉંચા ગ્રથ સારાજી. ૪
કેજીરે ભાઈ! રાંધવા કાજે મોટા મુનિવર તેડાવો: પછી આવી અમે ઉભા રહિએજી. ૫
કેજીરે ભાઈ! જમવા ટાણે અઢારે ભાઈ તેડાવો: જે સંસારતણો પરીવારજી. ૬
કેજીરે ભાઈ! મસીતતણા સરવે મુલ્લાં તેડાવો: તેડાવો કાજી મહમ્મદ શાહ જાણજી. ૭
કેજીરે ભાઈ! ફાતેહા ખતમ સરવે જાહેર કરો: ભાઈ નામ તમારા ન લેનાજી. ૮
કેજીરે ભાઈ! તમારી પાસે સરવે માલ હમારા: બાપની છમાસી કરનાજી. ૯
કેજીરે ભાઈ! બાઇ બુઢાઈ કબીર દીનકી બેટી જ બોલ્યા: ભાઈ કે શબદ પર રહેણાજી. ૧૦

## જ્ઞાન ૫૩ ત્રેપનમું.

### શ્રી સદગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઈ! ભાઈકા શબ્દ જો સાચા પિછાણો: તો છમાસી હોયગી સારીજી. ૧
કેજીરે બાઈ! સામાન સરવે આજજ મેલો: અમે કરીંગે પાસ બેઠેજી. ૨
કેજીરે બાઈ! મંડપ કારણ સરવે સામાન મેલો: તે તો મેલો આણીજ ઘડિયેજી. ૩
કેજીરે બાઈ! આળશ કરશો તો નાંહિજ થાશે: પછી દોશ માં દેશો કાંઈજી. ૪
કેજીરે બાઈ! ભણે ગોર ઈમામશાહ હમે ડેલામાં બેશું: તમો કરો પોતાની શંભાળજી. ૫

## જ્ઞાન ૫૪ ચોપનમું.

કેજીરે ભાઈ! ડેલે બેશી તમે સંભાર કરશો: અને આવશે સર્વે કોઈજી. ૧
કેજીરે ભાઈ! તમારે કરવું હોય તે કરી લેજો: અમે આવશું સર્વે બીબીયું તેડીજી. ૨
કેજીરે ભાઈ! સૈયદ બુખારી તમે જ તેડાવો: નહિ આવે તેનું નામ કેહજોજી. ૩
કેજીરે ભાઈ! મસીદ મુલ્લાં, સરવે કાજીજ લાવો: અમે મહમ્મદશાહને કેહશુંજી. ૪
કેજીરે ભાઈ! બાકી રૈયતને કહી મેલશું: કોઇ નાકારો નહિ કરશેજી. ૫

કેજીરે ભાઇ! વેહલા થાજો કાંઇ વિલંભ નાં કરજોઃ ખાધા પછી કાંકણનું કામ કરજોજી. ૬
કેજીરે ભાઇ! તમારો હક્ક તમે સંભારી લેજોઃ પણ અમને દિદાર સહી દેજોજી. ૭
કેજીરે ભાઇ! કાંકણ ધરમ પૂરોજ દેવોઃ આપણા બાપનો શબ્દજ કેહજોજી. ૮
કેજીરે ભાઇ! ભણે બાઇ બુઢાઇ એવીજ વિન્નતીઃ હવે શંભારીને ચિત્ત દેજોજી. ૯

## જ્ઞાન ૫૫ પંચાવનમું.

શ્રી સદગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ! ચિત્ત દેઇ અમે કાનજ દેશુંઃ ત્યારે વિલંભ ન કરશોજી. ૧
કેજીરે બાઇ! સારી શંભાલી તમે પાકીદી રાખોઃ હવે અમે તે ગામ સિધાવેંજી. ૨
કેજીરે બાઇ! કાંકણ ભર્યાનો હક્ક હવે અમનેજ આલોઃ તો દિવા ધૂપની રચના કીજોજી. ૩
કેજીરે બાઇ! ઉદસુરાણ લોબાન પેહેલા મંગાવોઃ અને ગુલાબના પાણી છંટાવોજી. ૪
કેજીરે બાઇ! પાટ પેહેલો ત્યાં પૂજાને કાજેઃ તે સદગુરૂ પાસે મંગાવોજી. ૫
કેજીરે બાઇ! આપના કાજે ફળ ફુલ મંગાવોઃ સાથે કેવડા ચંદન સુરાણજી. ૬
કેજીરે બાઇ! દુઆના કાજે પાણી અછુતું મંગાવોઃ અને કુવે પાકીદીએ જાણાજી. ૭
કેજીરે બાઇ! શુક્રિત સાચી જે શોભતી લાવોઃ અને પાન સોપારી મુખવાસજી. ૮
કેજીરે બાઇ! ખીરખાડ પેહેલાં પ્રિતેજ લાવોઃ તેમાં ચોખા સુગંધી આજ નાખોજી. ૯
કેજીરે બાઇ! પુજાને કાજે પાંચ પૈશાજ લાવોઃ અને શ્રી ફલ નારીયલ સારજી. ૧૦
કેજીરે બાઇ! ભણે ગુરૂ ઇમામશાહ સાચુંજ બોલેઃ તમે ચિત્તદેઇ કાન રાખોજી. ૧૧

## જ્ઞાન ૫૬ છપ્પનમું.

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ! કાન દીધે વામની શુધ્ધજ પોંતીઃ તમે વ્હેલા થઇ કામ કરજોજી. ૧
કેજીરે ભાઇ! ધન્ય ધન્ય માતપિતા માહારાજ કહિયેઃ અને ધન્ય ધન્ય શાહો નિઝારીજી. ૨
કેજીરે ભાઇ! ધન્ય ધન્ય જામલી જમાતુજ કહિયેઃ ધન્ય ધન્ય સદગુરૂ સાચાજી. ૩
કેજીરે ભાઇ! ધન્ય સતી દ્રુપતિજ કહિયેઃ જેણે દુનિયાનું દુઃખ જ સહીયાજી. ૪
કેજીરે ભાઇ! ધન્ય ધન્ય પાણ્ડવ માતા કુંતાજ કહિયેઃ જેણે હિમાલે હાડ ગલાયાજી. ૫
કેજીરે ભાઇ! ધન્ય ધન્ય સતી સીતાજ કહિયેઃ જેણે રાવણ દુઃખજ સહિયાજી. ૬
કેજીરે ભાઇ! ભણે બાઇ બુઢાઇ ગુનેગાર દાસીઃ સતીયુનાં સત્ તમે રાખોજી. ૭

## જ્ઞાન ૫૭ સત્તાવનમું.

શ્રી સદગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ! સતીયોના સત્યતે સાહેબ રાખેઃ શિયળવંતિયોનાં શીળ રાખેજી. ૧
કેજીરે બાઇ! ધરમ લાધ્યું ત્યારે ધરમસર ચાલોઃ જ્યું દિવે કેરી જોત રાખોજી. ૨
કેજીરે બાઇ! "હેજંદા" હમે તારી સાથેજ કહિયેઃ પણ ટાણું નાં ચૂકો મોરી બાઇજી. ૩

કેજીરે બાઈ! "ખટ્ ઘડિયે" ઉઠી દાતણ કરવું: અને આશિષ ત્યારે ભણવીજી. ૪
કેજીરે બાઈ! "અડધી રાતે" વઝીફો કાઢો: તો ક્રિયા દુઆ સર્વે શિખોજી. ૫
કેજીરે બાઈ! "સમી સાંજે" દુઆ નિફલ પડવી: પર પુરુષ શું જતન કરવુંજી. ૬
કેજીરે બાઈ! "દુપેર વેલામાં" એકાન્ત રહેવું: કબરની આશિષ ભણવીજી. ૭
કેજીરે બાઈ! અવીયું વાતો કેને જાહેર આપી ન દેવી: જો હોય પોતાનો તે તન્નજી. ૮
કેજીરે બાઈ! ભણે ગોર ઈમામશાહ શાંભલો સતી: સત્પંથ ખાંડા કેરી ધારજી. ૯

## જ્ઞાન ૫૮ અઠ્ઠાવનમું.

શ્રી બાઈ બુઢાઈ વાચા.

કેજીરે ભાઈ! બાપની વાતું તમે કેને ન દેતા: અમને તમે દયા કીધીજી. ૧
કેજીરે ભાઈ! દયા કરી ત્યારે ભાવજ રાખો: આખર તો હે મરણાજી. ૨
કેજીરે ભાઈ! મુવા પિછે બી હિસાબજ દેણા: સોદિન દરબારકે માંહિજી. ૩
કેજીરે ભાઈ! અજાણ હતા ત્યારે કુરન પઢતા: હમ શરિખા નહિ કોઈજી. ૪
કેજીરે ભાઈ! મંત્ર એક શબ્દજ કહીયે: તેમાં અવિચલ રાજજ લહિયે. ૫
કેજીરે ભાઈ! ઈમાન વચન એક તિલ પીછાણે: બિછુકા મંત્ર કિત્ના કહિયેજી. ૬
કેજીરે ભાઈ! અબ્ તુમ્ ગુરૂ ઓર ભાઈ હમારે: અય્યેસી હે બાઈ બુઢાઈકી અર્દાસજી. ૭

## જ્ઞાન ૫૯ ઓગણસાઠમું.

શ્રી સદગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઈ! ગૂરુતો ગુરુકો જ્ઞાનજ કહિયે: બાકી તો સરવે સંસારજી. ૧
કેજીરે બાઈ! ગોર પીરકી આશા જ્ઞાન જ જાણો: જિસ્મે સંતોષકા ભેદ પીછાણોજી. ૨
કેજીરે બાઈ! સુકર હે શો શાહકી રેહેમત: જીકર હે શો કાયાકા એહ્શાનજી. ૩
કેજીરે બાઈ! આગલ મારગ દોહેલા જાણો: બાદશાહ તુણે હાકમ પીછાણોજી. ૪
કેજીરે બાઈ! ભણે ગોર ઈમામશાહ અમે દાસ તમારા: તમને પાએ પડિયે તો સારાજી. ૫

## જ્ઞાન ૬૧ એક્સઠમું.

શ્રી સદગોર પીર ઈમામશાહ વાચા.

કેજીરે બાઈ! પથ્થરકી મૂર્તિ ક્યા શિર બોલે: જે માણસે ઘડીને બેશાડીજી. ૧
કેજીરે બાઈ! રામ કૃષ્ણકા જો નામ જ લેવે: સો તો પશ્ચિમ દિશે મનુષા ઝાલ્યા ૨
કેજીરે બાઈ! ઈનુને લેકર પથ્થર ઝાલ્યા: તિન્ શિર ઈમાનજ લાવ્યાજી. ૩
કેજીરે બાઈ! પથ્થર આગલ લેકર નિશાના જો રાખે: તો જાતે દિન પથ્થર હોકે રહેવેજી. ૪
કેજીરે બાઈ! દિન દુનિયાકા ધણી પશ્ચિમે બેઠા: સોહી નુર નર નિઝારીજી. ૫
કેજીરે બાઈ! મોક્ષ મુક્તિકા માર્ગનાં પાવે: અને પથ્થર શિર ભારજ સેહેવેજી. ૬
કેજીરે બાઈ! ભણે ગોર ઈમામશાહ સાચુજ બોલ્યા: રામકૃષ્ણ તોહે મવ્લા અલીજી. ૭

## જ્ઞાન ૬૨ બાસઠમું.

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ! મવ્લા અલી તો આપે દિનકા રાજાઃ સો હિન્દુમે જાકર ક્યું બેઠાજી? ૧
કેજીરે ભાઇ! રામકૃષ્ણ તો રાજાજ કહિયેઃ તાલ તબલ ઢોલકી બજાવેજી. ૨
કેજીરે ભાઇ! આગલ ક્યા આપણ હિન્દુજ હોતાઃ ક્યેશી બાતાં હે ભાઇ બતાવોજી? ૩
કેજીરે ભાઇ! હિન્દુ હોકર આગમે જલાવેઃ તિસ્મે આપણ ક્યું હોવેંજી? ૪
કેજીરે ભાઇ! હિન્દુ જાકર દેરાજ પૂજેઃ મૂવે પીછે ભૂતજ હોવેજી. ૫
કેજીરે ભાઇ! ખોટી પૂજા ને ખોટા મંડપઃ ઉસ્મે દાદા કાએકુ બેઠાજી! ૬
કેજીરે ભાઇ! બાઇ બુઢાઇ બોલ્યા સાચુ જણાવો? ઉસ્કા ભેદ બતાવોજી. ૭

## જ્ઞાન ૬૩ ત્રેસઠમું.

શ્રી સદગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ! તત્ત્વ વેદકી વાચા જો બોલેઃ સો તમે ચિત્તમાંહે રાખોજી. ૧
કેજીરે બાઇ! મચ્છ કોરંભ વ્યારાહ નૃસિહ કહિયેઃ દાદા અલીકા યેહ સ્વરૂપ લઇએજી. ૨
કેજીરે બાઇ! ચાર રૂપે કર્તા જાુગુમાંહે આયાઃ તિસ્મે પ્રેહલાદ સતિયા હુવાજી. ૩
કેજીરે બાઇ! નૃસિંહ રૂપે મવ્લા અલી જો હૂતાઃ ત્યારે દૈત હરણાકંશ જાણોજી. ૪
કેજીરે બાઇ! કષ્ટ ભોગવ્યું ત્યારે પ્રહલાદ નિપનાઃ ભણે ગોર ઇમામશાહ કેવળાશી એઉના કામ સિધ્યાજી. ૫

## જ્ઞાન ૬૪ ચોંસઠમું.

શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ! ઇન્કે શિર કષ્ટી કિત્ની જો બીતી? શો કષ્ટીકા ભેદજ ભાંખોજી. ૧
કેજીરે ભાઇ! પ્રહલાદ ક્યાશા અવતાર કહિયેઃ તાકા શબ્દ હમ્ કું સુનાવોજી. ૨
કેજીરે ભાઇ! હિન્દુ હોકર કિત્તી કરણી જો કીતીઃ ત્યેસી તો હમ્ શિર નહિ બીતીજી. ૩
કેજીરે ભાઇ! સોહી પ્રેહલાદ આજ કષ્ટીજ રાખેઃ કષ્ટ કર્યા વિના નહિ જ રેહેવેજી. ૪
કેજીરે ભાઇ! બાઇ બુઢાઇ એવી તરેંહ બોલ્યાઃ શબ્દ કહે બિના રજા નાંહીજી. ૫

## જ્ઞાન ૬૫ પાંસઠમું.

શ્રી સદગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ! શબ્દ બોલે સબ ભાષા તુમ્હારીઃ તબ રજા હમ્ ગુંબી હોવેજી. ૧
કેજીરે બાઇ! પ્રેહલાદ તો ઇબ્રાહીમ ખલિલુલ્લા જાણેઃ જાકી ઓલાદ મક્કા મદી નામાંહેજી. ૨
કેજીરે બાઇ! વોહી હિન્દુ સોઇ મુસલમાનજ હુવાઃ ઉસ્મે તો ભેદ ભાવ નાંહીજી. ૩
કેજીરે બાઇ! યેહીજ જીવ ઇસ્ ઘરમેંજ રાચેઃ કશણી બોહોત શિર રેહેવેજી. ૪
કેજીરે બાઇ! આગે જે જીવ અયેસા જ હોવેઃ સોહી આજ સત્પંથમાં આવેજી. ૫

કેજીરે બાઇ! અયેશી કશણી જો શિરસહીઃ સોહી મોમિન આજ કહાવેજી. ૬
કેજીરે બાઇ! ભણે ગોર ઇમામશાહ સુણો મોરી માઇઃ સુણ્યા વિના શુદ્ધ નાંહી હોવેજી. ૭

## જ્ઞાન ૬૬ છાસઠમું.

### શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ! શુણ્યા વિના તો શુદ્ધજ નાંહોવેઃ પણ શબ્દ દીઓ મોએ સોહીજી. ૧
કેજીરે ભાઇ! વામન ફરસુરામ રામજ કોણ? યેહીકથો વેદ વિચારજી. ૨
કેજીરે ભાઇ! હરિચંદ્ર સો કોન જીવી કહિયે? ઔર કોન ઠામે એ લૈયેજી? ૩
કેજીરે ભાઇ! ક્યસી કરણી ઇન જીવું ને જોકીની? જો ઇત્તી કમાઇ જીવે લીનીજી? ૪
કેજીરે ભાઇ! ઉસ વખત ક્યેસાજ કહિયે? જો અયશી કમાઇ કરી ગયાજી? ૫
કેજીરે ભાઇ! ઉસ વખતકા ભેદજ કથોઃ અને ક્યા કર્તા શો કામજી? ૬
કેજીરે ભાઇ! બાઇ બુઢાઇ જે વાતું પૂછેઃ તે કહોને સંભારીને ભાઇજી. ૭

## જ્ઞાન ૬૭ સડસઠમું.

### શ્રી સદ્દગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ! સંભારીને જો હમે વાતુંજ કેહશુંઃ ત્યારે ચિત્ત દેઇ તમે રેહજોજી. ૧
કેજીરે બાઇ! હરિચંદ્ર મૂશા પેગામ્બરજ કહિયેઃ સોખુદાકા પ્યારાજ લહિયેજી. ૨
કેજીરે બાઇ! હરિચંદ્રે નીચ ઘર નિરજ ભરિયાઃ અને દેખતાં હુઇ ખ્વારીજી. ૩
કેજીરે બાઇ! અયેશી કશણી જબ શિર ઉપર બીતીઃ તબ રામ દર્શને પાયાજી. ૪
કેજીરે બાઇ! રામ રાજા તબ્ જા આયાઃ જબ કુંવર રાણી સબ્ બિકાયાજી. ૫
કેજીરે બાઇ! તારા રાણી રોહીદાસ નામજ જાણોઃ તબ્ અમરાપૂરી ભેદ પાયાજી. ૬
કેજીરે બાઇ! વખડી વેલામાંહે આપજ રાખોઃ ભણે ગોર ઇમામશાહ તો ફલ ચાખોજી. ૭

## જ્ઞાન ૬૮ અડસઠમું.

### શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ! એવા ફલ અમે કશ્ટીશું માંગેઃ પિન્ડ વેચ્યાવિના નહિ આવેજી. ૧
કેજીરે ભાઇ! કહાન બુદ્ધના જીવ કોન છુડાયા? તેની વિગત હમ્ને કહેજોજી. ૨
કેજીરે ભાઇ! કોણસા જીવને કોણસી કમાઇ? અને કોન ધ્યાન જ ધરતાજી. ૩
કેજીરે ભાઇ! કોનસા નગર ને કોનસા વાશા? અને કોન ઠામ પૂજા કર્તાજી? ૪
કેજીરે ભાઇ! હિન્દુ જન્મમાં કોન ચરિત્ર કીયા? કહે બાઇ બુઢાઇ હમ્ તમ્ ક્યાં હૂતાજી? ૫

## જ્ઞાન ૬૯ અગનોસીતેરમું.

### શ્રી સદ્દગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ! અમે તમે બે જીવ નિપનાઃ વિદર વ્યાસ ઘર રેહણાજી. ૧
કેજીરે બાઇ! શુકદેવજી ત્યાં મારૂં નામજ કહિયેઃ તમે હોતા વ્યાસ ઘર કન્યાજી. ૨

કેજીરે બાઈ! વિદર વ્યાસ મેરા બાપજ કહિયેઃ ધરમનાથ કહિયે દાદાજી. ૩

કેજીરે બાઈ! અરજણ રાજવૌંશીજ કહિયેઃ પાંચ પાણ્ડવ તેની જોડજી. ૪

કેજીરે બાઈ! શ્રી કૃષ્ણજી આપણા દાદાજ કહિયેઃ પાણ્ડવ ઘર પ્રિતીજ બાંધીજી. ૫

કેજીરે બાઈ! તબ પાણ્ડવ સેન શિકારેજ ચડિયાઃ ધ્રુપત રાજા એક કહિયેજી. ૬

કેજીરે બાઈ! ધ્રુપત રાજા ઘેર એક કન્યા સીઃ સો પાણ્ડવ લેકર આયાજી. ૭

કેજીરે બાઈ! રાજા ધરમ માતા કુંતાકો પુંછેઃ તેષુ કિતા ભાગ લૈયૈજી? ૮

કેજીરે બાઈ! માતા કુંત્તા કહે પાંચ ભાગજ હુવાઃ જો નિકાલી તો ધ્રુપતી સતીજી. ૯

કેજીરે બાઈ! ઈસ સતીશું પાચ ધર્મે ધાયાઃ તબ્ ધર્મ માર્ગ જ પાયાજી. ૧૦

કેજીરે બાઈ! તબ્ જા કૃષ્ણજીકી રાહકુંજ પોહોંચ્યાઃ શો બિન્ કરણી નહિ આવેજી. ૧૧

કેજીરે બાઈ! ઉનુને લેકર સંસાર ખ્વારજ કીતાઃ ગૌ વરોધી ગલે નાખીજી. ૧૨

કેજીરે બાઈ! હિમાલે જાકર હાડ ગલાયાઃ તબ્ જા અમાર પુર પાયાજી. ૧૩

કેજીરે બાઈ! પેગામ્બર મેં ઉન્કા અવ્તારજ કહિયેઃ જોજિકરિયા યુસુફ સાલેજી. ૧૪

કેજીરે બાઈ! નુહ સાબિર ઉન્કો ભાઈજ કહિયેઃ અયેશા અવતાર ઈનુકા હુવાજી. ૧૫

કેજીરે બાઈ! તખત પર રાજા પરિખત હોતાઃ તિસ્કા રાજ બહુ બલ્વંતાજી. ૧૬

કેજીરે બાઈ! પીર શમ્મશ સદ વૈરાગી હૂતાઃ જંગલ મદ્ધે તપ્શી રેહતાજી. ૧૭

કેજીરે બાઈ! સીગીનાથ તોકા નામજ :ચેલા હતા થોભનાથજી. ૧૮

કેજીરે બાઈ! પરિખત જંગલે શિકાર સિધાયાઃ ત્યાં મૂવા નાગ નજરે આયાજી. ૧૯

કેજીરે બાઈ! નાગ લેકર જોગીકે ગલેમે દીયાઃ તબ્ જોગીકી તાલી છુટ્ ગઈજી. ૨૦

કેજીરે બાઈ! ઉસ વક્ત ચેલા થોભનાથ આયાઃ અમારા ગુરૂ કિન્ને દુભાવ્યાજી. ૨૧

કેજીરે બાઈ! ગુરૂકે ગલેમે જિન્ને સાંપજ નાખ્યાઃ તાકો સાત દિનમેં મરણાજી. ૨૨

કેજીરે બાઈ! જોગી કહે ચેલા શ્રાપ ન દીજેઃ શ્રાપ દીધે જપ્ તપ્ જાએજી. ૨૩

કેજીરે બાઈ! જ્યારે બેટા પરિખત સુદ્ધ કરનાઃ કે સાત દિનમેં હે તેરા મરણાજી. ૨૪

કેજીરે બાઈ! તબ પરિખત તત્તક્ષણ ચેત્યાઃ શુક્દેવજી કે પાએ લાગ્યાજી. ૨૫

કેજીરે બાઈ! સુણોરે શુક્દેવજી અબ્ મરણાજ હોવેઃ જોગીકો શ્રાપ હમકું પોહોંચ્યાજી. ૨૬

કેજીરે બાઈ! અવ્ગુણનાં પોહોંચે હમારા પ્રાણનેઃ હમે તો હેં પાપી અજાણજી. ૨૭

કેજીરે બાઈ! પરિખત રાજા એશા કામ નાં કીજેઃ અબ સવેરા તુમ્ આવોજી. ૨૮

કેજીરે બાઈ! ચાર અધ્યાય ભાગ્વત્કા ભાંખ્યાઃ સો પરિખતકો હી સુણાયાજી. ૨૯

કેજીરે બાઈ! ચાર અધ્યાય તીન દિનમેં સુણાયાઃ તુમ્ ક્યા દેખ્યા પરિખત સોહી બોલોજી ૩૦

કેજીરે બાઈ! તબ પ્રિક્ષતે સબ કુચ્છ દેખ્યા? મોર પીંછ શું કૃષ્ણ ખપેજી. ૩૧

કેજીરે બાઈ! સાતમે દિન ફરી શુકદેવજીયે પૂછ્યુંઃ અબ ક્યાં હે તેરા મકાનજી? ૩૨

કેજીરે બાઈ! સાત દિન જબ પૂરાજ હુવાઃ તબ કહે હમે સિધ્ધ સંગત પાઈજી. ૩૩

કેજીરે બાઇ! ભણે ગોર ઇમામશાહ શુકદેવજી જાણોઃ ભેદ કથી તુમ્કો શુણ્યાજી. ૩૪



## જ્ઞાન ૭૦ સીતેરમું.

### શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ! ભેદ કથી તુમ હમકુ સુનાયાઃ સો હમ્ માને સર્વે સાચાજી. ૧
કેજીરે ભાઇ! અબ પરિખત કિશ ઠામેજ દેખેં? થોભ ચેલા કિશ ઠામેજી. ૨
કેજીરે ભાઇ! પીર શ્મશ આપકી કલામાંહે બેઠાઃ ઓર કૃષ્ણજી મહમ્મદસાહ નિઝારીજી. ૩
કેજીરે ભાઇ! અપની કલામાંહે સૌ ભરપુરઃ તુજ મેં કોઇ કલા ઓછી નાંહીજી. ૪
કેજીરે ભાઇ! ભણે બાઇ બુઢાઇ એક પૂછે વિચારઃ પરિખત થોભ કિશ ઠામેજી. ૫

## જ્ઞાન ૭૧ ઈકોતેરમું.

### શ્રી સદગોર પીર ઇમામશાહ વાચા.

કેજીરે બાઇ! પરિખત થોભકી વિન્નતી કહેવેંઃ અબ્ અગમ વાણીકા વિચારજી. ૧
કેજીરે બાઇ! અગમ બાતાં અમ્ તુમ્ કો હી કહેવેંઃ અબ્કી બાતા સો દોહેલી જાણોજી. ૨
કેજીરે બાઇ! હમ્ તમારી હજુરીમાં બેઠાઃ હમ્ જન્મે જો તુમ્હારે હાથુંજી. ૩
કેજીરે બાઇ! અગમ બાતાં બોહોત તુમ્કું સુનાવેંઃ સો સાચહે જાુઠ જ નાંહીજી. ૪
કેજીરે બાઇ! હિન્દ જાવેંગે તબ્ શુધ્ધ હોવેંગેઃ સો તુમ્કું અગમ્ સુનાવેંજી. ૫
કેજીરે બાઇ! કાનમ મુલક બીચ સોમલ ગામ કહિયેઃ વહાં ચોર રેહવે અપારજી. ૬
કેજીરે બાઇ! દાંગ જંગલ અતી ભારીજ કહિયેઃ વહાં નાયા કોલીજ ચોર ભારીજી. ૭
કેજીરે બાઇ! થોભ ચેલા ઉસ્કા નામજ કહિયેઃ ઉસ્કું પીર કરૂં કાનમ માંહેજી. ૮
કેજીરે બાઇ! પીર કરુંગા હમ્ શરીખાઃ જાકી પૂકાર હોવે ચારે ઠામેજી. ૯
કેજીરે બાઇ! પરિખત રાજાકા શુણોરે વિચારઃ સો દેવા ગામકા હે કામદારજી. ૧૦
કેજીરે બાઇ! ભાભારામ ઉન્કા નામજ કહિયેઃ ધર્તિ સરવે ડામાડોલ કરાવેજી. ૧૧
કેજીરે બાઇ! દેવા ગમમેં ઉન્કુ પીર કરુંગાઃ એને રાખી હિન્દુકે ભેષજી. ૧૨
કેજીરે બાઇ! પરિખતરાજા યેહીજ જાણોઃ અબ્ તો હમ્ હેં તુમ્હારે પાસજી. ૧૩
કેજીરે બાઇ! આગમ વાણી હમ્ તુમ્કો શુણાવેંઃ અબ્ છેલ્લે અખાડે હે નગારાજી. ૧૪
કેજીરે બાઇ! ભણે ગોર ઇમામશાહ શુણો મોરી માઇઃ અબ્ બોલના હોયશો બોલોજી. ૧૫

## જ્ઞાન ૭૨ બોંહતેરમું.

### શ્રી બાઇ બુઢાઇ વાચા.

કેજીરે ભાઇ! અબ્ બોલણા ક્યેશા તમ્ શાથે? અબ્ તો અરજ બંદગીમેં રેહનાજી. ૧
કેજીરે ભાઇ! પાઉં પડુંગી અબ્ નિશ્ચે જો હોઇઃ અબ્ મેહર રાખો મોરા ભાઇજી. ૨
કેજીરે ભાઇ! અબ્ દર્ગા જાકર વેહેલેરા આવોઃ તો દેખો પરિખત સોહીજી. ૩
કેજીરે ભાઇ! થોભ ચેલા તેરા અયસા જો કહિયેઃ ઉસ્કા હમ્ દેખેં તમાશાજી. ૪

 કેજીરે ભાઈ! અબ્ વ્હેલા થાઓ હમે ફિકર નીકાલીઃ પરદેશ ભંડેરા ભાઈ જાનજી. ૫
કેજીરે ભાઈ! તુમ્ વ્હેલા આવો આપણી જગ્યા માંહેઃ કામ કરીને સીધાવોજી. ૬
કેજીરે ભાઈ! અરજ વિન્નતી બાઈ બુઢાઈ બોલ્યાઃ પણ ભાઈ તુમ્ હમકું નાં વિશારોજી. ૭

**શ્રી સદગોર પીર ઈમામશાહ તથા શ્રી બાઈ બુઢાઈનાં**

જ્ઞાન બોહોંતેર સંપુરણ.

## મદ્ય મૌંશનાં ત્યાગનો ફર્માન.

શ્રી સદગોર પીર કબીરદીન સાહેબનું

શ્રી સદગોર બ્રહ્મા પીર કબીરદીન વાચા.

એજી વિરા! મદ્ય મૌંશનાં ખાઈએઃ અને એમાં છેરે અહંકારઃ
મદ મૌંશ જો ખાઈએ, તો તેમાં છે પાપ અપાર. ૧
એજી વિરા! મદ્ય મૌંશ ખાશે તો મૂકર થાશે, તેને ધરમ ન સૂઝે લગારઃ
તેન ગર્વના ઉછાળા ઉછળશે, પછે જાશે દોઝકને દરબાર. ૨
એજી વિરા! મદ્ય મૌંશ એવો જાણીને હમે મેલિયો. અને મેલ્યો તે શાહને દરબારઃ
ક્રિયા બંદગી ત્યારે પામીયા, એમ બોલ્યા ગુરૂજી વિચાર. ૩
એજી વિરા! મદ્ય મૌંશ ચાખે તે ધરમ નાં રાખે, અને ચાલે પોતાને જોરઃ
તે જાણે હું બેહસ્તી થાઈશ! પણ દોઝખી થાશે સૌથી મોર. ૪
એજી વિરા! જીવ મારે ફેરા નવ ટલે, અને બોહત બોહતેરારે થાએઃ
જીવ મારે ફેરા તો છુટીએઃ જો મારીએ પોતાની રે કાએ. ૫
એજી વિરા!જીવ પોતાનું કોઈ નવ મારે, અને પરજીવ કાપી ખાએઃ
મારી કૂટીને અગન ચઢાવે, જાણે તે જીવ છોડાવીએ આએ. ૬
એજી વિરા! જેનું દૂધ વિરા પીજીએઃ તેને તો માતા કરીને રે જાણઃ
તેને જો વિરા કાપીએ, તો કેમ પોહોંચિએ નિર્વાણ? ૭
એજી વિરા! તેના જાયા જે બાલકા, તેતો કુટુંબ થયો પરિવારઃ
તેને જો વિરા કાપીએ, તો કેમ પોહોંચીએરે પાર? ૮
એજી વિરા! દુનિયાનાં ચરિત્ર એવા કહિએ, અને કહિયે તે અનંત અપાર,
મદ્ય મૌંશ ખાધે બહુ દોષ છે, ભાઈ! તેનો અંત્તનહિ પાર. ૯
એજી વિરા! મદ્ય મૌંશ ખાધે ધર્મ નહિ સૂજે, અને ન સૂઝે ઉત્તમ આચારઃ
તે સોબતે ધર્મશાળાએ આવશે, પણ નિંદા કરશે અપાર. ૧૦
એજી વિરા! માછલડી માટે મૂર્ખાઈ કહિયે, અને કહિયે તે બહુ અપારઃ
તે ગંદી માછલડી કેમ ખાઈએ? તમે કેમ થાઓછો ગમાર? ૧૧
એજી વિરા! એ માછલડી ગંધાણી, અને ઈંડાં મૂકે અપારઃ

તે માંહે સરવે જીવ છે, તમ જેવા છે તે માંહે નિર્ધાર. ૧૨
એજી વિરા! જરોજ ખાણીના જીવ કહિયે, અને કહિયે બહુ અવ્તારઃ
તે જીવુંને કાપી ખાશો! તેનું કેમ કરી દેશો જવાબ? ૧૩
એજી વિરા! જે જીવથી લોહી નિશરે, તેની દયા તું તો રે રાખઃ
નહિ તો છે દુઃખ અતી ઘણું, પછી હોશો તે ફલંતરે હલાખ. ૧૪
એજી વિરા! બાર વરસનાં થઇને જ્યારે બેસશે, અને બેસશે અલીનો અવ્તારઃ
ત્યારે પેહલું લેખું એનું માગશેઃ બાઇ તે માંગશે તતકાલ. ૧૫
એજી વિરા! એવું જાણી તમે જીવ મારજો, અને ન ખાશો તેનું રે મૌંશઃ
જ્યારે લેખાં લેતાં પૂછશે, ત્યારે કેમ કરી દેશો જવાબ! ૧૬
એજી વિરા! એવો અવ્શર વિરા આવશે, ત્યારે કરશો તે અતી પોકાર!
ત્યાં નરન જામ વિરા આવશે, તે શાહ અલીતણો અવ્તાર. ૧૭
એજી વિરા! ત્યાં કાયમ કાજી થઇને બેસશે, તે રૂપ અરબ્બીરે જાણઃ
મહમ્મદ શાહ નામ ધરાવશે, તે નર નિષ્કલંક અવ્તાર. ૧૮
એજી વિરા! ત્યાં ગોર નર ભેળા થઇને બેસશે, અને બેસશે તખ્તે રે જાણઃ
ત્યારે અવર જીવુંનાં લેખાં માંગેશે, અને માંગશે સાચ નિર્વાણ. ૧૯
એજી વિરા! ત્યારે જેણે જીવે મદ્ય મૌંશ ખાયા, અને જીવ માર્યા અપારઃ
તે જીવુંને આવાગવ્ને મેલશે, અને મેલશે ચોરયાશી અવ્તાર. ૨૦
એજી વિરા! દુનિયામાંહે તો અવ્તાર આવી રહ્યા, હવે દોઝક માંહે અવ્તાર,
એકથી છૂટે બીજે જાશે, એવા મદ્ધમ ભોગવશે અવ્તાર. ૨૧
એજી વિરા! જુગ ચોથાથી નથી પાંચમો, અને નથી અગિયારમો અવ્તારઃ
તેમાં પાત્ર ઇમામગોરને ઓળખો, તો છુટશો સરવે જંજાળ. ૨૨
એજી વિરા! એવા પાત્રથી જે જીવ ભૂલશેઃ તેનો જન્મ ગયોરે હરાયઃ
જેમ અધુરે ઇંડ ગળિયો, તેતો નર્કને દ્વારેરે જાયે. ૨૩
એજી વિરા! એવું જાણીને જીવ મારજો! અને ખાજો તેનોરે માંશઃ
તે પોતાન શિર દોષ જ જાણજો, એમ બોલ્યા સદગોરજી સાર. ૨૪
એજી વિરા! પીર કબીરદિન બોલિયા, અને બોલ્યા ઉંચ મોઝારઃ
સંવત પંદરને ચિલ્લોતરો, અને ચૈતર નુરે માસ. ૨૫

## શ્રી સદગોર પાત્ર બ્રહ્મા શ્રી પીર કબીરદીન સાહેબે ક્રોડી સાથેના ભરણમાં અન્નતનાં ભરણનો લીધેલો ખુલાસો.

શ્રી સદગોર પીર કબીરદીન વાચા.

એજી! સવંત ચૌદસોને બત્રીસ, અસાડ માસની તિથ્ઃ
તારીખ સત્તરમીએ આવી છે, અને આવી તે લોઢાની ભીંત. ૧

એજી! ત્યાં ગોરે અર્દાશ કીધી, અને કીધી તે માસ છો માસઃ

છો માસ ને છો દિને પુરા થયા, ત્યારે નરજી થયા મેહેરબાન. ૨
એજી! તે તો ઈસ્લામશાહનો અવતાર કહિયે, અને કહિયે તે કેક મોઝારઃ
ત્યારે પાંચ વરસને પાંચ દિન ગોરના થયા, ભાઇ! ત્યારે થયા તે તૈયાર. ૩
એજી! સંવત ચૌદસો ને તેત્રીસ, અને માગસરનો રે માસઃ
ત્યારે આંકડા માંહેથી પાઘડી કીધી, વલી કીધી તેરે તૈયાર. ૪
એજી! તે પાંચસે ગજની પાઘડી, તે વણી પોતાને હાથ-
તેમાં શિફ્ત લખી શાહતણી, ભાઇ પોતે થયા રળિયાત. ૫
એજી! સ્વામી અમે તમ્ દાસ છીએ, અને છૈયૈ તમારા રે બાલઃ
અનંત ક્રોડીનું પાપ ઉતારશો, એમ કહે ગુરૂ દાતાર. ૬
એજી! એ પાઘડી લેઇને ચાલિયા, અને ચાલ્યા આનંદે અપારઃ
એક વરસને દિન પાંચ માંહે, ગુરૂજી આવ્યા થઇ તૈયાર. ૭
એજી! ત્યારે બાર ક્રોડી દરગે પોહોંતા, તે પીર સુદરદીનને સાથઃ
તે છઠ્ઠે અસ્માને જઈ રહ્યા, ભાઇ તે જૂએ છેલ્લાની વાટ. ૮
એજી! છેલ્લા જે વિરા જીવડા, તે તો પીર કબરદીનનેસારઃ
જપ્ તપ્ અમતણું રાખજો, અન્નત તણઓ એ વિચાર. ૯
એજી!અન્નંત ગોર હશન કબીરદીન અવિયા, અને આવ્યા તે હુશ્યેની પરવારઃ
એ ગોરને સાચા જાણજો, નહિ કાં પડશો તે ઘોર અંધાર. ૧૦
એજી! સંવત ચૌદસોને છત્રીશ, અને રમ્જાનનોરે માસઃ
ત્યારે શ્રી ઈસ્લામશાહ આવિયા, અને આવ્યાં છે કેક મોઝાર. ૧૧
એજી! તે આલે નુરમહમદશાહઅલી આવશે, અને આવશે તે શાહનો અવ્તારઃ
વરજા સેહેર તખત રચાવશે, અને રચાવશે શાહ અલીદાતાર. ૧૨
એજી! નુર મહમ્મદશાહ કોલ આલશે, કોલ આલે એતો શાહનો અવ્તારઃ
તેતો ઇમામશાહને નુર આલશે, તે કહિયે હશન કબીરદીનની આલ. ૧૩
એજી! સંવત પંદરસોને છો કહિએ, અને માસ ફાગણનોરે થાએઃ
તારીખ બાવીસમીએ નુર આપશે, નુર શાહ આપે તે વરજારે માંહે. ૧૪
એજી! તે દાડેથી નર આવશે, અને આવશે તે આણે ઠારઃ
નર મહમ્મદશાહ આવી તખ્તે બેસશે, તે જાબુંદ્વિપ મોઝાર. ૧૫
એજી! ગુરૂ કહે એવી અવ્તારની વાતું કહિયું, અને કહ્યું તે ઉંચ મોઝારઃ
સાત ઉંચમાં સર ઉંચ કહિયે, ભાઇ તેનો કહું વિસ્તાર. ૧૬
એજી! દેજો દશોંદ ને માનજો, અને એછે અલીનો અવ્તારઃ
એ થકીરે જે બૂલશે, તે નહિ પામશે સ્વર્ગ દ્વાર. ૧૭

એજી! પીર હશન કબીરદીન બોલિયા, અને બોલ્યા તે આપનેરે વાશઃ

સાચા થઈનેરે ચાલજો, તો પામશો સ્વર્ગમાં રે વાશ. ૧૮

## નિરંજની નાનુ સત્ય વચન લખ્યું છે.

### ફર્માનજી બિસ્મિલ્લા હિર્રેહમાં નિર્રહીમ.

પહેલા સુરિજન હાર વખાણો, ઈસ્કા આદે અંત નાં જાણો. ૧
આદે અંતકા યેહી ભેદા, જબ લે આપે ઇંડ જો છેદા. ૨
પૂપ ધર કર જુગ્મેં આએ, મનિવરકું સત્પંથ બતાએ. ૩
સુરિજન રચના તબ્જા નિપાઇઃ ત્રણેમૂરત માંહે સમાઇ. ૪
ફર્માન કેહકર બાહર આને, તબ્ જા આપે આપકું જાને. ૫
જુગમે આકર અજવાલા કીના, જાંબુદ્વિપે પાવ જો દિના. ૬
રોશન હુવા દિન દુનિયા માંહે, અલી મહમ્મદશાહ નામ ધરાએ. ૭
આલ જ્યાં હોઇ પાઇએ ત્યાંહાં, સાચે મોમિનકી પકડે બાંહા. ૮
સત્ય વચનમાં સ્તય જો ભાખ્યાં, હેત સઘલા મોમિનકું દાખા. ૯
ગોર નર મિલ્કર તેજ સમાયા, જાંબુદ્વિપમેં છોડી માયા. ૧૦
દોનું નુર જબ એકઠા મિલિયા, તબ્ જા ફેરા જીવુંકા ટલિયા. ૧૧
હાથે દિલક સુધા દીના, અપ્ને મોમિનપર હેતજ કીના. ૧૨
આદે અંતે દોનું નુર જો આએ, જુગો જુગમાં ઋષિવર પાએ. ૧૩
જો જીવ સોધ્યા સો દેવ કેહલાએ, ખરી કસોટી સુરિજન શું લાએ. ૧૪
દોનું કલા જબ એકઠી હુંઇ, દૂજે પાત્ર નાં દેખો કોઇ. ૧૫
જુગો જુગમાં એહી ભેદા, દુજા મારગ સદગોરે છેદા. ૧૬
ચોથી સંધકી આહે બાતાં, અબ્ નહિ જાણો દૂજી ધાતાં. ૧૭
છે દિન માંહે મારગ બતાયા, મુનિવર થે ઉન્ને નેડા પાયા. ૧૮
દીયા ધરમને રાહ બતાઇ, અબ્બમત ભૂલો તુમ્ મેરે ભાઇ. ૧૯
પંથી કોએ ખોટે નાં હોવે, પરગટ મારગ મુરને જોવે. ૨૦
તોડા કલ્લજુગ ઉમ્મર ઘટાઇ, કાચી કાયાકી ક્યારે બઢાઇ. ૨૧
ઈસ્મે સદગોરે રાહ બતાઇ, મોમિન મેરે તમ્ કરો કમાઇ. ૨૨
જાંબુ દ્વિપમે જોત ઉપાઇ, અબ્ મત ભુલો તુમ્ મેરે ભાઇ. ૨૩
દુનિયા કોઇ કામ ન આવે, દુનિયા જીવકું દોજખ લે જાવે. ૨૪
આગે દેખો જીન્ને દુનિયા છોડી, કબુએ ન ચલા મૂખડા મોડી. ૨૫
તબ્ જા બાટ એ સતકી દીન, દુનિયા દુરિજન દિલ્શું કીની. ૨૬
ઈસ્ દુનિયાને સબ્કો ભૂલાએ, જો બડે મૂશાઅક વલી કહેલાએ. ૨૭

સાચે સુધે નિકલ જાવે, જૂઠે થે સો આપ બંધાએ. ૨૮

ઈસ્ દુનિયાકુ મત્ ધીરો કોઇ, બડે મુશાએક ઉન્કી નાં હોઇ. ૨૯
જીસ્કી નોબત પેહેલી જાવે, સહી કરી માનો પ્યાલા આવે. ૩૦
જો તમે જાનો શરોશિર ધેરીં, રાખ્યા નાં રેહવે એ પરદેશી. ૩૧
ઈસ પંથીકા કોઈ મરમ નાં પાવે, દેખો ઓંચિત્તા ઉઠકર જાવે. ૩૨
જીવ જાતાં બુઝે નાં કોઇ, બુઝે જીન્ને ખોજા હોઇ. ૩૩
મલેકૂલ મોતકા યેહી ભેદા, નબી બુઝ્યા માંહેકા પરદા છેદ્યા. ૩૪
પરદા છેદયા ઉન્ને સબ કુચ્છ પાયા, આપ આપકું આપ ગમાયા. ૩૫
જિસ્થી મોતકું આગે જોએ, પરદા માંહેકા જિન્ને છેદયા હોવે. ૩૬
તો મલે કિલ્ મોતકું ન્યનું જોએ, હાલ અપ્રા સબ્ મોતકું કહેવે. ૩૭
હાથ જોડ કર ખડી જ રેહેવે, પરદા છેદયા જિન્ને પૂરા હોવે. ૩૮
પૂરા પરદા છેદયા હોઇ, તો મોહોત અપ્રીકું ન્યનું જોઇ. ૩૯
મુરશદ પેહેલા સુધા પાવે, માંહેકે મુકામ સબહી બતાવે. ૪૦
મુર્શદ પૂરા આપે કહાવે, માંહેકે મૂકામ સબ્હી દિખાવે. ૪૧
તબ્ જા ચાંદ્રણા સુધા હોવે, સબહી મૂકામ નેનું જોવે. ૪૨
માંહેકી કાશલ રતી નાં રેહવે, તો દર્શન શાહકા નેનું જોવે. ૪૩
પીછે સદગોર ભિસ્ત લે જાવે, ભિસ્તી ચાદરણા આગલ દિખાવે. ૪૪
દેહડી સૂધી કીજે લોકા, તો ક્યુ નાં હોને શાહસું ભોગા. ૪૫
દેખો મોમિન શાહ ઘરજો આએ, ઘેર ઘેર મંગલ વર્તાએ. ૪૬
સદગોર મલ્યા જો રાહ બતાઇ, સત્પંથ માંહે મલિયા ભાઇ. ૪૭
ચાંદ્રણા મારગ પ્રગટ આણા, જાંબુદ્વિપમાં કિયા પિયાણા. ૪૮
તો કાએ નાં ચેતો મેરે બાઇ, નહિ ચેતે તો દોજખ જાઇ. ૪૯
છેલ્લી સંધ ઓર છેલ્લી બાતાં, છેલ્લી જુગ ઓર છેલ્લી ધાતાં. ૫૦
શેસ્રાદ્વિપથી તમ્ ઘર શાહા આએ, જાબું દ્વિપે ફર્માન પઠાએ. ૫૧
તમ્ ઘર શાહકી હુઇ વધાઇ, સદગોરે સુધી રાહ બતાઇ. ૫૨
એ દોનોં દિપક સુધા જાનો, સદગોર અજવાલા સહી કરી માનો. ૫૩
જિન્ને એ દિપક દેખા હોઇ, ઉસે અંધારાનાં લોપે કોઇ. ૫૪
પેહેલી સોહેણી માંહે ફેરો લોકા, પીછે હૈયડા હોવે દિપક જોગા. ૫૫
દીઆ ધરમને કરમ સંજોગા, તો ફરી ફરી શાહશું ન હોવે ભોગા. ૫૬
બાજ અજવાલે નાં પોતાં કોઇ, આગે મુશાએક બડે બડે હોઇ. ૫૭
તબ્ જા નબી ધરાયા નામા, સબ જીવોંકા કરશે કામાં, ૫૯
પીછે નબી મહમ્મદ કેહલાએ, સોહણી દિપક સાથું લાએ. ૬૦

ચૌદ લોકમાં અજવાલા કીતા, અલીકે શિરપ દસ્તાર જો દીતા. ૬૧
તબ્જા ધરાયા મહમ્મદ નામ, સબ્ ઉમ્મતકા કરશે કામ. ૬૨
સો મહમ્મદ હો જાંબુદ્વિપમે આએ, અલીમહમ્મદશા નામ ધરાએ. ૬૩
એ મુનિવરકું ઠામ બતાયા, જાંબુદ્વિપમેં છોડી માયા. ૬૪
આલ હમારી અમ્મર જાનો, ઉસ્ સેપાતર દૂજા ના માનો. ૬૫
યેહી સદગોર દૂજાનાં હોઇ, જીન્ને ન પાયા તિન્ને સર્વે ખોઇ. ૬૬
જે નુરે નુર ચલકર આયા, જાંબુદ્વિપમેં છોડી માયા. ૬૭
સુધા મારગ સતીએ જોઇ, અયેસા ચાણા દુજા નહિ કોઇ. ૬૮
વેદશાસ્તર્માં લેજો જોઇ, અબ્ દો દીપકકી હૂઇ રૂશનાઇ. ૬૯
સતી જીવને સત્શું જોઇ, મૂર્ખ અભાગી કરમ શું ખોઇ. ૭૦
એ આલ અલીકી એમ્મર જાનો, છેલ્લે ટાણે તમે દેખ પીછાણો. ૭૧
અબ મત્ ભૂલો મેરે બાઇ, આગે દુનિયા તમ દેખો હરાઇ. ૭૨
સત્ય વચનમાં સત્ય જો બાંખા, જો કહુ થાશો ખોલકર દાખા. ૭૩
જો કોઇ જાુગમાં શાહ કેહલાવે, સો તો સત્ય વચન પઢાવે. ૭૪
શાહ કેહલાવેસો નર પૂરા હોઇ, સોલ કલાશું તમે લેજો જોઇ, ૭૫
અગિયાર મુકામે સેહસ્ત્ર દ્રિપમે કાએ, બારમાં મુકામ જાંબુદ્વિપમેં લાએ. ૭૬
ઢાંકા નહિ તમે પ્રગટ જાણો, સોલ કલાશું તમે દેખ પિછાણો. ૭૭
કોહ તો પઢકર કહું જ્ઞાના, તુમકો બતાયા ભિસ્તકા ઠામાં. ૭૮
સત્ય વચન ઈસ્કા ધરિયા નામા, ભણે નર મહમ્મદશાહ આખર ધામા. ૭૯
૧ પેહેલી કલા જે નિર્મલ હોઇ, ૨ દુજી તેજ નાં લોપે કોઇ. ૮૦
૩ ત્રીજી દેહમાં સાંધાં નાં પાલે, ૪ ચોથી શરિરે થાન ન આવે. ૮૧
૫ પાંચમી અનેક આગમં રૂપ દિખાવે,૬ છઠ્ઠી અગમ કી બાત સુનાવે. ૮૨
૭ સાતમે ન્યેણે પુત્લી નવ દેખો, નિંદ નાહ તીશે તલક્ નવ્ પેખો. ૮૩
૮ આઠમી પાઉં પદમૂજો હોઇ, ૯ નવમી સેત પ્રસેવો નાંહી. ૮૪
૧૦ દશમી ભોમિએ પગલા નાં હોઇ, હણિા ખીણા એક કરી જોઇ. ૮૫
૧૧ અગિયારમી લચ્છન ડાબે પાસા,બ્રિહ ઈન્દ્રી નહિ તીસ બાશા. ૮૬
૧૨ બારમી બલવંત અપરમ્ પારા હોઇ, દેવ દાણવ નવ લોપે કોઇ. ૮૭
૧૩ તેરમી ત્રણ ગુણા તિતજ હોઇ, શક્તિ રૂપ તમે લેજો જોઇ. ૮૮
૧૪ ચૌદમી ચૌદ ઈલમ બતાવે, જબ્ ઉપજે તબ્ વેદ પઢાવે. ૮૯
૧૫ પંદરમી પખ્ પૂરા હોઇ, ચડતી ઉતરતી કલા લેજો જોઇ, ૯૦
૧૬ સોલમી કલા જે સર્જનહારા, જીવ પડિંકા કરે નિસ્તારા. ૯૧
સોલ  કલાશું પૂરા હોઇ, સાચા વિષ્ણુ જાણે શોઇ. ૯૨

## શ્રી સદ્‌ગોર બ્રહ્મા પીર શમ્મસની વાચા.

### ગોરની બાર કલા. ફર્માનજી બિસ્મિલ્લા હિર્રેહમાં નિર્રહીમ.

પેહેલા શુરીજન હાર વખાણો, આદે અંતકા ભેદ જો જાણો. ૧
દૂજે દયા ધરમ જો ધરના, હેત લે સઘલા શાહો પર ધરના. ૨
જે શાંઇ ઘટો ઘટ્ બોલે, સાચા મુનિવર ઉસ્કુ ખોલે. ૩
જીન્ને પાયા વોહ પૂરા માટી, ઉતરી ગયા શો વસ્મી ઘાંટી. ૪
પ્રથમ સ્વામિએ નુર નિપાયા, ઉસ્કા એકહી બ્રહ્મ બનાયા. ૫
બ્રહ્મ બનાકર ભેદ જો દીના, વેદે અજ્‌વાલા ઉસ્કા કીના. ૬
અતિ પવિત્ર વોહ પૂરા કહાવે, જાુગ્ તારણ વોહી આવે. ૭
આદ જાુગો જાુગ બ્રહ્મ પ્રકાશા, સબ્ ભવનકી પૂરે આશા. ૮
વોહી નુર નબી કહેલાયા. જાંબુદ્વિપમાં ફિર્ ફિર્ આયા. ૯
પંજાબ પ્રકાશી ગુજખંડ જાવે, સાચા બ્રહ્મા સોહી કહાવે. ૧૦
બ્રહ્મ રૂપ બ્રહ્મ કલા ધારે, અન્નંત કરોડી સોહી નર તારે. ૧૧
છેલ્લે ટાણે કીહેયે બાતાં , સચ્ કરી માનો મુનિવર ધાતાં. ૧૨
જાુગ જાુગાંતર રૂપ રૂપાંતર, તિસ્થી મુનિવર મત્ રાખો અંતર. ૧૩
ગોર રૂપ જો પ્રગટ હોવે, બાર કલાશુ સબ નેનું જોવે. ૧૪
કલાનાંહી વોહ ગોર ક્યેશા, માખણ નાંહી તો છાછી જયેશા. ૧૫
૧ પહેલી કલા તે નિર્મલ હોઇ, જયાશા સૂર્ય તમે લેજો જોઇ. ૧૬
૨ દૂજી તેજ નાં લોપે કોઇ, સાચા બ્રહ્મા તમે જાણો સોઇ. ૧૭
૩ ત્રીજી અનેક અગમ્ રૂપ દિખાવે, સબ્ જીવું ના સંક્ષે મિટાવે. ૧૮
૪ ચોથી અગમ્કી બાત બતાવેઃ શાહા પ્રગટ નેનું દિખાવે. ૧૯
૫ પાંચમી પાંઉ પદમ જો હોઇ, મૃતક્ જીવતા કરે નર સોઇ. ૨૦
૬ છઠ્ઠી સેત પ્રશેવો નાંહી, સત્ય સબુરી અતી મન માંહી. ૨૧
૭ સાતમી નીંદ પલખજ નાં હોવે, હિણા ખિણા એક કરી જોવે. ૨૨
૮ આંઠમી ભૂમીએ પગલાનાં હોઇઃ આવત્ જાવત્ નવ જાણએ કોઇ. ૨૩
૯ નવમી ત્રણ ગુણઆ તિતૂજ હોઇ,ત્યણે નિર્મલ નુરજ જોઇએ. ૨૪
૧૦ દશમી દશ ભોવન મુખ્માં બતાવે, જબ ઉપજે તબ્ વેદ પઢાવે. ૨૫
૧૧ અગીયારમી અતી બલ હોઇ, દેવ દાણવ નવ લોપે કોઇ. ૨૬
૧૨ બારમી કલા સબ્કી પૂરે આશા, બ્રિહ ઇન્દ્રી નહિ તિશ બાશા. ૨૭
ઇતી કલા જીસ્માંહી જાણો, સોઇ બ્રહ્મા તમે દેખે પીછાણો. ૨૮
ભણે પીર શમ્મસ તમે શુણો જ્ઞાના, ધરો મુનિવર ઉસ્કા ધ્યાના. ૨૯

સંપુરણ.

**નોંધ :** સદરહુ અથર્વેદીયાજ્ઞાન
(૧) ઇમાનસાહબાવા હસ્ત લીખીત ગ્રંથમાંથી (૨) ખોજા સાહીત્ય (૩) ગુલામ અલીબાવા (૪) બી. એ. ખાકી સત્પંથી સાહીત્ય ના સૌજન્યથી આભાર

